# ઉદા ધર્મ ભજન સાગર.

જુનાં પુરાણાં પુસ્તકોના આધારે
છપાવી પ્રસિદ્ધ કરનાર,


દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ, માસ્તર.
મુ. વડોદરા, ઠે. વાડી વાયડાપોળમાં.
હાલ મુ. અમદાવાદ, ઠે. દાણાપીઠ ભગુભાઇશેઠના વંડા પાસે.


વડોદરા વાડી વિષે, વાયડાની જે પોળ;
ઘર સેવકનું આવીયું, ચોથું ડાબી ઓળ.




સંવત ૧૯૮૨. સને ૧૯૨૬. આવૃતિ ૧લી. પ્રત ૬૦૦.

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂા. ૪-૪-૦.

માલીકનું નામ—



ગામ—

ઠેકાણું—

ચોરસો નહીં આ ચોપડી, લાજ ગયાનું કામ;
એ કારણ ઉપર લખ્યું, માલીક કેરું નામ.
લ્યો તો પાછી આપજો, મુકામ;
ઠેકાણું ચોક્કસ લખ્યું, રખે ભુલતા ઠામ.

લી. શે.—દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ.
માસ્તરના રામકબીર
વાંચશો.

# પ્રસ્તાવના.

પ્રિય ભાઇઓ અને બ્હેનો.

આપણા ઉદાધર્મની ( રામકબીર ધર્મની ) ન્યાતની અંદર હજુ વિદ્યા દેવીએ પોતાનો વીસ્તાર પૂર્ણ રીતે નહી ફેલાવેલો હોવાથી ઘણા માણસો થોડું ભણેલા છે. અને કેટલાક તો અભણ પણ છે.

ઉપાસીક અને ભાવીક સ્ત્રી પુરૂષોને માટે અત્યાર સુધી ગુજરાતી ભાષામાં કોઇપણ પુસ્તક છપાએલું નહીં હોવાથી તેની અભાવનાને લીધે ઘણી વીટંબણા પડતી જણાયાથી કેટલાક સદગૃહસ્થોના આગ્રહથી આ એક નાનકડું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

જેવી રીતે ઘણી નાની નાની નદીઓના મેળાપથી સમુદ્રનો વીસ્તાર ફેલાય છે તેવી રીતે આ ઉદાધર્મ ભજન સાગરની અંદર ઘણા જુના હાથના અને છાપેલા પુસ્તકોની મદદ લેવામાં આવી છે. જે જે પુસ્તકોની મદદ લેવામા આવી છે તે તે પુસ્તકોના બનાવનાર અને આ પુસ્તકમા લખેલા કીર્તન સુધરાવવામાં જેઓએ મને મદદ કરેલી છે તેઓનો આ પ્રસંગે આભાર માની ઋણમાંથી મુક્ત થવા ઇચ્છું છું.

મ્હારી મુળ ધારણા કીર્તન સુધરાવીને જ પુસ્તક છપાવવાની હતી, પરંતુ આપણી ન્યાતમાં ભક્તિ રસના પ્રવીણ માણસોની સંખ્યા ઘણીજ જુજ હોવાથી ને તે પણ પૂર્ણ જંજાળી હોવાથી પોતાનો સંસારીક વહેવાર છોડીને મ્હારી પાસે કીર્તન સુધરાવવા જુજ વખત બેસી શકેલા તેથી તે સુધારવાનું કામ પૂર્ણ કરવા શક્તિમાન થયો નથી. ને તે અધુરૂ રહેલું કાર્ય માત્ર મ્હારી સ્વમતિ અનુસારજ કરવા બની શકયું છે. જેથી મતિભેદથી યા ન્યુન આવડતથી તેમાં કાંઈ દોષ જણાય તો તે દોષ માટે હું પોતે એકલો જ ઠપકાને પાત્ર છું. કે જેને માટે મને દરગુજર કરશો.

સુધારીને વાંચવા ઉપરાંત તે વિષે યોગ્ય સુચના લખી જણાવી પુનરાવૃતી અગર દ્વીત્ય ભાગ પ્રસંગે સુધારણા કરવાનો સુયોગ આપવાની સુજ્ઞ વાંચકો પ્રત્યે મ્હારી નમ્ર પ્રાર્થના છે.

આ મ્હારૂ અતિ શ્રમાળ અને ખર્ચાળ કાર્ય જો ભક્ત સમાજને રૂચીકર પડશે તો બાકી રહેલા કીર્તન બીજા ભાગદ્વારા છપાવી બહાર પાડવા ઇચ્છા રાખુ છું.

સંવત ૧૯૮૨ના માહા સુદ ૫ ને સોમવાર
(વસંત પંચમી). તા. ૧૮-૧-૧૯૨૬.
**વડોદરા.** ઠા. વાડી વાયડાપોળમાં.
હાલ મુ. **અમદાવાદ.**
ઠા. દાણાપીઠ ભગુભાઈ શેઠના વંડા પાસે.

લી. સેવક,
**દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ માસ્તરના**
**રામકબીર અંગીકાર કરશો.**




કબીર સાહેબ.

## શ્રી રામકબીર સત્ય છે.

### કબીર સાહેબની દયા.

### જ્ઞાનીજી માહારાજની દયા.

### જીવણજી માહારાજની દયા.

### નાના વૈશ્નવજી માહારાજની દયા.

### સંત મહંતની દયા.

# રામકબીર (ઉદા) ધર્મ.

રામકબીર નામનો ધર્મ ઉદાધર્મથી પ્રખ્યાત છે જેનો પસારો ગુજરાતમા કાનમ પાલ વિગેરે જીલ્લામા છે.

આ ધર્મના મુળ પુરૂષ જ્ઞાનીજી માહારાજ છે, અને જેમને ખુદ સતગુરૂ કબીર સાહેબ મલેલા છે.

**સાખી.**

બટક બીજકી માંડમે, અટક ભયા મન સ્થીર;
જન જ્ઞાનીકા સંસય મીટયા સતગુરૂ મીલ્યા કબીર.

**આરતી.**

છઠી આરતી કાનમ મંડલ સીધાયે, જન જ્ઞાનીકા સંસય મીટાયે.
જ્ઞાનીકા ગુરૂ કબીર ભયે, મનકા સબે સંસય ગયે.

જ્ઞાનીજી મહારાજના પછી કેટલાક વરસ બાદ એમના જેવા એક મહાન પુરૂષ શ્રી જીવણજી માહારાજ થયા જેમને આ ધર્મનો ઘણોજ ફેલાવો કરી સારી રીતે સ્થાપના કરેલી છે.

**સાખી.**

જ્ઞાનીકે પરમોદમે ઉદા જીવણદાસ;
સતગુરૂકી કીરપાભઇ, જાકા નાનાદાસ.

અને હમણા પણ જીવણજી માહારાજ પછીના વંશજો જ્ઞાનીજી માહારાજના વંશજોને ગુરૂ તરીકે માને છે.

જીવણજી માહારાજની એક શાખા કહી પ્રાંતમાં છે તથા એક શાખા સુરત જીલ્લામાં છે તેઓ પણ આ ધર્મના સેવકો છે. (આ ધર્મને માનનારા છે.)

પ્રથમ ધર્મ સ્થાપનાર મુળ પુરૂષ શ્રી જીવણજી માહારાજની ઉત્પત્તી તથા જન્મસ્થાન વિષે કાંઇ નક્કી કરી શકાય તેમ નથી; પરંતુ નીચેની સાખી ઉપરથી તેમજ તેમના સમાગમના પુસ્તક ઉપરથી એટલું તો જાણવામાં આવે છે કે તેઓ ઉત્તર હીંદુસ્થાન તરફથી આવેલા છે અને તે પ્રમાણે જ્યાં જ્યાં પોતે જેને તેને મળી ઉપદેશ આપેલો છે તે તે ઠેકાણે આ ધર્મને અનુસરતા સેવકો છે.

## સાખી.

પાટણ આંબો મોરીયો, જીત્યાં ઝાલાવાડ;
ફળ લાગ્યાં છે માળવે, વેડે છે ગુજરાત. ૧

એ ઉપરથી માલુમ પડે છે કે પ્રથમ માળવા દેશમાં પોતે ધર્મ ઉપદેશ આપેલો છે તે પ્રમાણે હાલમા પણ માળવામાં આ ધર્મને અનુસરતા સેવકો છે તેમજ પાટણ (કાઠા) તથા કાઠીઆવાડમાં એટલે સાયલા વિગેરે ઠેકાણે પણ આ ધર્મને અનુસરતા સેવકો છે.

મુળ પુરૂષ શ્રી જીવણજી માહારાજે ગુજરાત મધે પધારી પોતાનું સ્થાન કાનમ જીલ્લામા પુનીઆદ ગામે કરી ધર્મની વૃદ્ધી ઘણીજ કરેલી છે.

ભાવીક સેવકોએ પોતાના મા, બાપ, ભાઇ, પીત્રાઇઓ સગા સંબંધી કુટુંબી વિગેરેનો સ્નેહ છોડી સંબંધ ત્યાગી દઇ આ ધર્મ ઉત્તમ જાણી માનેલો છે......

અત્યારે (હાલમાં) પણ ઘણાખરાના વંશજો અન્ય ધર્મમાં છે એ ઉપરથી માલુમ પડે છે.

શ્રી જીવણજી માહારાજે અવતાર, વેદ, ઓકાર નિરંજન, બ્રહ્મ વિગેરેના ઉપરની વાત બતાવેલી છે અને બધાના સતગુરૂ શ્રી કબીર સાહેબ છે એમ જણાવેલું છે.

## સાખી.

સબકે સતગુરૂ કબીરજી, મમત કરો મત કોઇ;
ઓર દુનીયાકું જીવણા, સતગુરૂ ઘરકી જોઇ. ૧
આપ વ્યાપક જીવણા, તેજ જોત આકાશ;
બીના મુંડકા ચોર હે, સબ જુગ કીયા ગ્રાસ. ૨
સતગુરૂ શબ્દે છુટશો, કીજો ઇત્તબારા;
એ સંસાર સબ બાંધીયા, જમજાળ પસારા. ૩
કાહુકે વૃત હરીકા, કાહુકે શીવ હનુમાન;
હમારે વૃત જીવણા, સત કબીર નીજ નામ. ૪
વાણી સૌ વ્યભીચારણી, નહીં ગુરૂ મુખ વચન પ્રમાણ;
ગુરૂ મુખ વાંણી જીવણા, કલ્યાણે કલ્યાણ. ૫

ઉપર પ્રમાણે કબીર સાહેબને સદગુરૂ માની વેદના કર્મકાંડ વહેવારો તથા બ્રાહ્મણોએ પોતાને ઉંચા કરવા અનેક બ્રહ્મણાઓ નાખેલી તે બીલકુલ કાઢી નાખી સત્ય રસ્તે પોતાનો ધર્મ સ્થાપી અનેક જીવોનો ઓદ્ધાર કરેલો છે.

કબીર આદ પુરૂષકો રૂપા, વીરલા જાણે સંત સરૂપા.
આદપુરૂષ એક વૃક્ષ હે, નીરંજન વાકી ડાળ હે.
વેદ કીતાબ છોડદો પાડે, એ સબ મનકે ભર્મા;
કહે કબીર સુણો હો પાડે, એ સબ તુમારે કર્મા.
સતગુરૂ દાસ ગોપાળજી, જીને દીયો અભયપદ દાંન;
વેદ વન સબ જીવણા, કાટ કીયો મેદાન.
જયાં જયાં પંડીત પાવ ધરે, ત્યાં ત્યાં જમકા વાસ.
સંત પાવ ધરે જીવણા, ત્યાં રામ અવીનાશ.

દેવળ ઘંટા ઢોલ બાજીયા, પાણી ઓર પખાણ.
પંડીત શિકારી જીવણા, મારે કર્મના બાણ.

બ્રાહ્મણ અગર બીજા કોઇ પણ ન્યાતીનું જમવું નહીં તેમજ બ્રાહ્મણોએ કર્મકાંડના[1] નાખેલા વહેવારો બીલકુલ કરવા નહીં. જેવા કે શ્રાદ્ધ, સુતક, કાયટું,[2] ચોકે નાખવું, લગ્નમાં, ગ્રહશાતિ[3] કરવી, ચૉરી કરવી, જપ કરાવવા, કંકુનું તીલક કરવું;વિગેરે તમામ કર્મકાડના વહેવારમાંથી મુક્ત કરી તથા વાસણ સરખુ કોઇને ન આપવું તથા તેનું ઉપયોગમાં પણ લેવું નહીં તથા મરણ તથા લગ્ન પ્રસંગે કોઇનું સીધુ કાચુ પણ ન લેવું વિગેરે નીયમ રાખી અનિન્ધવૃત[4] આપી ભક્તિનું રહસ્ય ફેલાવેલું છે.

## ઉપદેશ.

મંત્ર—રામકબીર
તીલક—ગોપીચંદનનું
કંઠી—તુળશીની
પુજા—ગુરૂની (ગુરૂગાદી અગર પુસ્તકની)
ધર્મ—સતોગુણી
આચાર્ય—જીવણજી માહારાજ
ધર્મનું નામ—ઉદા ધર્મના ભગતો (વૈશ્નવો)
સેવા—ગુરૂ, સાધુ, અભ્યાગત, વિગેરે
માર્ગ—નીરબાન

## શાખા વિષે.

જીવણજી માહારાજના વખતમાં સુરતમા પણ ગાદી સ્થાપી મહાત્મા નારણદાસજીએ સારી રીતે ધર્મ ફેલાવી ઘણા સેવકો કરેલા છે જે અધ્યાપી સુધી છે, તેમજ જીવણજી માહારાજના શિષ્ય કહાણદાસજી માહારાજે કડી પ્રાત (કાંઠા) સરદારપુરમા ગાદી સ્થાપી ઘણા સેવકોને બોધ આપી ધર્મ ફેલાવેલો છે જે અધ્યાપી હૈયાતીમાં છે તેમજ દરાપુરામા રતનજી કહાનદાસના દીવાન નાના પારેખે (નાના વૈશ્નવજીએ) જીવણજી માહારાજનો ઉપદેશ લઇ ઘણા સેવકો પોતાને સ્વહસ્તે કરી ગાદીની સ્થાપના કરેલી છે જે ગાદી હાલમાં વડોદરા વાયડાપોળમા હૈયાતીમાં છે તેમજ જીવણજી માહારાજ બાદ પાચ છો પેઢીએ ભગતોમાં ટંટો ઉઠવાથી કેટલાક સેવકોએ મળી એક નવીન શાખાની ગાદી હાંસાપુરામા સ્થાપેલી છે જે હાલમાં હાંસાપુરા ગામે હૈયાતીમાં છે.

## નિયમો.

પ્રથમ સવારમા ઉઠી નાની ઉમરના પુરૂષોએ તથા સ્ત્રીઓએ મોટી ઉમરના માણસોને રામકબીર કહેવા, અગર જ્યારે અને જે વખતે મળે તે વખતે કહેવા. બહાર ગામના વૈશ્નવો આવે તેમને રામકબીર કહીને ભેટવું.

---

૧ કર્મકાંડ=વેદના જે ભાગમા કર્મ સંબંધી શિક્ષા છે તે; ક્રિયા વિધિનો ભાગ, બ્રાહ્મણોએ કરવાનાં કર્મો. ૨ કાયટું=અગિયારમાના દિવસે ભોજન આપવું તે. મરનારની અગિયારમાના દીવસે કરવામા આવતી ક્રિયા, શ્રાદ્ધ. ૩ ગ્રહશાંતિ=ગ્રહોની ખરાબ અસર દુર કરવા જે ધર્મક્રિયા કરવામાં આવે છે તે. ૪ અનિન્ધવૃત=નિન્દવા યોગ્ય નહીં તેવા પાપ નિવાર્ણાથે અથવા ફળ પ્રાપ્તિને માટે શાસ્ત્રાનુસાર કર્મ કરવાં તે.

નાહીને ગોપીચંદનનું ઉભુ તીલક નાસીકાના અગ્ર ભાગથી કરવું તથા માથે, હાથે, છાતી, નાભી વિગેરે ઠેકાણે તીલક કરવું આ તીલક પુરૂષો સ્ત્રીઓ તથા બાળકો વિગેરે તમામને કરવાનું છે. પુસ્તક અગર ગુરૂગાદીના સામે ઘીનો દીવો કરી રામકબીર મંત્રનો જાપ કરવો તથા અખ્યારૂજી માહારાજે (ધનરાજ પંડ્યાએ) બનાવેલા કીર્તનનો પાઠ કરવો તથા બે હાથ જોડી નીચુ મુસ્તક કરી પ્રણામ કરવા. પ્રણામ કરતી વખતે રામકબીર કહેવા અનિન્ધવ્રત પાળવુ, પોતાના ધર્મના ભગતો સિવાય કોઇનો પ્રસાદ વિગેરે કાંઇ ખાવુંપીવું નહીં.

વખતના પ્રમાણમાં વેળાવેળાના પદ ગાવા જેવા કે કલ્યાણ બીહાગડા, કેહેરા, પ્રભાતી ધન્યાશ્રી. ટોડી, સારંગ, ગૉડી વિગેરે. ખાસ પ્રભાતમાં આરતીના પદ તથા સાંજે આરતીના પદ જરૂર ગાવાના છે એટલે સવારમાં પોતાને ઘેર આરતીના પદ ગાવા અને સાંજે બધા ભગતોએ (પુરૂષો, સ્ત્રીઓ, બાળકો વિગેરેએ) મળી ગામમાં ઠરાવેલા પરથારે આરતી કરવાની છે (આરતીના પદ ગાવાના છે) આરતી પુરી થએ પ્રણામ કરવા. પ્રણામ બે હાથ જોડી નીચુ મુસ્તક કરી રામકબીર મંત્રનો તથા ગુરૂની સ્તુતીની સાખીઓનો જાપ કરવો પ્રણામ ઓછામા ઓછી ત્રણ મીનીટ સુધી કરવા પ્રણામ પુરા થએ સર્વને રામકબીર કહેવા તે પછી એકાદ પરચરી બોલવીને વખતની અનુકુળતાના• પ્રમાણમાં બીજા પદ બોલવા.

સમૈયાઃ રામનવમી, જન્માષ્ટમી એ બે સમા ઉપર મળે તે ફુલપાન થાળ વિગેરે લઇ ગુરૂની ગાદીએ જવું તે સિવાય પણ બની શકે તો ગુરૂની ગાદીના દરશણે માસ બે માસે જવું. બીજા સમા પોતાના ગામમાં પરથારાવાળાને ઘેર કરવા ભજન સુમરણ કરવું. બાદ થાળ કરવી.

**સમા**—ગોવર્દ્ધન સમો (અનકુટ) ગ્યાનીજી માહારાજની અગીયારસ (પોસ સુદી ૧૧) વસંતપંચમી, ધુળેટી, રંગપાંચમ, રાધાઅષ્ટમી શરદપુનેમ વિગેરે એ સિવાય ભાદરવા સુદી ૫ શ્રી જીવણજી માહારાજની ખાસ છે માટે તે દીવસે બને તો ગુરૂને આપણે ઘેર બોલાવવા પ્રસાદ વિગેરે જમાડી, પાનફુલ અરપણ કરવું અગરતો પોતપોતાને ગામે ખાસ ગુરૂનો દીવસ જાંણી આનંદ ઑચ્છવ કરી સમો કરી થાળ પરસાદ કરવો.

## ઉપ નિયમ.

બાળકની જન્મતિથિથી સવા માસે બાળકને ગુરૂની પાસે (સ્વામીની પાસે) મળે તે ફુલપાન હાજર કરી કંઠી બંધાવવી રામકબીર મંત્રનો જાપ લેવો બાદ બાળકની માતાએ ઘરના કામકાજ વિગેરેમા સામેલ થવું. ગુરૂ દુવારાનું ગામ પોતાના ગામથી દુર હોવાના કારણે અગર કાંઈ યોગ્ય પ્રસંગના લીધે ગુરૂ (સ્વામીથી) આવી શકાય તેમ ન હોય તો સ્વામી તરફથી કંઠી મંગાવી ગામના ભગતોએ ઠરાવેલા પરથારાવાળા ભગત પાસે કંઠી બંધાવવી અને મંત્રનો ઉપદેશ લેવો.

કંઠી બંધાવવા જતી વખતે બાળક અને તેની માતાએ નાહી ધોઇ સ્વચ્છ કપડાં પહેરી ગુરૂ (સ્વામી) પાસે કંઠી બંધાવવા સારૂ જવું.

બાળકને કંઠી બાંધતા, પરણાવતા, અને મૃત્યુ વખતે એકજ સરખો આનંદ માનવો અને ઉપર લખેલા ત્રણેવ પ્રસંગે અખ્યારૂજી માહારાજે (ધનરાજ પંડ્યાએ) બનાવેલી વાંણીનું પદ ગાવું.

માણુસના મૃત્યુ વખતે ભજન સુમરણુ કરવું રડ પીટ કરવી નહી બાદ ભજન (ઑચ્છવ) કરતા શબને સમસાને લઇ જવું ને ત્યાં અગ્નિ સંસ્કાર કર્યા પછી નાહી ધોઇ ભજન કરતાં પાછા આવવું સ્રીઓએ પણ ભજન ગાતા જવું તથા આવવું બાદ થાળ પરસાદ કરવો. પછી દશ પંદર દીવસ સુધી સાંજે ભજન કરવા મૃત્યુ પામેલાને ત્યાં જવું.

પાછળ શ્રાદ્ધ[1], કાંન, કાયટું, બારમુ, છમાસી, વરસી વિગેરે કાંઈ કરવું નહીં તેમજ કાંઇ પણ બ્રાહ્મણ પાસે ક્રીયા વગેરે કરાવવી નહીં. પરંતુ ભગતોએ રામ રામ કરવા આવવું રામ રામ કરવા આવનાર પુરૂષોએ ઘેર આવી વેળાને અનુકુળ બનાવેલા ભજનના પદ ગાવા. સ્રીઓએ ચકલેથી અગર ભાગોળેથી ભજન ગાતાં આવવું. બાદ જમતાં, જમીને ઉઠયા બાદ સંધ્યાકાળે માલગૉઠી, સંજ્યાગૉઠી, આરતી અને પરચરી વિગેરે ભણ્યા પછી નીંદ્રાંને આધીન થવું મળસકે વખતને અનુકુળ ભજન ગાવા ને પછી પ્રભાતીયા અને આરતી ભણવી.

મૃત્યુ પામેલા પાછળ નાત (ઑચ્છવ) મળે તેને પોતાની અનુકુળતાને સમયે. વરસે બે વરસે, ચાર વરસે ફાવે ત્યારે કરવી.

લગ્નમાં બ્રાહ્મણને બોલાવી ગ્રહશાન્તિ તેમજ પરણુતા ચૉરી વિગેરે કાંઇ કરવું નહીં. ભજન ગાઇ હસ્ત મેળાપ કરાવી ફેરા ફેરવી લગ્ન વીધી પુરી કરવી તેમજ સ્રીઓએ પણ ભજનના પદ વિગેરે બોલવા જેવા કે સીતા સ્વયંવર, સીતાજીનો સોહેલો, કાંનૈયાજીની આરતી ધનઘડી, ફુલડેફગર, આનંદસાગર, રઘુનાથજીની ઘોડલી વિગેરે.

લગ્ન પ્રસંગે અગર ઑચ્છવ અને બીજા હરેક સારા માઠા ટાણે પરસાદ પીરસતા સુધી ભજન ગાવા (પરસાદની આદ ભણવી) સંત સાધુની સેવા (ટહેલ) કરવી.

કહેણુા હોસો કહે લીયા, અબ કયા કહુ સમજાય;
સંત સેવા કરો જીવણા, રઘુપતિ હોય સહાય.

## મનુષ્ય ધર્મ.

બુદ્ધીમાન અને વિવેકી વિચારવાન પુરૂષોએ વિચાર કરવા યોગ્ય છે કે મનુષ્યનો ધર્મ શું છે ? અને પરમેશ્વરે મનુષ્યને પોતાના સ્વરૂપમે શા માટે પ્રગટ કર્યા છે.

જ્યારે તેનો શોધ અને વિચાર કરશો ત્યારે તમોને જ્ઞાન થશે કે ઉંચ પદ પામવાને માટે ઉત્પન્ન કર્યા છે. ઉંચ પદ પામવાને માટે આત્મ સ્વરૂપ જાણવાની ખાસ જરૂર છે એ માટે દરેક મનુષ્યને ઉચિત છે કે સંસારીક પ્રપંચમાંથી મન હઠાવી પોતાના સારા કાર્યમા લગાવવું. ઇશ્વરે દરેક મનુષ્યને જુદા જુદા પ્રકારના બનાવેલા છે સૃષ્ટિમાં કોઇ પણ માણુસને ઇશ્વરે પોતાના જેવો બનાવેલો નથી તેમજ મનુષ્યના કર્તવ્ય પણ બધાથી ભિન્ન નિર્માણુ કરેલા છે તેમજ મનુષ્ય માત્રની એવી બનાવટ ઇશ્વિરે બનાવેલી છે કે એને ઇશ્વિરની જરૂર આજ્ઞા માનવીજ પડે. એના બદલમાં મનુષ્યને પરમાત્માએ ભક્તિનો ભંડાર આપેલો છે જે મનુષ્યો ભક્તિ નથી કરતા તે જરૂર દંડના ભોગતા થાય છે. અને તેમને આલોક અને પરલોકનું સુખ પ્રાપ્ત થતું નથી. સૃષ્ટિ ત્રણ પ્રકારની છે. (૧) જંગમ, (૨) સ્થાવર

૧ શ્રાદ્ધ=શ્રદ્ધાથી પિતૃઓની તૃપ્તિ માટે કરાતી તર્પણ પિંડદાનાદિક ક્રિયા તે, પુર્વજોને જલાંજલિ–પિંડ આપવા તે.

અને (૩) વનસ્પતિ. ચાલે ફરે અને સંકલ્પ વિકલ્પ કરે તે જંગમ, જડ વસ્તુ એ સ્થાવર છે અને કેવળ વધવું પુરટ આદીક થવું એ શક્તિ વનસ્પતિમા છે. સદાચાર એ દૈવીક ગુણ છે એ માટે માણસ માત્રને ઉચીત છે કે પશુ ધર્મ છોડી સદાચાર દૈવીકગુણ[1] ધારણ કરવા અને અસુરીગુણ[2] ત્યાગી દેવા, જ્યાં સુધી બને ત્યા સુધી નિષેધ અને ખોટા વ્યવહાર અને ખોટા ગુણોનો સંકલ્પ પણ ન કરવો તેમજ કોઇ પણ જીવ ધારીને કોઇ પણ પ્રકારનું કષ્ટ આપવું નહીં. પરમાત્માએ મનુષ્યનું પદ દેવતા કરતા પણ શ્રેષ્ટ બનાવેલું છે કેમકે દેવતા લોક જે સ્વર્ગમાં રહે છે તેમને ફરી સ્વર્ગ પામવાને તથા મોક્ષ પામવાને કાંઇ સાધન નથી. પરંતુ મનુષ્ય તો અનેક સંકટોને દુર કરી સ્વર્ગને તેમજ મોક્ષપદને પ્રાપ્ત કરે છે જેથી મનુષ્ય પદ કરતાં સ્વર્ગ પણ તુચ્છ છે.

જે મનુષ્યો અહંમ ભાવ લાવે છે એટલે કે પોતાને મોટા માને છે અને બીજાને તુચ્છ માને છે તે જરૂર નર્કના ભોગતા થાય છે માટે મનુષ્ય માત્રને નમૃ અને આધીન થઇ દાસ ભાવથી વર્તવું અને ઇશ્વિર સુમરણ બનતું હમેશાં કરવું એ મનુષ્યનો ખાસ ધર્મ છે.

અહંકારના લીધે આ જીવ પોતાનું સાચું સુખ ગુમાવી ખોટા સુખમાં ફસાય છે.

ચોરાસી લક્ષ યોનીમા નાના પ્રકારના દુઃખ પામવાનું મુખ્ય ખાસ કારણ દેહ અભીમાન છે માટે દેહ અભીમાન મનુષ્ય માત્રે રાખવું નહીં.

મનુષ્ય પદ બધા પદ કરતાં ઉંચુ છે કે જેમાંથી જીવ મુક્ત થઇ જાય છે એવા મુક્ત થએલા જીવની દેવતા લોક પણ ઇચ્છા કરે છે કે ક્યારે તેના ચરણની રજ અમોને મળે અને છેવટે બધા દેવતા તેના આગળ દંડવૃત્ત નમસ્કાર કરે છે.

મનુષ્ય પદ બધા પદ કરતાં શ્રેષ્ટ પદ છે એ માટે જરૂર મનુષ્ય બનવું જોઇએ, મનુષ્ય બનવાને માટે મનુષ્યના લક્ષણ જરૂર ધારણ કરવા જોઇએ. મનુષ્ય જ્યારે પોતાના મનુષ્ય લક્ષણ ધારણ ન કરે ત્યારે તે શી રીતે મનુષ્ય પદનો અધીકારી ગણાય? નજ ગણાય માટે જેને મનુષ્ય પદને સારી રીતે પ્રાપ્ત કરવું હોય તેને જરૂર માણસના લક્ષણ ધારણ કરવા ઉચીત છે. મનુષ્યના લક્ષણ ધારણ કરીને પણ પરમાત્માના કૃપાપાત્ર બનવું એ એથી પણ વધારે ઉત્તમ મનુષ્યપદ છે ઉદારતા. વીરતા ન્યાય શીલ ગુરૂની આજ્ઞા એ લક્ષણ પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરવાના સાચા સાધન છે જેને એ લક્ષણ ધારણ કરેલા છે તેને શાસ્ત્ર ભણવાની કાઇ જરૂર નથી.

શાસ્ત્ર ભણ્યા અગર ન ભણ્યા હોય પરંતુ ઉપરના ગુણો સમજીને તેને અનુસાર ચાલે તો તે વિદ્વાનમાં વિદ્વાન અને સંતો મે સંત શીરોમણી છે. તેમજ જેમને પોતાની ઇંદ્રિયો કબજામા રાખેલી છે અને અસુરી બુદ્ધિ ક્રોધ આદીક પોતાના અંતઃકરણમાથી કાઢી નાખ્યા છે અને દૈવીકગુણ, શીળ, સંતોષ ધૈર્ય આદીક ધારણ કરેલાં છે તેજ વિદ્યમાન અને તેજ સંત છે.

કેટલાક લોકો એવા સારા સંતોની તથા ઈંદ્રિયજીત, નિષ્કામી પુરૂષોની નિંદા કરે છે અને તેમને મશ્કરીમાં ઉડાવે છે તેથી કરીને વૈરાગ્યવાન, સંત, અને દેહાભીમાની તથા

---

૧ દૈવીક ગુણ (દૈવી)=દેવ જેવી બુદ્ધિવાળા ગુણ, આધ્યાત્મિક, દેવતાઇ, પરમાર્થિક ગુણ. ૨ અસુરીગુણ (આસુરી)=રાક્ષસી વૃત્તિ.

વિદ્વાના અભીમાનીનો મેળ બેસતો આવતો નથી સમસ્ત સંસાર ત્રણ ગુણનો બનેલો છે ૧ સતોગુણ ૨ રજોગુણ અને ૩ તમોગુણ એ ત્રણ ગુણોના આધારે બધી સૃષ્ટી ચાલે છે.

સંત સતોગુણી સંસારીક મનુષ્ય રજોગુણી અને તમોગુણી વિદ્વા અભીમાની, દેહાભીમાની અને પક્ષપાતી છે.

માટે હમેશાં મનુષ્ય પદના લક્ષણ ધારણ કરી ઉચ્ચ પદ મેળવવા માટે દૈવીકગુણ ધારણ કરી પરમાત્માની ભક્તિ કરવી એ મનુષ્ય માત્રની ફરજ છે.

જલ પ્રમાણે માછલી, કુળ પ્રમાણે બુદ્ધિ;
જાકો જેસા ગુરૂ મીલે, તાકો તૈશી સુદ્ધિ.

## ગોરખનાથ.

### સાખી.

બટક બીજકી માંડમે, અટક ભયા મન સ્થીર;
જન ગ્યાનીકા શંસય મીટયા, સતગુરૂ મીલ્યા કબીર. ૧

**અર્થ:**—જો કે સાધુ પુરૂષોએ પોતાનું વિર્ય ખલીત ન થવા દેવું જોઇએ એ ખાસ છે પરંતુ ભક્તીના બળે ગોરખનાથે જે વિર્ય સાચવેલું છે તે પોતાને ખાસ જોગી કહેવડાવવાના અભિમાન માટેજ પરંતુ પોતાની સાચા મનની ભક્તી જે સાધુ પુરૂષોની એકાગ્ર ચીતથી હોય છે તે પોતાનું વિર્ય ડર સીવાય ભક્તીના બળે સાચવી શકે છે.

ગોરખનાથને જ્યારે કબીર સાહેબ મલેલા છે અને તેમના (ગોરખનાથના) જોગમતનું ખંડન કરી પોતાનું આત્મ જ્ઞાન સમજાવેલું છે ત્યારે ગોરખનાથે કહ્યું કે "હે સતગુરૂ મને હવે તમે ઉગારો હું તમારી શરણમાં છું" પછી કબીર સાહેબે કહ્યું કે "મેં તમને ભેદ બતાવેલો છે પરંતુ તમો ભગથી[1] બહુ ડરીને બિંદની[2] સાધના કરેલી છે તેથી તમારૂં કલ્યાણ ગર્ભવાસમાં ગયા વગર થવાનું નથી માટે હવે તમે મોરધ્વજ દેશમાં જેસલમેરમાં ભાટીક રાજાને ત્યાં અવતાર લો જ્યાં તમારૂં નામ ગ્યાની પડશે તમારા ગુરૂ ખોજીજી થશે જયાંથી તમો રાજવૈભવ મુકી ગુરૂ સાથે ગુજરાતમાં કાનમ જીલ્લામાં આવશો તમારો ભેખ સંસારમાં ચાલશે, અને ત્યાં તમારા જ્ઞાનનો ફેલાવો થશે. પરંતુ તમારો પંથ બધે વિચલાઇ[3] જશે પછી હું તમોને મળી આજ દેહથી સમજાવીશ.

### ગોરખ વચન.

કહે ગોરખ સતગુરૂ સુણો, મેં લેઉ અવતાર;
ફીર હમકુ કૈસે મીલો, સતગુરૂ કહો વિચાર.

### કબીર વચન.

કહે કબીર ખોજત મીલે, તુમહી હસો અપાર;
ખોજી મન શંસય પરે, ફિર તુમકુ બુઝે વિચાર.
જબ તુમ હમકુ ખોજહો, ફિર દેહો દિદાર[4];
ખોજીકા શંસય મીટે, સહેજે હોય ઉબાર[5].

---

૧ ભગથી=સ્ત્રીઓની યોનીથી ૨ બીંદની=વીર્યની ૩ વીચલાઈ જશે=વીખરાઇ જશે.
૪ દિદાર=દર્શન ૫ ઉબાર=ઉગરવું, કલ્યાણ થવું.

જેસલમેર વાહીતરે, ભાટીક કુળ રજપુત;
ગુર્જર દેશ પાવન કીયો, ગ્યાની ગ્યાન અબધુત[1].

ગોરખે પુછ્યું "શી રીતે મને મળશો ?" તેનો જવાબ ઉપરની સાખીમા સતગુરૂએ આપ્યો.

એક વખત ગ્યાનીજી તથા તેમના ગુરૂ ખોજીજી બન્નેવ જતા હતા. પછી ખોજીજી પેસાબ કરવા વડના ઝાડ નીચે બેઠા તેમના પેસાબના રેલામાં વડનો ટેટો તણાવા લાગ્યો. તે જોઈ ખોજીજી વિચાર કરવા લાગ્યા કે અહો ! આ વડનો ટેટો આજે પેસાબના રેલામાં તણાય છે તેનું બીજ કેટલું નાનું છે પરંતુ જ્યારે તેમાથી વડવૃક્ષ ઉત્પન્ન થાય છે. ત્યારે હજારો હાથી બાધવાથી ડગતુ નથી. આવો વિચાર કરી જરા હસ્યા તે જોઈ પાસે ઉભેલા ગ્યાનીજી મહારાજને ઘણુંજ હસવું આવ્યું. પછી ગ્યાનીજી માહારાજે પુછ્યું કે "આપ પેસાબ કરતા શું જોઇ હસ્યા ?" ત્યારે ખોજીજીએ કહ્યું કે " આ જે સાખી કહું છું તેનો અર્થ કરી તમારો શંસય મીટાવો. " તે મારા ગુરૂ અને તમારા સદગુરૂ.

## સાખી.

બટક બીજકી[2] માંડમે, અટક ભયા મન સ્થીર.

આટલી સાખી ગુરૂએ કહ્યા પછી ગ્યાનીજી માહારાજ સાખીનો અર્થ બતલાવનાર ગુરૂની ખોજ કરવા લાગ્યા, ખોજ કરતાં તેમને કબીર સાહેબ મલ્યા. અને ઉપરની સાખીનો અર્થ સમજાવ્યો એટલે પછી ગ્યાનીજી માહારાજે પુરી સાખી કહી કે " બટક બીજકી માંડમે અટક ભયા મન સ્થીર, જન ગ્યાનીકા શંસય મીટયા સતગુરૂ મીલ્યા કબીર.

ઉપરના ગ્યાનીજી માહારાજના લખાણુ ઉપરથી માલુમ પડે છે કે ગ્યાનીકા ગુરૂ કબીર ભયે મનકા સબે શંસય ગએ.

સબકે સતગુરૂ કબીરજી, મમત કરો મત કોય;
ઓર દુનીયાકુ જીવણા, સતગુરૂ ધરકી જોઈ.

શ્રી જીવણુજી માહારાજ કહે છે કે બધાના સતગુરૂ કબીર સાહેબ છે માટે કોઇ મમત કરશો નહીં. જે સતગુરૂને તથા તેમના શબ્દને નથી માનતા તે બધી દુનીયાને સતગુરૂ ધરની જોઇ ( જોઇ=સ્ત્રી ) છે કેમકે સમસ્ત સંસાર માયાની જાળમાં ફસાઈ માયાને પોતે આધીન થઇ માયાને આધીન રહેલા પુરૂષનીજ ભક્તિ કરે છે અને ભક્તિથી તેમને માયાવીક વસ્તુજ મલે છે. દેવ લોકમાં જવાથી પણ ત્યાં માયાવીક[3] વસ્તુજ મળે છે અને જેનું ભોકતા પણું પુરૂ થએ પાછો અવતાર લેવો પડે છે. તેમજ વૈકુંઠ વીગેરે ઠેકાણે પણ માયીક વસ્તુ પ્રાપ્ત થાય છે અને જ્યાંથી પણ અવતાર આદીક ધારણ કરવા પડે છે. **જુઓ શ્રીમદ્ ભાગવત** દશમ સ્કંધમાં **શ્રીકૃષ્ણચંદ્રે** પૃથ્વીપર અવતાર લેતા અગાઉ જણાવેલું છે કે દેવલોકો તમો સૃષ્ટીમાં જઇ અવતાર ધારણ કરો હું તમારી પાછળ અવતાર ધારણ કરીશ તો ખુદ શ્રી વિષ્ણુને અવતાર લેવો પડે છે તો બીજાની શી દશા.

**જુઓ શ્રીમદ્ ભાગવત** નવમા સ્કંધ અધ્યાય દશમાં જણાવેલું છે કે દશરથ રાજાને ત્યાં સાક્ષાત પરીબ્રહ્મરૂપ શ્રી હરિએ ( રામચંદ્રજીએ ) દેવતાઓની પ્રાર્થના ઉપરથી કૌશલ્યાને પેટે જન્મ લીધેલો છે.

---

૧ અબધુત=પુરેપુર. ખામી વગરનું. ૨ બટકબીજ=વડનું ઝાડ. ૩ માયાવીક=નાશવંત, પ્રપંચવાળું.

જુઓ નવમા સ્કંધ અધ્યાય પંદરમાં જણાવેલું છે કે જમદગ્નિ રૂષિને ત્યાં રેણુકાથી ફરશુરામનો અવતાર છે.

જુઓ દશમા સ્કંધ અધ્યાય બીજામાં જણાવેલું છે કે ઇશ્વરે ( શ્રી નારાયણે ) પણ વસુદેવને ઘેર દેવકીજીના ઉદરથી અવતાર ધારણ કરેલો છે.

ઉપર પ્રમાણેના શ્રીમદ્‌ભાગવતમાં દશ અવતાર વર્ણવેલા છે. તેથી અધ્યારૂજી માહારાજે (ધનરાજ પંડયાએ) અહરનીસના રાસમાં જણાવેલું છે કે સ્વર્ગ ભોગવી સંકુરટ પંડયા અક્ષય પદ વીના તે રડવડયા. તે માટે વૈકુંઠથી પણ અવતાર આદીક ધારણ કરવા પડે છે. પરંતુ જેને સતગુરૂ મળે છે તેને જન્મ મરણનું દુઃખ મટી જતાં અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. જુઓ ઉદાધર્મ પંચરત્નમાળા સારંગ પદ ૩ જુ. પાનું. ૨૨૬.

ચલો હંસા દેશ સોહામણો.<br>
એ સંસાર ઓસ ભોમીકો, કરમ છુટે નહીં પાવનો;<br>
કહા બ્રહ્મલોક કહા શીવલોક, કહા વિષ્ણુલોક ઠેરાવનો.<br>
ચલ હંસા વેદેશ અમર હૈં, ઉહાંથી ફેર ન આવનો.<br>
સુન્ય કાલ ઔર જ્યોતસરૂપી, એ લોકન મન ભાવનો.<br>
જેની સંકુરટ મીટે નહીં કબહુ, ભ્રમ ભટકી ફીરી આવનો.<br>
હંસા હોય સો વાદેશ જાઈ હે, કહે કબીર સમજાવણો.<br>
જ્યાં નહી રામઠગોરી લાવે, જનમ મરણ નહીં દાહણો.

ઉપરના પદ્દ પરથી સદગુરૂનું સ્થાન સર્વ કરતાં શ્રેષ્ટ છે તે બરાબર માલુમ પડે છે. ( રામઠગોરી=માયા ).



## ઉદાધર્મ સ્થાપનાર.

# આચાર્ય શ્રી જીવણજી માહારાજ.

| મુળગાદી પુનીઆદ. | સાખાગાદી હાંસાપુરા. | શીષ્યગાદી |
|---|---|---|
| ૧ જીવણજી માહારાજ. | | |
| ૨ સામદાસ. | | વડોદરા વાઘડાપોળ. ( દ્વારકાંદાસના શીષ્ય ) |
| ૩ દ્વારકાંદાસ. | | ૩ નાના પારેખ (નાનાવૈષ્ણવજી માહારાજ). |
| ૪ રાણોદાસ. | ( રાણોદાસના બીજા પુત્ર ) | ૪ કરશનદાસ. |
| ૫ વસંતદાસ. | ૫ વીઠલદાસ. | ૫ વસંતદાસ. |
| ૬ નરસીદાસ. | ૬ મોહનદાસ. | ૬ ધર્મદાસ. |
| ૭ ભગવાનદાસ. | ૭ હરીલાલ. | ૭ વેણીદાસ. |
| ૮ રૂગનાથદાસ. | ૮ માધવલાલ. | ૮ ભગવાનદાસ. |
| ૯ જગન્નાથ. | | ૯ ભાઇલીદાસ. |
| ૧૦ જદુનાથ. | | ૧૦ કરશનદાસ. |

# અનુક્રમણિકા, (સાંકળીયું)

## સંઝા ગોડી.



## સંઝા આરતી.



## રામચંદ્રજી મહારાજની સ્તુતી.



## રાઘો ચેતનદાસની બનાવેલી પરચરી.



## ચાર ધામની સ્તુતી વિષે.



## ભકિતની ઉપમા વિષે.



## લગ્ન પ્રસંગે ગવાતા કીર્તન.



## વીદુરજીની વીનતી.



## રાગ ઉરવી ગોડીના કીર્તન.



## જંજીઠી રાગના કીર્તન.

## પંચમ રાગનાં કીર્તન.



## બલીહારીયોના કીર્તન.



# પ્રભાતીયાં.

## (કડખા)

### રાગ સીંધુડો.

પ્રભાતીયાં નંબર-૧



## કૃષ્ણજી મહારાજ ગાયો ચારવા ગયા હતા તે વિષેનું પ્રભાતીયું

### ગોકુળ લીલા.

પ્રભાતીયાં નંબર-૨



## દેશી ફેર.

પ્રભાતીયાં નંબર-૩



### રાગ ભેરવ.



## પ્રભાત.

### રાગ વિભાસ.

# પ્રીતમદાસની પરચરી.

અરે મુઢ તું પામર પ્રાણી, ગુરૂ સાહેબકી કદર[1] ના જાંણી. ૧
જીને આ જગત બુંદસે કીનો, વાકો નામ ઘડી નહીં લીનો. ૨
પરમારથ ચીન્યો[2] નહીં પાપી, જીને આ દેહ અમુલખ આપી. ૩
જતન કરી જઠરામાં રાખ્યો, ઉપર અંતર પીછોડો નાખ્યો. ૪
નૈન[3] નાસીકા[4] શ્રવણુ[5] બનાયા, હાથ પાવ સુંદર છબી લાયા. ૫
રચના રચી બોહોત તેરી કાયા, કરી કનકસી તેરી કાયા. ૬
નાથે રક્ષા કરી નવ માસા, કરડી કરમ નરક નીવાસા. ૭
પીડા બહોત ભઇ જબ પ્રાણી, ગર્ભ ગ્યાન ઘટ ભીતર આંણી. ૮
અરે નાથ ઉગારો મોહી, નીમેસ[6] ભજન ભુલુ નહીં તોહી. ૯
કરૂં બંદગી કરૂણા કીજે, અબકી બેર ઉગારી લીજે. ૧૦
ઘડી ઘડીકા ગુન્હા હમારા, સો તુમ બકસો સરજણહારા. ૧૧
કુડકપટ અબ કરૂ ના કાંઇ, શ્વાસો શ્વાસ સંભાળુ સાંઇ. ૧૨
પરનીંદા પરધન પરદારા, ઉનકો સંગ તજુ સંસારા. ૧૩
જો છુટુ તો હરિગુણ ગાઉં, કરૂં ભજન ગર્ભવાસ ના આઉં. ૧૪
અરજ સુણી જબ અંતરજામી, સંકટ સબે નીવાર્યો સ્વામી. ૧૫
બાંહ્યગ્રહી જબ બાહેર આયો, બોહોત બોહોત પ્રાણી પસ્તાયો. ૧૬
ગ્યાન ધ્યાન હીરદેસે ખોયા, ગયા ગ્યાંન જબ બાળક રોયા. ૧૭
અબ સંસારકી લાગી માયા, ખબર નહીં મેં કાંસે આયા. ૧૮
માત પિતા મલી લાડ લડાવે, સગા સ્નેહી દેખન આવે. ૧૯
જતન જતન કરી બોહોત ઝુલાવે, બહુ વીધી માયા ભરમાવે. ૨૦
નૈને નીરખે નીત્ય નવડાવે, હરિકથા બીન આંન શીખાવે. ૨૧
ભયો બરસ જબહી દશ બારા, માન ગુમાન ભયો અહંકારા. ૨૨
જોબન કેફ ભયો મદભારી, તબ લાયો એક સુંદર નારી. ૨૩
વીનતા સંગે રંગે રહેવે, હરિકથા તો મુખ ના કેહેવે. ૨૪
દેખ હરિજન હાંસી આવે, તુળસી તીલક નાક ના આવે. ૨૫
પેટ ભરે જેમ પશુ સમાના, વીષયભોગ[7] ભોગવે નાના. ૨૬

---

૧ કદર=બુજ, તુલના. ૨ ચીન્યો=સમજ્યો. ૩ નૈન=આંખ ચક્ષુ, લોચન. ૪ નાસીકા=નાક, ગંધગ્રાહક ઇંદ્રિય. ૫ શ્રવણુ=કાન, સાંભળવાની ઇંદ્રિય. ૬ નીમેસ=આંખ મીચાય ને ઉઘડે એટલો વખત, ક્ષણ, પળ, લગાર. ૭ વીષયભોગ=ઇંદ્રિયેથી જે કર્મ કરી શકાય તે, સુખનો લહાવો, સંભોગ.

અલ્પ સુખમાં કરે આનંદા, જુઠા લોભ લગાયા ધંધા. ૨૭
જુઠી રચી જગતકી બાજી, રંગ પતંગ ભયો મન રાજી. ૨૮
ખુબી ખેલ કરે અરૂ ગાવે, સુપનામાં રઘુનાથ ના આવે. ૨૯
નારાયણકો નામ ના લેવે, પરમારથ કોડી નવ દેવે. ૩૦
ભયો વરસ સાઠ સીતેર જબ લાગી, તાથે વીષય તૃષ્ણા ના ભાગી. ૩૧
ગળે નાસીકા નૈન ન સુજે, ધારણ ધરણી થરથર ધ્રુજે. ૩૨
એસી અવસ્થા થઇ આ તનકી, તોય મમતા મીટે ન મનકી. ૩૩
શીરપર સાહેબ હે સુખદાઇ, કરમ કાળ દો રહે સીપાઇ. ૩૪
અધવ ભઇ જબ દોડે આવે, કંઠે પ્રાણકુ અટકાવે. ૩૫
કયું ગાફલ ગફલતમે ફરતા, હરિકા નામ હીરદે નહીં ધરતા. ૩૬
માયા મોહમાં મુરખ મોહ્યો, રતન પદારથ જન્મ વગોવ્યો. ૩૭
ભરતખંડમાં દીપક એહી, વામાં ઉત્તમ હે નર દેહી. ૩૮
સો તુમ સમજ્યા નહીં સવેરા, કેસા ગુન્હા નીવારૂ તેરા. ૩૯
દીનકર નંદન બહુ દુઃખ દીના બાંધ્ય પકડ જમપુરી લેના. ૪૦
ધર્મરાયકે આગે લાયે, પુછે પ્રાણી કાહા કમાયે. ૪૧
પુણ્ય પાપકા કીયા વીચારા, પુણ્ય નહીં કછુ અંગ ઉધારા. ૪૨
વા પ્રાણીકુ વાર ન કીજે, પકડ ડંડ પ્રાણીકુ દીજે. ૪૩
મેરે મુખ આગળ મત રાખો, કુંભીપાક[1] નરકમાં નાખો. ૪૪
રોમ રોમ વીછુ તન તોડે, કુંભી નરકસે કોઇ નવ છોડે. ૪૫
કરમ ભોગવી બાહેર કાડયો, પશુ પંખી અવતારમાં પાડયો. ૪૬
દીનમાં જનમ ધરે દશ બારા, ભક્તિ વિના નાહીં નીસ્તારા. ૪૭
ભકિત કરે તો ભવ દુઃખ ભાગે. દીનકા નંદન દાન ના માગે. ૪૮
ભકત વિના સુધ કામ ના હોઇ, સંત કૃપા વિના તરે ના કોઇ. ૪૯
પતીતપાવન[2] ગુરૂ ગોવીંદા, ઉનકે સંગ સદા આનંદા. ૫૦
કહે પ્રીતમ ગુરૂ પરઉપકારી,[3] દીયો ગ્યાન મોહે લીયો ઉગારી. ૫૧
શીખે સુણે સમજ કરી ગાવે, સો પ્રાણી ભવસાગર[4] ના આવે. ૫૨



૧ કુંભીપાક=એ નામનો નરક કુંડ છે. ૨ પતીતપાવન=(પતીત=પાપી દુષ્ટ+પાવન=શુદ્ધ, પવિત્ર) પાપીને પવિત્ર કરનાર, તારનાર. ૩ પરઉપકારી=(પર=બીજુ, અન્ય, અવર+ઉપકારી=ઉપકાર કરનાર.) બીજા ઉપર ઉપકાર કરનાર. ૪ ભવસાગર=સંસારરૂપી સમુદ્ર (જન્મ મરણની પીડા)*



દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ—માન્તર.

१२.८८५

# ઉદા ધર્મ ભજન સાગર.

## શ્રી જીવણજી મહારાજની, ગ્યાનીજી મહારાજની, સંત-મહંતની, કબીર સાહેબની અને નહાના-વૈશ્નવજી મહારાજની કીરપા હજો, શ્રી રામ કબીર સત્ય છે.

વડોદરા વાડી વિષે, વાયડાની જે પોળ;
ઘર શેવકનું આવીયું, ચોથું ડાબી ઓળ. १
કલ્યાણદાસ પિતા થકી, દાસ થયા ઉત્પન્ન;
ઘણા વખતના શ્રમ પછી, ભક્તિ થઈ પ્રસન્ન. २
મારી બુદ્ધી અલ્પ છે, શુદ્ધ લખ્યું નહીં જાય;
ભકતજનને વીનતી, લેજો અર્થ રીલાય. ३
લેખ દોષ આ ગ્રંથનો, લજો શુદ્ધી સુધાર;
મહંત સંતને બંદગી, કરૂં છું વારંવાર. ४

## સંઝા ગૉડી.

### પદ १ લું.

શ્રી ગુરૂને પાયે લાગુ, પ્રથમ પેહેલો શ્રી ગુરૂને પાયે લાગુ;
કરોરે કીરપા ગુરૂજી ગોવીંદ ગાઇએ, બીજું કાંઇ ના માગુ. ટેક.
દયો ઉપદેશ સદા સુખકારી, જેણે મન નીર્મળ થાયે;
કામ ક્રોધ લોભ મોહ મમતા, વીકાર સઘળો જાયે. પ્ર० १
સંતની સંગત સદા ગુરૂ સેવા, ને ઓર સકલ બ્રહ્મના ત્યાગી;
જન્મ મરણ ઓર આવાગવન રહીત, હરિ ચરણે અનુરાગી. પ્ર० २
અનહદ શબ્દ સહેજ ધુન[1] ઉપજે, ચરણ કમલ નીજ વાસા;
ચાર પદારથ દીયે ગુરૂ મેરે, ગાવત જન રહાદાસા. પ્ર० ३

१ ધુન=અવાજ.

પદ ૨.

ગૌ ચારીને ઘેર આવે, વહાલો મારો ગૌ ચારીને ઘેર આવે;
પીંડારો પરવરીયો મોહન, મધુરસી મોરલી બજાવે. ટેક.
ગુંજાફળનો હાર મનોહર, મોર મુગટ શીર સોહે;
શાંમતણી સુંદરતા જોઇને, બ્રીજનારીનું મન મોહે. વહાલો.૧
અગર ચંદનના છડા દેવડાવું, ને મોતીડે ચૉક પુરાવું;
નરસૈંયાના સ્વામી મારે મંદીરે પધારો,તો ફુલડે ફગર ભરાવું.
વહાલો.૨

પદ ૩.

રૂમઝુમ રૂમઝુમ ગોવીંદ આવે,હરિ હરિ હાથ વેંણુ મુખે મોરલીબજાવે.ટેક
દેવકીકે આંગણામે તુલસીકો બડુવો,[1] જસોમતી આંગણામાં ખેલો
પ્યારે લલના. રૂમઝુમ. ૧
દુરખેલન જન જાઓરે ડુટાવના, સાંજ પડેને ઘેર આવો પ્યારે
લલના.[2] રૂમઝુમ. ૨
જુમનાંકી નીર તીરે ધેન ચરાવે, ગોધનકી સંગે નીરખત આવે.
રૂમઝુમ. ૩
કેહેત કબીર મેરો રવણ[3] સો ગવના, તીન લોક રમી રહ્યોરે
ડુટાવના.[4] રૂમઝુમ. ૪

પદ ૪.

કાહે ન મંગલ ગાવે જસોદા મૈઆ, કાહે ન મંગલ ગાવે;
પુરણ બ્રહ્મ અકલ અવીનાશી, સો તેરી ધેન ચરાવે. ટેક.
કોટ કોટ બ્રમાંડનો કરતા, જપ તપ ધ્યાને ન આવે;
ના જાણું એ કોણ પુન્યથે, જસોદા ગોદ ખેલાવે. જસોદા. ૧
બ્રહ્માદીક ઇંદ્રાદીક શંકર, નીગમ નેતી કરી ગાવે;
શેષ સેહેસ્ત્ર મુખ જપે નીરંતર, સો વાકો પાર ન પાવે. જસોદા. ૨
સુંદર વદન કમલ દલ લોચન, ગઉ ધેન કે સંગે આવે;
આરતી કરત જસોદા મૈઆ, કબીરાજી દરશણ પાવે. જસોદા. ૩

૧ બડુવો=ક્યારો. ૨ લલના=છોકરો. ૩ રવણ=પાછુ આવવું. ૪ ડોટાવવું=ગબડાવવું

પદ ૫.

તેં મેરા દુધ લજાયો, સુણ સુત તેં મેરા દુધ લજાયો;
કરી કરી રીસ અંજની યું કહે, ધારે પર્વત ડાર્યો. ટેક.
લંકા ગયો તું કયા કરી આયો, કાહા મુખ દેખ લાયો;
સીતાકુ ન લેઇ આયો શીરપર, લંકા ઉઠાઇ કયું ન લાયો. સુણ સુત. ૧
રામ સધારે સન્યા સૌ સાથે, ને સન્યાએ સમુદ્ર છવાયો;
ઉડી ઉડી ખેસ[1] પડત લંકા પર, રામચંદ્ર ચઢી આયો. સુણ સુત. ૨
રાવણ મારી દુહાઇ ફીરાઇ, ફીઓરે સંતન મન ભાવ્યો;
તુલસીરે દાસ દાસકોરે ઠાકોર, લંકા જીતી ઘેર આવ્યો. સુણ સુત. ૩

પદ ૬.

કહો કોણે મન વશ કીનો, જગતમાંહી, કહો કોણે મન વશ કીનો
ભરતખંડમાં જ્યાની ભરત શીવ, મૃગ સુત મન હર લીનો. ટેક.
સુકે પાત્ર પવન ભ્રખ રહેતે, પારાશુરસે જ્યાની;
ભરમ્યા[2] રૂપ દેખી ગંધકાકો[3], કામકંદલા[4] ઠાંની. જગતમાંહી. ૧
સીંગીરૂષિ વનખંડમાં રહેતે, વિષે વિકાર ન જાણે;
પઠઇ[5] નાર ભુપ દશરથને, પકડ અજોધ્યાં આણે. જગતમાંહી. ૨
પારવતી શી પતની જાકે, તાકો મન કેસે ડોલે;
ખલીત ભયે છબી દેખ મોહનિ, હાં હાં કરકે બોલે. જગતમાંહી. ૩
સોઇ સુરપતિ જાકી નાર સુચીસી. કોકીલા જેસી વાણી;
ગૌતમ ઘરૂણી કામ હેત કારણે, નીગમ કહેત હે વખાણી. જગતમાંહી. ૪
સોઇ જમદગ્નિ જાકી નાર રેણુકા, ગઇ નદીમાં જલ લેના;
ભરમ્યો રૂપ ભપકે મન, દલ થકીતભએ દો નૈણા. જગતમાંહી. ૫
એક નાલ કમળ હેત બ્રહ્મા, જગત ઉપરાજ કહાવે;
કેહેત કબીર એક રામ ભજન વીના, મન વીસરામ ન પાવે.
જગતમાંહી. ૬

## સંઝા આરતી.[6]

સંઝા સુમરણ આરતી, ભજન ભરૂંસે દાસ;
મનસા વાચા કરમના, જબ લગી ઘટમાં શ્વાસ.

---

૧ ખેસ=ધુળ. ૨ ભરમ્યા=ચલચાયા. ૩ ગંધકા=મચ્છગંધા, ૪ કંદલા=વીર્ય. ૫ પઠઇ=મોકલી. ૬ આરતી=આરત, પ્રભુને આજીજી કરવી.

## આરતી ૧.

ધનરાજ પંડ્યાની બનાવેલી.

શ્રી પદમનાભ પરીબ્રહ્મ પુરસોતમ પેઢે નહીયે;
હરિ અવીગત ગોવીંદ ચંત, સાર કરો શ્રીપત ધણીએ. ૧
હરિ ચત્રુભુજ શાંમળ વરણ સારંગધર સોહ્યાંમણોએ;
હરિ રૂઅડલો વૈકુંઠરાય, દુકૃીત હરણ દામોદરોએ. ૨
હરિ નીરંજન નીરાકાર નીકલંક પુરૂષ આરાધીએ એ;
ધન્ય ગાઇએ દવારકાંરાય, શાંમળ વરણ સોહ્યાંમણોએ. ૩
હરિ સેવો સમરથ સાર, પાર જેહેનો કોઇ નવ લહેએ;
હરિ સોહીએ છે અવીનાસ, વાસ આપે વૈકુંઠ ધણીએ. ૪
હરિ માધવ મુકુંદ મોરાર, માહાવદેવ સોહયાંમણોએ;
હરિ ભક્તી મુકતી દાતાર, નારાયણ છે નીરમળો એ. ૫
સદા સારંગધર સુવિચાર, પાર ન લૈયો આ આત્માએ;
હવે વેગમે લેહો વીશ્વાસ, તારોની ત્રીભોવન ટળવરૂએ. ૬
જીવડો મોહ્યો છે કલી માંહ્ય કલીને કાલે જીવ ઝંપીયોએ;
હરિવીના નવ લહે એ સ્વાસ, શ્વાસ દીઓ સ્વામી સારંગધણીએ. ૭
સદા વૈષ્ણવ મનરે ઑછાહ આનંદ અંગેરે ઉલટયોએ;
ભલે આવીયા પરબ્રહ્મરાઓ, વૈષ્ણવ જન માંહે પરવર્યાએ. ૮
હરિનો વરત્યો જેજેરેકાર, સાર બોલો હાવે સમુધરોએ;
હરિનો આવ્યોરે મન વીશ્વાસ, પાસ છુટયારે ચારે ખાંણેનાએ, ૯
બાપ ઘેર ઘેર વૈકુંઠ વાસ, દાસ તમારો વીનવે એ;
ભલે આવીયા પરબ્રહ્મરાઓ, સમરથ ધણીને સંતે સેવીયાએ. ૧૦

## આરતી ૨.

ધર્મદાસસાહેબની બનાવેલી.

આરતી સાહેબ કબીર તુમારી, દેહો દેદાર જાઉં બલીહારી;
પેહેલીરે આરતી પોમીરેઆએ[૧], કાશીમા પ્રગટે દાસ કહાએ. ૧
દુસરી આરતી દેવલ થપાયો, આશા[૨] રોપ[૩] સમુદ્ર હઠાયો. ૨
તીસરી આરતી ચરણ જલ ઢાળે. હરિકે પંડયા જલતે ઉગારે. ૩

૧ પોમી=પૃથ્વી. ૨ આશા=સાધુલોકોને બગલમાં રાખી ટેકવવાની લાકડી.
૩ રોપ=છડી.

ચોથીરે આરતી તુરત સીધાએ, તોડ જંજીર તીર હોઇ આએ. ૪
પાંચમી આરતી અવીગત ધાએ, મુરદાશે જંદા કરી લાએ. ૫
છઠીરે આરતી કાનમ મંડલ સધાએ, હરિજન ગ્યાનીકા સાંસા મીટાએ ૬
સાતમી આરતી બલખ સીધાએ ખટ દરશણકો બંધ છોડાએ. ૭
આઠમી આરતી પીર કહાએ મગહર સુકીઆ નદીઆં બેહાએ. ૮
નવમી આરતી નામ લેઇ આએ, પતીત જીવનકુ સતલોક પહોચાએ. ૯
દશમી આરતી મક્કે સીધાએ ચારે કલમા અધર ફીરાએ. ૧૦
કાંહાંલગી બરણું બરણી ન જાઈ, ધરમદાસ સાહેબ આરતી ગાઇ. ૧૧

## આરતી ૩.

### ગ્યાનીજી મહારાજની બનાવેલી.

આરતીરે બંદીછોડ સમરથકી, પાવન નામ મુગત હોય જીવકી. ૧
પાવન આરતી કર પ્રથવીમે ઓધારે, સતજુગમાં સત શબ્દ પ્રકાશે. ૨
આરતી કરજુગ પ્રગટીરે આએ, ત્રેંતા રઘુપતિ નામ ધરાએ. ૩
આરતી કર[1] મુખે મંગળ ગાએ, દવાપરમે કૃષ્ણ નામ ધરાએ. ૪
આરતી કર કર બંદી આશા, કળીજુગ માંહે કબીર પ્રકાસા. ૫
ચારોરે જુગ ધર્યો એક શરીરા, જન ગ્યાની ઉપદેશ કબીરા. ૬

## આરતી ૪.

### નામદેવજીની બનાવેલી.

આરતી કીજે રાજા રામરાય રીઝે, હરિ હરિ ભગતી કરો તો
જમકુ જવાબ ન દીજે.
પહેલી આરતી પુષ્પકી માળા, કાલીનાગ નાથ્યો કાંહાંન ગોવાળા. ૧
દુસરી આરતી દેવકીનંદન, ભગત ઓધારણ કંસ નીકંદન. ૨
તીસરી આરતી ત્રીભોવન મોહે, ગરૂડ સંધાસણ રાજા રામજીકુ સોહે. ૩
ચોથી આરતી ચોદસ પુંજા, દેવનીરંજન ઓર નહીં દુજા. ૪
પાંચમી આરતી રામજીકુ ભાવે, રામજીકે હરીજશ નામદેવજી ગાવે. ૫

## આરતી ૫.

### કબીર સાહેબની બનાવેલી.

આરતી કીજે નરસંધ કુંવરકી, હરિહરિ બેદ વીમલ જશ ગાવે
મેરે પ્રભુજીકી. ટેક.

---

૧ કર=કરવી.

પહેલી આરતી પ્રેહેલાદ ઉગારે, હરણાકંસ નખ ઓદર બીડારે. ૧
દુસરી આરતી વામન સેવ્યા, બલકે દ્વાર પધ્ધારે હો દેવા. ૨
તીસરી આરતી બ્રહ્મ સધારે, સેહેસ્ત્રા બાહુકે કારજ સારે. ૩
ચોથી આરતી અસુર સંધારે, ભગત વીભીક્ષણ લંકા સધારે. ૪
પાંચમી આરતી કંસ પછાડે, ગોપીગોવાળ સખા પ્રતી પાલે. ૫
તુલસીકો પત્ર કંઠ મનહીરા, હરખી નરખી ગાવે દાસ કબીરા.

આરતી ૬.

જીવણજી મહારાજની બનાવેલી.

આનંદ આરતી હરખ અપારા, હરિજન આયે મેરે પ્રાણ આધારા. ૧
સંતો દરશણમે ત્રણ તાપ નીવારે, જનમ મરણ ભવસાગર તારે. ૨
શાકપાક મળી ભોજન પાવો, સંત સંગત મળી હરિગુણ ગાવો. ૩
ઘેર ઘેર મંગળ હોત વધાઇ, જન જીવણ ત્યાં બલ બલ જાઇ. ૪
આનંદ આરતી હરખ અપારા, હરિજન આયે મેરે પ્રાણ આધારા, ૫

## રામચંદ્રજી મહારાજની સ્તુતી.

તુલસીદાસજીની બનાવેલી.

કબીર ભક્ત ભક્તી ભગવંત ગુરૂ ચત્રુનામ વપુએક;[1]
ઇનકે પદરજ વંદનકીએ નાશે વીઘન અનેક.
મંગલ આદ બીચારકે બસ્તુ નહી ઓર અનુપ,[2]
હરિજનકો જશ ગાવતા સો હરિ જન મંગલ રૂપ.
સબ સંતન મીલી નીરણે કીયો મથી સુરતા પુરણ ઇતિહાસ;
ભજવેકુ દો અંક હે, સુધ હરિ હરિકે દાસ.
શ્રી ગુરૂ અગ્રદેવ અગ્યાદેઇ હરિ ભક્તજન જશ ગાવ;
ભવસાગરકો તારણકુ નાહી ન આન[3] ઉપાય.
રઘુકુલ મંડલ રઘુકુલ મંડલ કલપ તરૂ કામ ધેન;
શીશ નામ લેત હરે, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧
અજામેલ માહા પાતકી, અલ્હા તારી તીર;
જનકપુરી વૈકુંઠ લેહી, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૨
તોડયો ધનુષ સીતા વરે, કંપે સઘલે વીર;
ફરશારામકો પરચો ભયો, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૩

૧ વપુ=શરીર. ૨ અનુપ=ઉપમા નહી આપી શકાય તેવું. ૩ આન=બીજો.

તાત બચન હીત કારણે, ધર્યો ધનુષ કર ધીર;
મનમાં હેત કરૂણા કરી, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૪
ગીધ વ્યાધ[૧] ગુણુકા તરી, સાદ બદતહે તીર;
અનેક પતીત પાવન કીઓ, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૫
ખર દોસણ દો રાક્ષસા, મનુષ્યમે માહાવીર;
પંચવટી પાવન કરી, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૬
સપ્ત તાડ સર વેધીઆ, હણ્યો વાલી માહાવીર;
રાજદીઓ સુગ્રીવકુ, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૭
ચીત્રકોટકે ઘાટપર ભઇ[૨] સંતનકી ભીડ;
તુલસીદાસ ચંદન ઘસે, ત્યાં તીલક ધરે રઘુબીર,
જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૮
ચઢા ચઢીના ઘાટપર, ઓર સરજ્યુકે તીર;
ચીત્રકોટના છાડીઆ, ત્યાં બસત હે રઘુબીર,
જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૯
ધનુષ ધરણુ રક્ષા કરે, આએ સાહેર તીર;
અરધ નામ પાસાણુ તરી, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૦
નેક શીશ નમાવીયો, એસે મતકે ધીર;
વીભીક્ષણુકો લંકા દીની, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૧
કુટુંબ સહીત રાવણુ હણ્યો, કપી સબતારે તીર;
મુક્તી કરી સબ અસુરકી, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૨
સંગાસણ બેઠે સીતારામજી ભીઝવે માણેક હીર;
જનસુખ વાસ્તે પુષ્પ વીમાન.
જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૩
આએ અવધપુરી સુખ દીઓ, હરિજન બેઠે તીર;
સઘલી બાત એક સીંગલમાં. જે જે જે રઘુબીર, જે જે જે રઘુબીર. ૧૪
પીતાંબર મુગતામણી સોહીએ શામ શરીર;
કમલ નેન ભુજ બડે બડે. જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૫
કનક થાળ સંજોગસે ભર માણેક મુગતા હીર;
કૌશલ્યા કરે હરિની આરતી, જે જે જે રઘુબીર. જે જે જે રઘુબીર. ૧૬

૧ વ્યાધ=દુઃખ. ૨ ભઈ=થઈ.

કોપ[1] ભર્યો ગોકુળ પર ઇંદ્રે વરસાવ્યો નીર;
ગીરી ગોવરધન કર ધર્યો. જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૭
મથુરાંમાં માર્યો કંસ, નાગ નાથ્યો કાલીંદ્રી તીર;
નંદ આંગણે નચાવીઓ, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૮
સવરી જાતકી ભીલડી, [2]પંચારીનાં પુર્યાં ચીર.
સુદામાજીનું દરદર હણ્યું, જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૧૯
હરિજન કે આનન્દ ઘણા, સકલ ધરમ કે ધીર;
તુલસીદાસકે હરદેબસુ. જે જે જે રઘુબીર; જે જે જે રઘુબીર. ૨૦

## રાઘો ચેતનદાસની બનાવેલી પરચરી.

જય જય શ્રીરામ સમરો, રામધન સાચો. રામે જનકુ આગે રાચ્યો. ૧
રામહી ગાવો રામહી ધાવો, રામ સ્નેહી નીજમન લાવો. ૨
રામહી સેવા, રામહી પુંજા, રામ સમાન ઓર દેવ નહીં દુજા. ૩
રામ ભક્તિ મુકિત કે દાતા, રામ લક્ષ્મણ ભકત કે સાથા. ૪
ભરથ શત્રુઘન લક્ષ્ણભાઇ, રઘુવરકી મહીમા કહી નવ જાઇ. ૫
રામનામ ધન અનંત અપારા, રામનામ શીવે રૂદીયે ધાર્યા. ૬
રામનામ પુરણ અવીન્યાસી, રામ કહેતાં જમ કાટે ફાંસી. ૭
રામ કહેનકી બહોત બડાઇ, રામનામ સંતન સુખદાઇ. ૮
રામચરણ રૂદેમાં રાખો, રસના નામ રસાયણ ચાખો ૯
રામે માત પિતા કુળ દેવા, રામહી સુમરણ રામહી સેવા. ૧૦
રામનામ તો સબથે ન્યારા, રામ નીરંજન જયોત અપારા. ૧૧
રામ સંતનમાંહી બીરાજે, રામ અવધપુરીમાં ગાજે. ૧૨
રામે સાહેર સેતુ બંધાયો, રામે જાકર બંધ છોડાયો. ૧૩
ભકત હેતકો કારજકીનો, ધનુષ બાણ કર સારંગ લીનો. ૧૪
રામે પૃથિવકો ભાર ઉતાર્યો, અપનો કારજ આપ સુધાર્યો. ૧૫
દશ શીશ છેદ સીતા લેઇ આયે, રામચંદ્ર સાધુ મન ભાયે. ૧૬
સીતારામકી કીર્તી ગાઉં, સીતારામકુ શીશ નમાઉં. ૧૭
સીતારામકે દરશણ આએ, લંકારાજ વીભીક્ષણ પાયે. ૧૮
રામનામ પ્રેમેસું ગાવો, બહોર જોની સંકટ ના આવો. ૧૯

૧ કોપ=ભયંકર=નાશકારક આફત. ૨ પંચારી=દ્રુપદિ.

રામે સખા ને રામે સાથી, રામનામ લેઇ ઉગર્યો હાથી. ૨૦
રામેજન પ્રહેલાદ ઉગાર્યો, રામે તો હરણાકંસ માર્યો. ૨૧
રામે દાસ કબીર ઉગારે, દ્રુપતીકે કારજ સારે. ૨૨
પીપારામ રસાયણ પીયો, ફરશુરામ તો નામે જીવ્યો. ૨૩
નામદેવે નામહી ગાયો, ત્રીલોચન ઘેર રામહી આયો. ૨૪
રાંકા વાંકા રામાનંદ, પાયો પુરણ પ્રેમાનંદ. ૨૫
ધના સેની રોહીદાસ બીચારા, રામે જીવણરામ ઉધાર્યા. ૨૬
જયદેવ પરમાનંદ સુરદાસા, અનંત કોટ રામજીકે દાસા. ૨૭
આધ્ય અંત મધ્ય રામજ હોઇ, રામનામ ચીત રાખો પરોઇ. ૨૮
રામ મંજરી રામજીકી માળા, રામકૃપાળુ દીન દયાળા. ૨૯
રાધોચેતન જીવણરામ, સબ સંતનકે પુરણ કામ. ૩૦

સાખ.

રામનામ જીણે સાચ કીયો, પ્રહેલાદ કીયો સહાય;
રાધોચેતન યું કહે, સંત ભવસાગર તરી જાય. ૧
કથાકીર્તન રામધન સંતનમાંહી કરે પ્રવેશ;
રાઘોચેતન યું કહે, સોહી ઉત્તમ દેશ. ૨
રામ મંજરી નીત્ય પઢે, મંજન હોય શરીર;
રાધોચેતન યું કહે, સંતન રૂદે વસે રઘુવીર. ૩

ચાર ધામની[1] સ્તુતી વિષે.

ચાલોરે સાધુ ચાલોરે સંતો, શેશગંગા નાહીએ;
દરશણ કરીએ જગન્નાથ સ્વામીનાં, બોહોર ન ભવજલ આઇએ. ૧
ચાલોરે સાધુ ચાલોરે સંતો, ધનુસકુંડમાં નાહીએ;
દરશણ કરીએ રામનાથ સ્વામીનાં, બોહોર ન ભવજલ આઇએ. ૨
ચાલોરે સાધુ ચાલોરે સંતો, ગોમતી સંગમ નાહીએ;
દરશણ કરીએ રણછોડ ત્રીકમ, બોહોર ન ભવજલ આઇએ. ૩
ચાલોરે સાધુ ચાલોરે સંતો, તપત કુંડમાં નાહીએ;
દરશણ કરીએ બદ્રિનાથ સ્વામીનાં, બોહોર ન ભવજલ આઇએ. ૪

૧ ચારધામ=[1]જગન્નાથ, [2]રામેશ્વર, [3]દ્વારકાં અને [4]બદ્રીનારાયણ.

કોણ દીશામાં જગન્નાથ સ્વામી, કોણ દીશામાં રામનાથ હે;
કોણ દીશામાં રણછોડ ત્રીકમ, કોણ દીશામાં બદ્રિનાથ હે. ૫

પુર્વ દીશામાં જગન્નાથ સ્વામી, દક્ષિણ દીશામાં રામનાથ હે;
પશ્ચિમ દીશામાં રણછોડ ત્રીકમ, ઉત્તર દીશામાં બદ્રિનાથ હે. ૬

કાહાકરત જગન્નાથ સ્વામી, કાહા કરત રામનાથ હે;
કાહા કરત રણછોડ ત્રીકમ, કાહા કરત બદ્રિનાથ હે. ૭

ભોગ કરત જગન્નાથ સ્વામી, જોગ કરત રામનાથ હે;
રાજ કરત રણછોડ ત્રીકમ, તપ કરત બદ્રિનાથ હે. ૮

કાહા ચઢત જગન્નાથ સ્વામી, કાહા ચઢત રામનાથ હે;
કાહા ચઢત રણછોડ ત્રીકમ, કાહા ચઢત બદ્રિનાથ હે. ૯

અડકા ચઢત જગન્નાથ સ્વામી, ગંગા ચઢત રામનાથ હે;
તુલસી ચઢત રણછોડ ત્રીકમ, ચંદન ચઢત બદ્રિનાથ હે. ૧૦

કાહા દેવત જગન્નાથ સ્વામી, કાહા દેવત રામનાથ હે;
કાહા દેવત રણછોડ ત્રીકમ, કાહા દેવત બદ્રિનાથ હે. ૧૧

રીદ્ધી[1] દેવત જગન્નાથ સ્વામી, સીદ્ધી[2] દેવત રામનાથ હે;
ભક્તિ દેવત રણછોડ ત્રીકમ, મુક્તિ દેવત બદ્રિનાથ હે. ૧૨

જગન્નાથ જુગદીશ આપે, ઇશ્વર રામનાથ સુખધામ હે;
શ્રી દ્વારીકાં વાસુદેવકી નંદન, વિસંભર બદ્રિનાથ હે. ૧૩

ચાર ધામકો અધીક મહીમા, ત્રણલોક જશ ગાત હે,
દાસ માધો સરણ આએ, આવાગમન મીટી જાત હે. ૧૪

## ભક્તિની ઉપમા વિષે.

ભક્તિની તોલે ન આવે, તોએ ભક્તિની તોલે ન આવે. ટેક.
જો તું પુરાંણ[3] પઢેરે અઢારા, જો તું શીખે સુણે વારંવારા;
જો તું વેદ ભણેરે મુખે ચારા, જો તું ઉપનીસદને[4] ગાવે. તોએ. ૧

૧ રીદ્ધી=લક્ષ્મી, દોલત. ૨ સીદ્ધી=મુક્તિ, છુટકો, તપમંત્ર વીગેરેથી પ્રાપ્ત થનારૂં અલાકીક અદભુત સામર્થ્ય. ૩ પુરાણ=ઇશ્વરલીલાનો અને રાજાઓના ઇતિહાસનો ગ્રન્થ. ૪ ઉપનીસદ=વેદ.

જો તું ભગવાં કરેરે બ્રહ્મચારી, જો તું નીકટ ન લાવે નારી;
જો તું દુધ પીએ દુધાધારી, જો તું સંસાર સુખને ગમાવે. તોએ. ૨
જો તું જળ સીંચે શીવલીંગા, જો તું પુષ્પ ચઢાવે બહુ રંગા;
જો તું ચંદન લેપે અંગા, જો તું કરથી તાલ બજાવે. તોએ. ૩
જો તું પારથી પુંજા લેવે, જો તું નીત્ય નવા નવા સેવે;
જો તું ધુપ બતીકા દેવે, જો તું જલમાંહી પધરાવે. તોએ. ૪
જો તું મુન્ય ગ્રહે મુની, જો તું જગ્યા પકડેરે સુની;
જો તું અજબ લગાવે ધુણી, જો તું સાંન કરી સમજાવે. તોએ. ૫
જો તું બોત પાળે આચારા, જો તું જુગથી રહેરે ન્યારા;
જો તું ભોજન કરે એકવારા, જો તું દિનમાં દશવાર નાહાવે. તોએ. ૬
જો તું કરવત લેવે કાશી, જો તું જગમાં લેવે સાબાશી;
જો તું સદા રેહેવે અપવાશી, જો તું ચોદસ સભાને સમજાવે. તોએ. ૭
જો તું દાન દેવે ગવરીકા, જો તું કુપ ખોદાવે નકો;[1]
જો તું હવાડો ભરાવે ઘીકો, જો તું ખોબલે ખાંડ પીરસાવે. તોએ. ૮
જો તું દેવળ બંધાવે ઠાઠ, જો તું સરોવર બંધાવે ઘાટ;
જો તું પરબ મંડાવે બાહે, જો તું વનમાં વાવ[2] ખોદાવે. તોએ. ૯
જો તું ધ્યાન કરે લક્ષ ભોળા, જો તું કંચન કરે એક તોલા;
જો તું દ્રવ્ય લુટાવે બોહોળા, જો તું બાંધી બેડીઓ છોડાવે. તોએ. ૧૦
જો તું કષ્ટ લગાવે નીશા, જો તું જટા વધારે શીશા;
જો તું સાખ પુરાણને લેવે, જો તું વાઘંબરને બીછાવે. તોએ. ૧૧
જો તું કાન ફાડીને ચક્કર ડારે, જો તું તીર્થ ભટકેરે બારે;
જો તું તુંબી[3] લંગોટી વાળે, જો તું તાલ તંબુરા બજાવે. તોએ. ૧૨
એ તો કેહેત કબીર સોહી, જેને ગુરૂગમ પુરણ હોઈ;
જે નર ભકિત કરે તે નર સોઇ, જો તું પાંચ પકડી ઘેર લાવે. તોએ. ૧૩

સાખી.

ધરમ ધોરીંધર કબીરજી, સો આએ ગ્યાની પાસ;
જીવણકુ કીરપા કરી, જાકા નાહાના દાસ. ૧

૧ નકો-નવો. ૨ વાવ=પગથીયાવાળો લંબાણ કુવો. ૩ તુંબાં=તુબડાં.

# લગ્ન પ્રસંગે ગવાતા કીર્તન.

## જન્મ ( કંઠી ), મરણ અને પીઠી ચોરતી વખતે બોલવાની અધ્યારૂજીની વાંણી.

પરીબ્રહ્મા વાંણીરે પરણીયે,[1] બ્રહ્માંડ જે જે ઉકાર[2]રે;
ચાર ખાંણ હવી નીરમલી, ભાગ્યો મોહ સંસારરે. ૧
લેખાં તે વાર્યાં જમતણા, ઉઠીયા નરક વેહેપારરે;
બંધન છુટયાંરે જીવતણા, સૌ મુગતુ હોય અપારરે. ૨
મુગતા સ્થાવર જંગમ, મુગતા સુરીનર નાગરે;
મુગતા સપત રૂષિ નવ ગ્રહે, મુગતા મુનીવર જાગરે. ૩
હરિહર બ્રહ્મા આનંદીયા, ઘેર ઘેર હોવા ઓચ્છવરે;
ઉલટ હોયરે અતી ઘણો, ગાઇસ વાંણીનો નાહોરે. ૪
ઘેર ઘેર ઘોડલી ઉછલે, તરીયા તોરણ બારે બારરે;
બ્રહ્માંડ ફુલ ફગર ભર્યાં, છો રત હરખ ઘરજોરે. ૫
દેવ ચંદન હોય છાંટણા[3], હરખીયા બારેજા મેઘરે;
શંખ પચાયન પુરીયો, ભુવન ગાજ્યો નીર નીર ઘોખ[4] રે. ૬
લક્ષ્મી તે નાહુ નારાયણ, અતી હરખીયા મન મન માંહ્યરે;
શંકર તાંડવ[5] નાચીયો, વાપીયુ ભુવન વીસ્તારરે. ૭
મુગતા વછુટીરે ગંગા, સળકીયુ વાસુગ નાગરે;
સહસ્ત્ર અઠાસીરે સરસા, બ્રહ્મા વેદ ભણેજોરે. ૮
જ્યાં લગી હું તો કુંવારડો, પરબ્રહ્મા વાંણીનો ભરથારરે;
તાંહાં લગી સંકુસ્ટ બંધન, સુખ નહીં એકુ એક વારરે. ૯
સુખીયાં તે સીયલ બ્રહ્માંડ હવા, હવે પરણ્યા જોગે જગન્નાથરે;
આનંદ પરમાનંદ હવો, ભાગ્યાં સંકુસ્ટ માહા દુઃખરે. ૧૦

૧. પરણીયે=ગ્રહણ કરીયે. ૨. ઉકાર=હુલાસ, હરખ. ૩. છાંટણા=કપડાંપર ઝીણી ઝીણી રંગદાર ભાત પડેલી હોય તે. ૪. ઘોખ=થોક, ઢગલો. ૫. તાંડવ=શિવનો નાચ.

દુઃખ તે છુટયાંરે દોહેલા,[1] બંધન આતમા નીરમલ હોયરે;
રૂપ તે લક્ષ ચોરાસીનાં, ઓડવલાં સરવે સરવે ભાગ્યાંરે. ૧૧
ભાગી ત્રીભોવન કલ્પના, એકજ હોય આનંદરે;
જયો પરમાત્મા પરીબ્રહ્મ, જયો જયો જુગદાધારરે. ૧૨
બ્રહ્માંડ ક્રોડ છે ધોરડી, ઘેર ઘેર મંગલ ચારરે;
નહી દીન રાત ને વેળા, નહીં પળ જુગ કલ્પાંતરે. ૧૩
ક્ષુધા તૃષા નહીં નિંદ્રા, ચીંતા નહી ઘેર ઘેર ધંધોરે;
સચરાચર[2] સૌ ત્રપતુ, સુખ પરમાનંદ હરખ્યારે. ૧૪
અવર કાંઇ નવ જોઇએ, ગોથાં[3] સૌ તણાં ભાગ્યાંરે;
રાજાજી બેઠા પરીબ્રહ્મા, આગળ સંતો માનીતારે. ૧૫
અવર સવર ગુણે જપ કરો, ચત્રુભુજ રૂપ ધરજોરે;
અવર નહીં મુખ બોલવું, કેવલ રામ જપજોરે. ૧૬
જનમ જરા મૃત ભે નહીં, અવર નહીં કેસે કાજરે;
એકજ તું અવનેશ્વર, આનંદીયા સરવે સરવે સંતોરે. ૧૭

## કંકોતરી.

કેશર છાંટી કંકોતરી[4] મોકલો, કોડે[5] કહાવે સુભદ્રા બેહેન.
વીરા વહેલા આવજો. ૧
જીરે કૃષ્ણજી બળભદ્ર બે બંધવા, તમો આવે થશે સુખચેન. વીરા. ૨
જીરે ભત્રોજા મનભાવતા, પવીત્ર પિતા વાસુદેવ. વીરા. ૩
જોગે જનની દેવકી રોહેણી, હરખે નીરખસે મારી માત. વીરા. ૪
ભાવે બંધવની મારીરે ભાભીયો, સોલ સહસ્ર એકસો ને આઠ. વીરા. ૫
ઓધવ અકરૂડ પનોતા[6] પીયેરસુ, ઉગ્ર[7] સમજી આવે અવસરમાંય. વી. ૬
દુઃખ જાસે તે દેખતાં દેહના, દેશે વીદેશે વાધી છે વાત. વીરા. ૭
મેં તો પ્રેમે પગરણું[8] માંડીયાં, રૂડો જગન રચ્યો રાજા સોય. વીરા. ૮
રાણી રૂક્ષમાણી રાણી ને રેવંતી, ઠકરાંણાના જોઉ ઠાઠ. વીરા. ૯

---

૧ દોહેલા=અઘરા, ખરાબ, કઠણ. ૨ સચરાચર=સર્વત્ર. ૩ ગોથાં=અથડામણ, ફાંફાં મારવાં. ૪ કંકોતરી=કંકુના છાંટાવાળી શુભ વર્તમાનની પત્રિકા. ૫. કોડે=હોંશથી, ઉમંગથી. ૬ પનોતા=સુભાગી, ભાગ્યશાળી, બહોળા કુટુંબના. ૭ ઉગ્ર=જલદી ૮ પગરણું= શરૂઆત.

અમને તમસરખુ વહાલુરે કોઇનથી, દુવારામતીછેગુણવંતધામ.વી. ૧૦
સંગે જાદવ કુળ સર્વે તેડજો, ભાઇ જીવન તારણ તરણ. વીરા. ૧૧
કંથ જેઠ દીયરોને કોડ છે, નીત જપે તમારૂં નામ. વીરા. ૧૨
વેદ વદંતા વિપ્રને લાવજો, બીજી ઉત્તમ અનેક વરણ. વીરા ૧૩
પાંચ પાંડવ છે રે તમ તણા, જેનું જે કલ્યાણજ હોય. વીરા. ૧૪
એકી જીભે તે શો જશ વરણવું, શેષનાગ ના પામે પાર. વીરા. ૧૫
થોડુ લખ્યું તે ઘણુ કરી માનજો, ભાઇ નોધારાના આધાર. વીરા. ૧૬
પત્રી દેખંતા વહેલા પધારજો, સજ્જન કુટુંબ સૌ પરીવાર. વીરા. ૧૭
પત્રી આપીને કાસદ[1] મોકલ્યો, ગુણ ગાયે નરસૈંયો દાસ. વીરા. ૧૮

## સ્વામી પધરામણીના કીર્તન.

### પદ ૧.

મારા પ્રભુજી તે આવ્યા સીમાડે,[2] હું શા મોસે જોવા જાઉં માહારાજ.
દધીનો દાંણી કાંહાનુડો. ટેક
મારે માથે તે લેઉ ભાથ ટોપલો, ભઠીઆરી હોકર જાઉં માહારાજ. ૧
મારા પ્રભુજી તે આવ્યા વાડીએ, હું શા મોસે જોવા જાઉં માહારાજ. ૨
મારા હાથમાં તે લેઉં ફુલ છાબડી, માલણ હોકર જાઉં માહારાજ. ૩
મારા પ્રભુજી તે આવ્યા ગાંદરે[3], હું શા મોસે જોવા જાઉં માહારાજ. ૪
મારા હાથમે તે લેઉ લાલ લાકડી, ગોવાળણ હોકર જાઉં માહારાજ. ૫
મારા પ્રભુજી તે આવ્યા સરોવરીએ, હું શા મોસે જોવા જાઉં માહારાજ. ૬
મારા માથે તે લેઉ સોના બેડલું, પાણીઆરી હોકર જાઉં માહારાજ. ૭
મારા પ્રભુજી તે આવ્યા સેરીએ, હું શા મોસે જોવા જાઉં માહારાજ. ૮
મારા ખોળે તે ઘાલુ ખારેક ટોપરાં, વહાલાને વધાવું માહારાજ. ૯
મારા પ્રભુજી તે આવ્યા માંડવે, હું શા મોસે જોવા જાઉં માહારાજ. ૧૦
મારા હાથમાં તે લેઉ સોના થાળી, હું મોતીડે વધાવું માહારાજ. ૧૧
મેહેતા નરસૈંના સ્વામી ભલે મલ્યા, વહાલે પુર્યા મનના કોડ મા.–૧૨

૧ કાસદ=સંદેશો લાવનાર લેઇ જનાર, ખેપીયો, હલકારો. ૨ સીમાડો=ગામને લગતી જમીનનો છેડો, ગામની હદ, સરહદ, ૩ ગાંદરે=ભાગોળે.

## પદ ૨
### વંદ્રાવનથી હરિ આવ્યા.

જીરે વંદ્રાવનથીરે હરિ આવ્યા, વહાલો આવ્યારે આથમતે સુર;
વહાલે લીધોરે નટવરનો વેષ, વંદ્રાવનથી હરિ આવ્યા. ટેક.
જીરે નંદજીના કુંવર કોડામણા, જોયા સરખારે શ્રી જાદવરાય. વં૦ ૧
હરિને મુસ્તક મુગટ સોહામણો, હરિને કુંડળ ઝલકે કાંન. વં૦ ૨
હરિને લેલાટ તીલક સોહામણું, હરિને ગળે ગુંજાનો[1] હાર. વં૦ ૩
હરિને બાંહ્ય બાજુબંધ બેરખાં, હરિને દશે આંગળીએ વેઢ. વં૦ ૪
હરિને પીળાં પીતાંબર પેરણાં, હરિને લાલ છડી છે હાથ. વં૦ ૫
હરિને પગે પીતળ કેરી પાવડી, હરિને ઘુઘરીનો ઝણકાર. વં૦ ૬
હરિની સુંદર શોભારે શી કહીએ, હરિની શોભારે વરણી ન જાય. વં૦ ૭
હરિએ વેંણુ વાહીરે વહાલાતણી, મારી નવ રહીરે સુધ ને સાન. વં૦ ૮
મેહેતા નરસૈંના સ્વામી ભલે મલ્યા, મારૂ ઉલટરે અંગે ના માય. વં૦ ૯

---

### અયોધ્યામાં શ્રી રામચંદ્રજી મહારાજ લંકામાંથી આવ્યા તે વિષેનું પદ.

આવું રૂડુ ને રસાલુરે, આવ્યા અયોધ્યામાં રામજીરે;
આ પ્રજા તે લેઇને ભરથ પરહર્યારે, હરિના વદન નીહાળુરે. ટેક.
આ મલપતા[2] તે ગજરે સણગારીયારે, સાથે પાખરીયા[3] પલાંણુરે;
દલ વાદળ દીસે ઘટારે, વાગે દેવનાં નીશાનરે.[4] આ૦ ૧
આ આવ્યા આવ્યા જુગજીવન ને જાનકીરે,[5] રામ લક્ષ્મણ જોડરે;
શોભીતા હનુમાંન સાથીયારે, હરિના પરસન શરીરરે. આ૦ ૨
આ અયોધ્યા તે થઇરે સોહામણીરે, હરિને કલ્યાંણના કોડરે;
ચૌદે વરસે આવી મળ્યારે, સાથે રામ લક્ષ્મણ વીરરે. આ૦ ૩
આ ઘેર ઘેર ઑચ્છવ અતી ઘણારે, વાજે તાલ ને મૃદંગરે;
ભેરન[6] વાગે ભેરનીરે, મરદંગને ગાજેરે. આ૦ ૪

---

૧ ગુંજાનો=ચણોઠીનો. ૨ મલપતા=આનંદના ડોળથી ડોલતા ચાલતા. ૩ પાખરીયા=ઘોડાની એક જાત છે. ૪ નીશાન=ધજા, વાવટો. ૫ જાનકી=જનકરાજાની પુત્રી, સીતાજી. ૬ ભેરન=ભેરી, ડોકીને વગાડવાનું એક વાજુ

હરિને છત્ર ચમર વાયે વીંઝણારે, હરિને મોતીડે વધાવોરે;
એક એક લે ઑવારણાંરે, પોળે તોરણ બંધાવોરે. આ૦ ૫
હરિના ધજા પતાકા[1] થરહરેરે, ચૉક મોતીડે પુરાવોરે;
છજે છજે જુવે સુંદરીરે, હરિના દર્શણનો ભાવરે. આ૦ ૬
હરિના હરિજન હરિજશ ગાવતા[2]રે, વીપ્રને વેદ ભણાવોરે;
મંગળ ગાયે મલી માનુનીરે, દેવ દુદંભિ[3] બજાવેરે. આ૦ ૭
કૌશલ્યા કરે હરિની આરતીરે, હરિ મારે મંદીરે પધારોરે;
અગર ચંદનના ઉવટ[4] ઘણારે, હૈડે હરખ ના માયરે. આ. ૮
તાંહાં સવળા શેવક આવી મળ્યારે, પોહોચી મારા મનડાની આશરે;
રાજ બેઠા રઘુનાથજીરે, ગુણ ગાય ભાંણ દાસરે. આ. ૯

## મોસાળું.[5]

મારા ચૉક વચ્ચે ચંપોરે રોપીયો, હું તો ઉંચી ચઢુરે ઉંચરડી
હું તો જોઉં માના જાયાની વાટ, વીરો ભલે આવીયો. ટેક.
એટલે નણદી તે મહરક[6] બોલીયા, ભાભી ના આવ્યા તમારા વીર
ઘરચોળાં[7] પહેરો ઘરતણા. ૧
એટલે દીયેરે તે દીધી વધામણી, ભાભી આવ્યા તમારા વીર
આપોને વધામણી. ૨
આલુ આલુ હૈયા કેરો હાર, માથા કેરી દામણી.[8] ૩
એટલે વનમાં તે નેઝલ ઝલકીયા, ઝલકયાં ઝલકયાં ધોરીડાંના[9] સીંગ. ૪
એટલે ઝલકી ભત્રીજાની ટોપીઓ, ઝલકયા ઝલકયા ભાભી કેરા ઘાટ.[10] ૫
એટલે ઝલકયા વીરા કેરા મોરીયાં, ઝલકી મોસાળાની છાબ. ૬
વીરો આવ્યાને વાડીયે ઉતર્યા, એટલે બેહેનીને તેડાં મોકલ્યાં. ૭
બેહેની કહો તમારા કુટુંબની રીત, તે રીત મારે ચાલવી. ૮
મારા સસરાને લાય વીરા ડગલો, મારી સાસુને શાડીયોની જોડ. ૯

૧ પતાકા=નીશાન, ધજા, વાવટા. ૨ ગાવતા=બોલતા. ૩ દુંદભિ=એક જાતનું વાજીંત્ર, ભેરી. ૪ ઉવટ=સુગંધી પદાર્થ શરીરે ચોળવા. ૫ મોસાળુ=મોસાળુ લેઈ જતા રસ્તામાં ગાવાનું ગીત. ૬ મહરક=માર્મીક વચન, મહેણું, ટોણું, મહરકુ. ૭ ઘરચોળા=સ્ત્રી ઉપયોગી રેશમી કપડા. ૮ દામણી=સ્ત્રીઓને કપાળની છેક ઉપર ઘાલવાનું હીરામોતીનું ઘરેણું. ૯ ઘોરીડા=બળદ. ૧૦ ઘાટ=સ્ત્રીઓને પેહેરવાનું એક જાતનું રેશમી કપડું, ગાળો.

મારા જેઠને લાય વીરા પાઘડી, મારી જેઠાણીને ચંદરકલાની જોડ. ૧૦
મારા દીયેરને લાય વીરા મોરીયાં, મારી દેરાણીને છીદરીઓની જોડ. ૧૧
મારી નણંદને લાય વીરા ચુંદડી, મારા નણદોઇને[૧] ખાસડાંની જોડ. ૧૨
મારા ગોરને લાય વીરા ધોતીયાં, મારી ગોરાણીને દક્ષણીના ચીર. ૧૩
તારા બનેવીને લાય વીરા ચારણઘોડલો, તારી બેહેનીને સોલસણગાર. ૧૪
મારા કુટુંબીને લાય વીરા કાપડું, પરનાતને ફોફળ પાન. ૧૫
મારા પાડોશીને લાય વીરા સોપારી, આપણી નાતને નારી-
એળાની રીત. ૧૬
મારા ઑત્ર ને ગૉત્ર[૨] તે પેહેરાવીયા, મારા બળદને હીરનું જોત્ર. ૧૭
વીરા એટલી સંપત હોયતો આવજો, નહીંતો રહેજો દુવારકાંધામ. ૧૮
વીરો ભલો ગાજ્યો ને ભલો ગરગડયો, જાણે વરસ્યો અસાડાંનો મેઘ. ૧૯

## આનંદસાગર.

આનંદસાગર ઉલટયા, સખી આજ મોરે મન માંહ્યરે;
અંગો અંગ પુલ્યાં અતી ઘણાં, સખી કોણે[૩] કહ્યા નવ જાયરે.
ભલે પ્રગટયારે (૨) શ્રી ગીરધરલાલ, દો[૪] હેલી[૫] હરિની વધામણી. ૧
બાવનચંદન[૬] ગૌવારી, વચ્ચે ચૉક નવલી ભાતરે;
પાછળ ફરતાં પુલડાં, માંહી વેલડાની જાતરે.
સંઘાસણરે (૨) મેલો ઢલકે છે હાથ, દો હેલી હરિની વધામણી. ૨
અમુલખ રત્ન હીરે જડયા, સુવર્ણ મોતીની થાળરે;
કેશર કેરાં કચોલડાં, માંહી પુષ્પ કેરી વરમાળરે.
સોવાસણરે (૨) ગાયે મંગળ ચાર, દો હેલી હરિની વધામણી ૩
ઑછંગેથી[૭] હરિ પ્રગટયા, સખી આંણીયે બહુ રંગરે;
વાજીંત્ર વાગે શોભતાં, ભલાં ઢોલાની ભેરી[૮] મ્રદંગરે.
ત્યાં ઉપજ્યોરે (૨) સખી અતીસે આનંદ, દો હેલી હરિની વધામણી. ૪
ગોકુળમાં હરિ પ્રગટયા, સખી ગોકુળ ચંદ્ર માહારાજરે;
હરિદાસ કહે મારા મનતણાં, વહાલે પુર્યાં મનોરથ આજરે.
વૈષ્ણવનારે (૨) વહાલે સાર્યાં છે કાજ, દો હેલી હરિની વધામણી. ૫

૧ નણદોઇને=નણંદના વરને. ૨ ગૉત્ર=કુટુંબ, ગૉત્રમાં ઉત્પન્ન થએલા જે મનુષ્ય તે. ૩ કોણે=કોઇને. ૪ દો=આપો. ૫ હેલી=સખી. ૬ બાવનચંદન=(બાવનાચંદન) એક જાતની સુખડ. ૭ ઑછંગ=ખોળો, ગોદ. ૮ ભેરી=નોબત, મોટું નગારૂં.

# રઘુનાથજીની ઘોડલી.

પરથમ શ્રી ગુરૂ વરણવુંરે, સંતોને લાગુ પાય;
રઘુનાથ વેહેવા ગાઇસુ, જાનકીનેરે (૨) પરણ્યા ભગવાન. ટેક.
વીશ્વામીંત્ર સંગે આવીયા, જનક મંડપ માંહ્ય;
નવખંડના નરપતિ મળ્યા, કોઇ ત્રંબક[1]રે (૨) ધરીયુ ના જાય. ર૦ ૧
અતીભારી અહંકારી રાજા, ઉઠીયા બળરાય;
રાજા રાવણુના હાથ ચંપાઇયા, દેશ દેશનારે (૨) હાર્યા છે રાય. ર૦ ૨
જાનકીજીએ નરખીયારે, દશરથ નંદન રાય;
એના રૂપે મનોહર જળહળે, બલીહારીનીરે (૨) પોહોચી છે આશ. ર૦ ૩
જાનકીજીએ સ્તુતી કરીરે, બેઠાથાઓની[2] બળવંતરાય;
પ્રભુ પુરણ પ્રીતે સંભાળીયા, હું તો નીશદીન[3]રે(૨) ધરતી ધ્યાન. ર૦ ૪
આગના માગી ગુરૂતણીરે, મુસ્તક ધરીયા હાથ;
કટી ભાથાં બાંધી પરહર્યાં, મંડપમાંરે (૨) આવ્યા ભગવાન. ર૦ ૫
ત્રંબક લેઇને કરધર્યુંરે, ટંકારી રવ[4] રવ રાય;
પ્રભુ ત્રણભુવન ગાજી રહ્યા, ત્યારે ઝબકયારે (૨) છે ફરશુરામ. ર૦ ૬
ત્રંબક કકડા ત્રણ કર્યારે, ભુપતિ નમીયા ચરણ;
રૂમઝુમ કરતાં જાનકી, કંઠે આરોપીરે (૨) વરમાળ. ર૦ ૭
કંકોતરી લખાવીયા, દશરથ નંદનરાય;
નરનારી સૌ હરખીયાં, વધામણીયાનેરે (૨) દાન અપાય. ર૦ ૮
કેકૈ રાણી ને શુમીત્રારે, ભુપતિ પે જાય;
મૈથલપુરમાં આવીયા,રાજા જનકરે (૨) નો હરખ ન માય. ર૦ ૯
નગરપડો[5] વજડાવીયોરે, જાંન સજ્જ થાય;
અનેક ગજ રથ સણગારીયા, દશરથ જાંનરે (૨) લેઇને જાય. ર૦ ૧૦
ભુપતિ સામા આવીયારે, ઢુંકડી વર જાંન;
રઘુવર દશરથને નમ્યા, તાંહાં તો અપ્સરા[6]રે (૨) નાચે તાન[7]. ર૦ ૧૧

---

૧ ત્રંબક=શીવજીનું ધનુષ. ૨ બેઠાથાઓ=તૈયાર થાઓ. ૩ નીશદીન=હમેશાં. ૪ રવ= સાદ, અવાજ, નાદ. ૫ પડો=ઢંઢેરો, ૬ અપ્સરા=સ્વર્ગમા ઇંદ્ર સભામાં ગાયન કરનારી ગુણકા. ૭ તાન=ગાવામા જે પલટા લેવા તે, ગાવાની એક તરેહ.

લક્ષ્મણજીને ઉરમીલારે, ભરથને કન્યાય;
સીરોમણી શત્રુઘનને, ચારે કુંવરોનોરે (૨) હરખ ના માય. ૨૦ ૧૨
ઘોડીને પાયે ઘુઘરારે, ઘોડી ચાલે ઠમકતી ચાલ;
એને મોયડે મોતી જડ્યાં, રતન શોભીતારે (૨) છે પલાણ. ૨૦ ૧૩
ઘોડીએ બેસીને સાંચર્યારે, રઘુવર ઝાકમઝોળ;
કૌશલ્યા લે હરિનાં ઑવારણા, વધાવે છે રે (૨) કૈકે માત. ૨૦ ૧૪
ગાજંતા વાજંતા આવીયારે, રઘુવર તોરણ દુવાર;
સાસુતે આવ્યાં પોંકવા[1], મુખ જોઇનેરે (૨) હરખ ના માય. ૨૦ ૧૫
પોંકીને પધરાવીયારે, રઘુવર મંડપ માંહ્ય;
આડા અંતર પટ તાંણીયા, તાંહાં તો હોયરે (૨) તંબોલાની[2] છાંટ, ૨૦ ૧૬
વીશ્વામીંત્ર તાંહાં આવીયા, સુંદર ચૉરી બંધાય;
કનક કળશ ચીતરાવીયા, તાંહાં તો સુંદરરે (૨) ચૉરી રચાય. ૨૦ ૧૭
કન્યાએ કાંકણ[3] પેહેરીયાંરે, પડી પાનેતર[4] ગાંઠ;
આડા અંતરપટ અલગા કર્યા,તાંહાં તો સમે વરતેરે(૨)બોલ્યા સાવધાન. ૧૮
રઘુવર પરણીને ઉઠીયારે, વરત્યા તે મંગળ ચાર;
રઘુવર જાંનકીના જોડવા, વધાવે સખીરે (૨) સોવાસણ ચાર. ૨૦ ૧૯
રઘુવર પરણીને સાંચર્યા, વરત્યો તે જે જે કાર;
રઘુવર જાંનકીને નીરખંતા, ગાય સખીરે (૨) સોવાગણ નાર. ૨૦ ૨૦
જગનતો પુરણ થયો, લજ્યા તે હોય ભલીવાર;
આશીશ દે સૌ સુંદરી, વરે મધુરોરે (૨) આરોગ્યો કંસાર. ૨૦ ૨૧
જનકે કરીરે પહેરામણી[5], લજ્યા તે હોય ભલીવાર;
સર્વે આવી ચરણે નમ્યા, સેવક થઇ રહ્યારે (૨) મહીથલરાય. ૨૦ ૨૨
વર વધુ[6] રથ બેસાડીયારે, જાન સજ્જ થાય;
મારગમાંહી ચાલતાં, મોડયા ફરશુરામરે (૨) કેરા માન. ૨૦ ૨૩

---

૧ પોંકવું=ચૉરીના માડવા અથવા ઘરના ઉમરા બહાર સાસુએ અથવા તે ન હોય તો એની તરફથી બીજી કોઇ સ્ત્રીએ વરને વધાવવો તે. ૨ તંબોલાની=લાલરંગની ૩ કાંકણ=કંકણ ૪ પાનેતર=કન્યાને પરણતી વખતે પહેરવાનું મોસાળ તરફથી આવેલું ધોળું રેશમી વસ્ત્ર. ૫ પહેરામણી=પરણ્યા પછી કન્યાના બાપને ઘેરથી સભામાં તેણીના સસરા સાસુ વિગેરેને જે ભેટ આપવામા આવે છે તે ૬ વરવધુ=વરકન્યા.

નગર અયોધ્યામાં આવીયા, જોવા તે મલીયા લોક;
રઘુવર જાનકીને નીરખંતા, તેના તનનારે (૨) ટળીયા શોક. ૨૦ ૨૪
કૌશલ્યા મનમાં હરખીયાં, જાનકી રૂપ અથાગ;
બેહુને ઑછંગે બેસાડીયા, આલ્યા ચુડામણીરે[૧] (૨) જે જે કાર. ૨૦ ૨૫
ચાર પદારથ[૨] પાંમીયારે, પોહોચી તે મનની આશ;
સેવા કરી પધરાવીયા, ઘોડી ગાયરે (૨) તુલસીદાસ. ૨૦ ૨૬

## નાની સજનીઓ.

૧

સજની[૩] તે સ્વપ્નાંતર મુને લાધ્યું[૪]રે, મારૂ મન નંદકુંવરસું બાંધ્યું[૫]રે. ૧
જાણે હું તો પાતળીયા વર પરણીરે, એ તો મારા કીયા જનમની કરણીરે. ૨
આલાલીલા[૬] વાંસલીયા વઢાવોરે, તેની રૂડી નવરંગ ચૉરી રચાવોરે. ૩
આવે રૂડી જાદવકુળની જાનરે, ભ્રખુભાણજી દે છે કન્યાદાન[૭]રે. ૪
હરજીએ હાથે વાલ્યો સાહ્યોરે, કંઠમાંહે આરોપી વરમાળરે. ૫
એકંઠાં તે આરોગ્યો કંસારરે, માનુનીયો તે ગાયે છે મંગળ ચારરે. ૬
કુમકુમ કેશર વરણી આડરે, તીલક તો ધર્યાં છે લેલાટ[૮]રે. ૭
જાંણે હું તો જસોદાજીને પાયે લાગીરે, એટલે તો ઝબક લઇને જાગીરે. ૮
પુરણ પુન્યે એ વર પામીરે, ભલે મલ્યા નરસૈંયાના સ્વામીરે. ૯

૨

સજની તું શું બેઠી છે જમવારે, ચાલને તું કાંહાંનજીની સાથે રમવારે. ૧
વહાલે મારે વાહા મધુરી વેંણુ વનમાંરે, ગોપીજન આનંદ પામ્યાં છે
મનમાંરે. ૨
એકવાર આવોને અંતરજાંમીરે, અમારે તો છેલ છબીલો સ્વામીરે. ૩
ગોપીજન ચાલ્યાં પ્રભુજીની સંગેરે, પાલવ મેલ્યો છે તેને અંગેરે. ૪
અમારે તો વ્રહેની વેદના વામી[૯]રે, ભલે મલ્યા નરસૈંયાના સ્વામીરે. ૫

૧ ચુડામણી=મુગટમાં જડેલો મણી. ૨ ચાર પદારથ=[૧]ધર્મ, [૨]અર્થ, [૩]કામ, અને [૪]મોક્ષ. ૩ સજની=સખી, બ્હેનપણી, સૈયર, પ્રીયા. ૪ લાધ્યું=પ્રાપ્ત થયું. ૫ બાંધ્યું=ન છુટે એવું થયું. ૬ આલાલીલા=લીલાસુકા, સુકાયા ન સુકાયા હોય તેવા. ૭ કન્યાદાન=શાસ્ત્ર વીધીપુર્વક કન્યાનું દાન કરવું તે. ૮ લેલાટ=કપાળ. ૯ વામી=કમી થઈ.

૩

સજની તું સાંભળને કહુ વાતરે,વહાલો મારો ઉભા છે જુમનાંને ઘાટરે. ૧
વહાલે મારે કીધુ મધુરૂ ગ્યાનરે, તેણે મારી ગઇ છે સુધને સાનરે. ૨
મુજને તો મોહોટું ચેટક[1] લાગ્યુંરે, રૂદીયામાં કામ બાણ થઇ વાગ્યુંરે. ૩
મુજને તો ઘેહેલી કહે સૌ લોકરે, તેણે મારો ટળ્યો હૈયાનો શોકરે. ૪
મેંતો મારા વહાલાને ઉર[2]પર લીધારે,તેણે મારા સકલ મનોરથ સાધ્યાંરે. ૫
પુરણ પુન્યે એ વર પામીરે, ભલે મલ્યા નરસૈંયાના સ્વામીરે. ૬

---

## સીતાસ્વયંવર.

સીતા સ્વયંવર રચીયોરે, રાયે મંડપ રચીયો;
રૂપ નીહાળી અનોપમ કન્યા, જનકે લીધી છે પ્રતીજ્ઞારે. ટેક.
તેડાવ્યા ભુપ સકળ દેશ કેરા, આવીને દીધા છે ડેરારે. રાયે. ૧
જે કોઇ શીવજીનું ધનુસ ચઢાવે, તે જાનકી કંથ કેહાવેરે. રાયે. ૨
મ્હોટી મનોહર મંડપસાળા, હીમના થંભ હીરાળારે. રાયે. ૩
કંચન મંચ અનુપમ ઢાળ્યા, પધરાવી ભુપ નીહાળ્યારે. રાયે. ૪
કૌસકમુની[3] સાથે રાઘવરાજે, તે રૂપ અલૌકીક છાજેરે. રાયે. ૫
રઘુપતિ આગળ ભુપતિ ન્યારા, ચંદ્ર આગળ જેમ તારારે. રાયે. ૬
ધનુસ પુંજન કીધું જનક ભુપાળે, ચંદન પુષ્પની માળેરે. રાયે. ૭
ઢોલ નીશાન ને દુંદભી વાજે, ઘોર ગગનલગી ગાજેરે. રાયે. ૮
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુસને પુષ્પે વધાવીરે. રાયે ૯
બોલ્યા સતાનંદ ગુરૂ નૃપ જોઇ, ધનુસ ચઢાવોને કોઇરે. રાયે. ૧૦
એવું સુણીને ઉઠયા મહીપતિ મુખીયા,[4] ભુજબળ સમર્થ સુખીયારે. ૧૧
ધનુસ તળે કર ન શકયા ઘાલી, ચંચર આવ્યા જે ચાલીરે. રાયે. ૧૨
ઉઠી ઉઠી આવે છે ભુપતિ બળીયા, કરી શ્રમ પાછા વળીયારે. રાયે. ૧૩
આવ્યા છે ઇંદ્ર નરેંદ્રને[5] રૂપે, ન ચઢયું ધનુસ સુર ભુપેરે. રાયે. ૧૪
વાસુકી[6] આવ્યા અનુપમ વેષે, ધનુસ ફર્યું નહીં લેશ[7]રે. રાયે. ૧૫
લંકાપતિ લંક[8] બાંધીને ઉઠયા, જાણે એ મેઘ વછુટયાંરે. રાયે. ૧૬

---

૧ ચેટક=વળગણ મેલું. ૨ ઉર=શરીર, કાયા. ૩ કૌસકમુની=વીશ્વામીત્ર રૂષિ. ૪ મુખીયા=અગ્રેસર, ૫ નરેંદ્ર=રાજા, નૃપતિ, ૬ વાસુકી=નાગનો રાજા સર્પરાજ, ૭ લેશ= જરાક, કીંચીત, રજ, ૮ લંક=પાતળી કમર.

દોડયો દસાનન ગરવે ભરોંણો, મન જાંણે હું સફળાણોરે. રાયે. ૧૭
ચાંપ તળે કર દશ દશ ચંપ્યા, તે દેખીને દીગપતિ કંપ્યારે. રાયે. ૧૮
ધનુસ તળે ભુજ વીસ ભરાંણા, તે કાઢતાં કર કચરાંણારે. રાયે. ૧૯
લથડયો દશ મુખ મહીપતિ હસીયા, મુગટ મુસ્તક થકી ખસીયારે.
રાયે. ૨૦
વીસ ભુજા દશ મુસ્તક ધારી, હાર્યો રાવણ અહંકારીરે. રાયે. ૨૧
વરૂણ વાયુ આવ્યા નર વપુ[1] ધારી, ધનુસ થકી ગયા હારીરે. રાયે. ૨૨
દશ સહસ્ત્ર મહીપતિ એકઠા ધસીયા, ધનુસના ખુણા ન ખસીયારે.
રાયે. ૨૩
દશ દીગપાળનો[2] દાવ ન લાગ્યો, સર્વેનો ગર્વ ત્યાં ભાગ્યોરે. રાયે. ૨૪
કેટલાક ભુપ બીહીતા ઉપહાસે[3] ન ગયા પીનાકની[4] પાસેરે. રાયે. ૨૫
ન ચઢે ધનુસ વળે ભુપતિ પાછા, તે આછા થકી લાગે આછારે. રાયે ૨૬
કેટલાક ભુપતિ મનમાંરે લાજી, સીઘ્ર ચાલ્યા રથ સાજીરે. રાયે. ૨૭
કોઇએ જનકની આજ્ઞા માગી ન માગી, તે ગયા ભુપતિ બળ ત્યાગીરે.
રાયે. ૨૮
જનકે જોયું કોઇએ ધનુસ ના ચઢીયું, તે પર્વતની પેરે પડીયુંરે. રાયે. ૨૯
જનક જાણે મારી પુત્રી ન પરણી, વીર[5] વીના થઇ ધરણી[6] રે. રાયે. ૩૦
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્રી કીધી, વીરકળા હરી લીધીરે. રાયે. ૩૧
એણીપેરે સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણાંરે. રાયે. ૩૨
કેહેરે પ્રભુ મુને આજ્ઞા દીજે, ભુપતિ મનડુ પતીજેરે. રાયે ૩૩
કહો તો બ્રહ્માંડ પાટુએ પાડુ, નભ[7] લગી અગ્નિ ઉરાડુરે. રાયે. ૩૪
સાત સાગર કહોતો એકઠા ભેળુ, આભના તારા ઉખેડુરે. રાયે. ૩૫
નીર્વીર પૃથ્વી જનકે જાણી, ન શકયુ ધનુસ કો તાણીરે. રાયે. ૩૬
પ્રભુ તમ આવે જો ધનુસ ન ભાગે, તો રવી કુળમાં લંછન લાગેરે.
રાયે. ૩૭
સાંભળી ભ્રાતને વાર્યા રઘુનાથે, આપણ છીએ મુની સાથેરે. રાયે. ૩૮
આજ્ઞા વીના કાંઇ કામ ન થાયે, સેવા તણું ફળ જાયેરે. રાયે. ૩૯

---

૧ વપુ=સુંદર, ૨ દીગપાળ=દીશાનું રક્ષણ કરનાર દેવ, ૩ ઉપહાસ=મશ્કરી, ટોળ, મજાક, ૪ પીનાક=શીવનુ ધનુષ, ૫ વીર=પરાક્રમી, બળવાન, ૬ ધરણી=પૃથ્વી, ૭ નભ=આકાશ

સાંભળી રૂષિ હસી બોલ્યા મુખથી, ધનુસ ચઢાવોને સુખથીરે. રાયે. ૪૦
રામ રઘુકુળ કેશરી કહાવો, શંભુનું ધનુસ ચઢાવોરે. રાયે. ૪૧
મુનીવરના સુણી વાયક કર્ણે, ઉઠી પ્રભુ લાગ્યા ચરણેરે. રાયે. ૪૨
કટીતટ[1] પલવટ[2] નાથે ન વાળી, ન બાંધી પાઘ સંભાળીરે. રાયે. ૪૩
સેહેજે ધર્યું જઇ ધનુસ ત્રીપુરારી,[3] તે લાગ્યુ કુસુમ[4] જેવું ભારીરે.
રાયે. ૪૪
તાણી પીનાકના કર્યાં ત્રણ કટકા, તે આભ લગી જઇ અટકયારે.
રાયે. ૪૫
સપ્ત પાતાળેથી પન્નંગ[5] થડકયો, ભોમ તણો તુરી[6] ભડકયોરે. રાયે. ૪૬
કલમલ્યો કુરંગ[7] ધનુસ કડાકે, દીગ્ગજ[8] ભાગ્યા ભડાકેરે. રાયે. ૪૭
દેવ રહ્યા દાંત આંગળી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલીરે. રાયે. ૪૮
કોઇ કહે ભવ્યકો દંડ કીસોરે, વય વીના ભાગ્યું છે જોરેરે. રાયે. ૪૯
કોઇ કહે ભુપતિ એવું કરીએ, જાનકી ઝુંટીને વરીએરે. રાયે. ૫૦
કોઇ કહે ભુપ એવું ન કીજે, અન્યાયે કન્યા કેમ લીજેરે. રાયે. ૫૧
કોઇ કહે જાણ્યું અજાણ્યું માં ભાંખો, બોલ્યાવીના બળ રાખોરે. રાયે.૫૨
જેણે સરાસર[9] શંભુનું ભાંગ્યું, અસ્ત્ર અખંડીત ગાજ્યુંરે. રાયે. ૫૩
તે સાથે યુદ્ધ કરે કેમ ચાલે, મારી મહા તળે ઘાલેરે. રાયે. ૫૪
કોઇ કહે ભુપ ચાલો રથ જોડી, ભીડ થાય જેમ થોડીરે. રાયે. ૫૫
ભગત ભુપતિ ઘણું મનમાં હરખે, તે રૂપ રાઘવ તણું નીરખેરે. રાયે. ૫૬
દેવનાં દુંદભી વાગ્યાં છે વ્યોમે,[10] વરસે કુસુમ ઘણાં ભોમેરે. રાયે. ૫૭
ભારે કુતુહલ[11] મંડપમાંહી, સજજન હરખ્યાં છે ત્યાંહીરે. રાયે. ૫૮
આરોપી રઘુવરને વરમાળા, આવીને જાનકી બાળારે. રાયે. ૫૯
જાન તેડીને પરણ્યા રઘુનાથ, આરોગ્યો કંસારરે. રાયે. ૬૦
કોઇ ભુપે શીખ[12] માગી ન માગી, કોઇ જનકપુર ત્યાગીરે. રાયે. ૬૧
જે કોઇ સીતા સ્વયંવર ગાસે, વૈમાન બેસી વૈકુંઠ જાસેરે. રાયે. ૬૨

---

૧ કટીતટ=કમ્મર, કેડ, ૨ પલવટ=લુગડતું વસ્ત્ર કેડે કે છાતીએ કસીને બાંધવું તે, ઘાટડી, ૩ ત્રીપુરારી=ત્રીપુર અસુરનો અને એના નગરનો નાશ કરનાર, શીવ, મહાદેવ, શંભુ, ૪ કુસુમ=ફુલ, પુષ્પ, ૫ પન્નંગ=સાપ, ૬ તુરી=અશ્વ ઘોડો, ૭ કુરંગ=હરણ મૃગ, ૮ દીગ્ગજ=પ્રચંડ પુરૂષ, ખેતરપાળ, એકેકી દીશાનો જે પુરાણ પ્રસીદ્ધ હાથી તે, ૯ સરાસર=બરાબર, ૧૦ વ્યોમે=આકાશમાં, ૧૧ કુતુહલ=કૌતક, વિસ્મય, નવાઇ, ૧૨ શીખ=વદાયગીરી, રજા..

# બ્રીજવીનતાનું પદ.

બ્રીજવીનતા તે સૌરે ટોળે મલ્યાં, આવી ઉભાં છે નંદજીને દ્વારરે;
કોઇ વારોને નંદના કુંવરને. ટેક.

આવી બેઠાં છે સૌરે આનંદ ભર્યાં, મધ્યે ઉભા દીઠા મોરારીરે. ૧
હરિને મુસ્તક મુગટ સોહામણો, કાને કુંડળ ઝળકે કંઇ સારાંરે. ૨
હરિને હીમ કંકણુ હાથે ઝળહળે, આંગળીએ મુદ્રીકા[1]ની જોડરે. ૩
હરિને હઇડે તે ભ્રગુ લંછન છે, ઉપર મુગતા ફળનો હારરે. ૪
હરિને બાંહે બાજુ બંધ બેરખાં, આહીર[2] લોકે દીઠા રણછોડરે. ૫
હરિને પહેરણુ પીતાંબર છે, કચડે કંદોરો કંઇ સારોરે. ૬
જસોદા રાણી સરખાં તે હરિને માવડી, ગોકુળના છે નંદજી તાતરે. ૭
સખી આપણુ સરખાં હરિને વારતાં, બળભદ્રજી સરીખા ભ્રાતરે. ૮
હવે ગોકુળીયુંરે ઉજડ[3] થશે, જ્યારે મધુપુરી જશે જદુનાથરે. ૯
સખી સંખાસુર તરણાવંત આવશે, બગાસુર આવી કરશે ધાતરે. ૧૦
બખાબખી[4] તે સુરા આવશે, અજગર[5] ગળસે નાનેરાં બાળરે. ૧૧
ગોકુળ ઉપર ઈંદ્ર જ્યારે કોપશે, ગોવરધન કોણુ ધરસે એક હાથરે. ૧૨
કાલુંડો નાગ દાવાનળ પ્રગટ થશે, ત્યારે આપણો કોણુ રખવાળરે. ૧૩
સખી રૂદન કરંતી એ નાયકા, રડતાં મેલ્યાં જસોદા રાણીરે. ૧૪
નંદ ઉપ નંદ ઉતાવળ કરે, બ્રીજવાસી આહીરડાનો સાથરે. ૧૫
જસોદા રાણી મોઢેથી બોલે નહીં, સે નથી રાખતાં બાંહ્ય ઝાલીરે. ૧૬
ચાલો મથુરાં જતાંરે હરિને વારીએ, નગણા[6] નાથને કહીએ એક
વાતરે. ૧૭
એટલે અકરૂડ રથ જોડી આવીયા, રથે જોડયા દીઠા અસ્વ[7] ચારરે. ૧૮
રથે ધજા પતાકા બહુ ઝળહળે, છતર ઝાલોના તેજ અપારરે. ૧૯
કાલુડો નાગ આડો સે ના ઉતર્યો, એને ગોકળીએ ગામ જતાંરે. ૨૦
પાપી પ્રાણુ લેવાનેરે આવીયા, અકરૂડ કોણે ધર્યાં એમનાં નામરે. ૨૧

---

૧ મુદ્રીકા=વીંટી, ૨ આહીર=ભરવાડ ગોવાળીઆની એક જાત છે. ૩ ઉજડ=પાધર મેદાન, મનુષ્ય, પ્રાણી વિગેરેની વસ્તી વગરતું બેદાન મેદાન થઇ જવું. ૪ બખાબખી=હડાલડી ૫ અજગર=એક જાતનો મોટો બીહામણો સાપ ૬ નગણો=અવગુણીગો, નગણો નીમકહરામ. ૭ અસ્વ=ઘોડા.

સખી અકરૂડ શુંરે કરે આપણ પાપણી, કુળવંતી મથુરાંની નારરે. ૨૨
પુરણ પ્રીતે મથુરાં લઇ જાવંતા, કુળવંતીના પુરવા કોડરે. ૨૩
બળવંતાના તેડયા પાછા કેમ વળે, જઇ રહે થશે ઉતપાતરે. ૨૪
નયણે નરહરિને નીહાળંતાં, બળવંતે દીધાં બહુ માનરે. ૨૫
સહુ ગોપીએ જપ તપ બહુ કર્યાં, સાધુ[1] જનને દીધાં બહુ દાનરે. ૨૬
વહાલાને મથુરાં જવાનું મુહરત નથી,તેડાવો જોશી[2]જોવડાવો જોશરે. ૨૭
માહારા સમજો મથુરાં લઇ જાવતો, તમને નંદ જસોદાની આણરે. ૨૮
રથ હાંકતાં રથે વીંટઇ વળ્યાં, રથ હાંકયો મથુરાંની વાટેરે. ૨૯
હરિએ હેત કરીનેરે હેરવ્યાં,[3] હવે શ્યાને જાવ છો તરછોડીરે. ૩૦
હવે ક્ષણું અબળા તમો ધીર ધરો, હવે અમને ના દેશો દોષરે. ૩૧
દીવસ બે ચાર પછી અમે આવીશું,નાથ નરસૈંએ દીધી અમને ધીરરે. ૩૨

## મારે આંગણે વાસ (વાયસ) બોલી ગયા.

મારે આંગણે વાસ[4] બોલી ગયા, મારૂ અંગરે (૨) ફરૂકે[5] આજ.
હરિઘેર આવીયા. ટેક.

હું તો ઝબકીને જોવારે નીસરી,મેં તો સજીયારે(૨)સોલ સણગાર. હ૦ ૧
મેંતો સેરી વરાવીરે સજકરી, આણી વાટેરે (૨) વેરાવું પુલ. હ૦ ૨
મારા વેરી હતા તે વસ થયા,મારા પ્રભુનેરે (૨) પરતાપ. હ૦ ૩
મારા વખડાં હતા તે અમ્રીત થયા, અમ્રતનીરે (૨) ઉઘડી લહેર. હ૦ ૪
મેહેતા નરસૈંના સ્વામી ભલે મલ્યા, મારૂ ઉલટરે (૨) અંગે ના માય. હ૦ ૫

## બ્રીજની શોભા.

નંદઘેર આનંદ ઉપજ્યો, પ્રગટયા શ્રી ગીરધરલાલ (૨)
બ્રીજની શોભારે શી કહીએ. ટેક.
નોબત[6] વાગેરે નવરંગી, વાગે નંદ દરબાર (૨) બ્રી૦ ૧
તોડલે તોરણ બાંધીયા, ઝુમક ઝલકે દરબાર (૨) બ્રી૦ ૨

---

૧ સાધુ=બાવો, જોગી, વેરાગી, નીતિમાન અને ભક્ત માણસ. ૨ જોશી=ભવિષ્યનો જોનારો, જ્યોતિષ જાણનારો, ખગોળવેત્તા, ૩ હેરવ્યાં=પ્રેમભાવ કરાવ્યો. ૪ વાસ=(વાયસ) કાગડો, ૫ ફરૂકે=કંપે. ધ્રુજે, થરથરે, ૬ નોબત=મોટું નગારૂં, (ગાડામાં કે ઉંટ ઉપર રાખી વગાડે છે તે)

આછાં ઓપ્યાંરે આંગણા, રમે રૂડા નંદજીનો લાલ (૨) બ્રી૦ ૩
લીપ્યાં લાખ્યાંરે આંગણા, એવા મારા હરજીના હેત (૨) બ્રી૦ ૪
બાવનચંદન ઘોરીયાં, મોતીયાંના પુર્યા છે ચૉક (૨) બ્રી૦ ૫
દીપક જોતાંરે જલહલ્યાં, મેલ્યા જમખેલા ગોખ (૨) બ્રી૦ ૬
તમો છો રે દયાલજી, પુરણ પરસોતમ રાય (૨) બ્રી૦ ૭
રંગેચંગે[1]રે નીસર્યા, સહુને સરખો સણગાર (૨) બ્રી૦ ૮
નગરીમાં જોતાંરે નીસર્યા, એ છે કારણરૂપ (૨) બ્રી૦ ૯
નહાનું સરખુંરે ગોકુળીયું, તાંહાં રૂડા નંદજીનું રાજ (૨) બ્રી૦ ૧૦
મોહોટાં સરખાંરે મથુરાંજી, વીશ્રામ જુમનાના ઘાટ (૨) બ્રી૦ ૧૧
કાલીંદ્રીનેરે કાંઠડે, વહાલે વાહી વેંણ રસાલ (૨) બ્રી૦ ૧૨
ગીરધર ગાયોરે ચારંતા, સાથે બલભદ્ર વીર (૨) બ્રી૦ ૧૩
માધવદાસનીરે વીનતી, રૂદીઆમાં રાખો વીશ્વાસ (૨) બ્રી૦ ૧૪

## સખીયાં.

જીરે સખીયાં તે સહુ ટોળે મલ્યાં, મલી ગાયેરે (૨) ભલા મંગળ ચાર, લાલ લીલા ભર્યા. ટેક.
જીરે અગર ચંદનનારે છાંટણા, મોતીનારે (૨) ભલા ચૉક પુરાય. લાલ. ૧
જીરે માંડવો છાયોરે મોગરે, ફુલડીયેરે (૨) ભલા ફગર[2] ભરાય. લાલ. ૨
જીરે તાલ મ્રદંગ વાજે ઘણાં, તાંહાં વાજેરે (૨) ભલા ઢોલ નીશાન. લાલ. ૩
જીરે કનક મટક કેશર ભર્યા, તાંહાં ઉડેરે (૨) ભલા અબીલ ગુલાલ. લાલ ૪
જીરે પીળી પટોળી[3]રે પેરંતાં, ચુંદડીએરે (૨) ભલા ચોલાનો[4] રંગ. લાલ. ૫
જીરે ગોકુળીયું સણગારીયું, સણગાર્યોરે (૨) સઘળો પરીવાર. લાલ. ૬
જીરે નરસૈં મેહેતોરે એમ ભણે, વળી હોજોરે (૨) ગોકુળમાં વાસ. લાલ. ૭

---

૧ રંગેચંગે=આનંદભેર, ખુશીથી. ૨ ફગર=પરાગ, પુષ્પરજ, ફુલોની મંજરી. ૩ પટોળું=એક જાતનુ રેશમી કપડું. ૪ ચોલાનો=ઘણી લાલીવાળો, ઘેરો રંગ.

## ફુલડે ફગર.

ફુલડે ફગર ભરાવીયાંરે, બેસણુ માંડયા પાટ;
સંતો તે ભલેરે પધારીઆરે (૨) હું તો જોતીતી જેની વાટ. ટેક.
તાંબા તે કુંડી જલ તાતવ્યાંરે,[1] મોગરેલ ચલાંણુ સોહાય;
નાવણુ કરાવું મારા સંતોનેરે (૨) હું તો આલુ પીતાંબર હાથ. સંતો. ૧
બાવનચંદન[2] ઘસાવીયાંરે, દરપણુ આલ્યાં હાથ;
તીલક બનાવું મારા સંતોનેરે (૨) હું તો ફરી કરૂ પરણામ સાર. સંતો. ૨
ભોજન નીપાયા[3] બહુ ભાતનાંરે, સેવો કરી કંસાર;
ખાજાં જલેબી ને લાડવારે (૨) માંહી ખટરસ[4] ભોજન સાર. સંતો. ૩
આરોગવાને ઉઠાડીયારે, પુર્યા પનવારા સોહાય;
છપન ભોજન રસોઇ પુરી[5]રે (૨) તમે પ્રેમે લ્યો પરસાદ. સંતો. ૪
આચમન[6] જલ લેઇ ઉઠીયારે, દીની બીડી સો હાથ;
ચંદન ચરચાવું મારા સંતોનેરે (૨) તાંહાં નરસૈંયો બલ જાય. સંતો. ૫

## આજની ઘડી રળીયામણી.

સખી આજની ઘડી રળીયામણી, હાંરે મારો વહાલો આવ્યાની
વધામણીજીરે. ટેક.
પુરો પુરો સોહાગણ સાથીયો,[7] મારો વહાલો આવ્યા ઘેર હાથીયોજીરે. ૧
સખી લીલુડા વાંસ વઢાવીએ, મારા વહાલાના મંડપપર છાવીએજીરે. ૨
સખી જલ જુમનાના નીર મંગાવીએ, મારા વહાલાના ચરણ
પખારીએજીરે. ૩
સખી ગંગાગોરમટી મંગાવીએ, મારા વહાલાની ચૉરીચીતરાવીએજીરે. ૪
સખી ફુલડે તે ફગર ભરાવીએ, મારા વહાલાજીને મોતીડે વધાવીએજીરે. ૫
સખી તોડલે તોરણુ બંધાવીએ, મારા વહાલાજીના ચૉક પુરાવીએજીરે. ૬
સહુ સ્ત્રીજનારીઓ ટોળે મલી, મારા વહાલાજીના મંગળ ગવાય છે જીરે. ૭
સખી દીઠડા તે અતી મીઠડા, હાંરે મેં તો નરસૈંના સ્વામી દીઠડાજીરે. ૮

---

૧ તાતવ્યાં (તાતવ્યું)=ગરમ કર્યું, તપાવ્યું. ૨ બાવનચંદન=બાવનાચંદન, એક જાતનું ચંદન. ૩ નીપાયા=બનાવ્યા. ૪ ખટરસ (ખટરસ ભોજન)=છએ રસવાળાં ભોજન ([1]મધુર-[2]ખાટો-[3]ખારો-[4]કડવો-[5]કટાણો-[6]તીખો.) ૫ પુરી=પીરસી. ૬ આચમન=જમણી હથેલીમાં થોડું પાણી લઇ પીજવું તે. ૭ સાથીયો=બારણા આગળ અથવા ઉમરા ઉપર હળદર અને કંકુવડે ચીત્રામણ પાડવું તે.

## મારે મંદીરે પધારો.

મારે મંદીરે પધારો ગુરૂ દેવજી, હું તો જોઉં મારા વહાલાજીની વાટ. ટેક
મેં તો સેરી વરાવીરે સજ કરી, આંણી વાટે વેરાણું ફુલ. ૧
હરિને પીતળ લોટા જલ ભર્યા, વહાલાને આવેળ[1] દાતણ દેઇશ. ૨
હરિને ચઉવા ચલાણા તેલ ભર્યા, વહાલાને મોગરેલ મરદન દેઇશ. ૩
હરિને સેવ સુંવાળી ને લાબસી, વહાલાને ગળગણીઓ[2] કંસાર. ૪
વહાલાને લવીંગ સોપારી ને એલચી, હરિને બીડલે બાસઠ પાન. ૫
હું તો થાળ ભરૂંરે સગ મોતીએ, હું તો હરિને વધાવવા જઇશ. ૬
હરિને સાગ સીસમનોરે ઢોલીયો,[3] હરિને અતલસની તળાઇ. ૭
મેહેતા નરસૈંના સ્વામી ભલે મલ્યા, અમને ઉતાર્યા ભવસાગર પાર. ૮

## સીતાજીનો સોહેલો.

ત્ર્ંબક તોરણ બાંધીયા કંકોતરી લખાય;
રાજા જનકે મહા જંગ[4] માંડીયો, ચોપાસે વધામણી જાય;
સીતાજીનો સોહેલો.
ગાઓ માનુની રઘુકુળ ધ્યાન, લ્યો રામનું નામ તજો અભીમાન. ટેક.
મંડપ રચીયો મોગરો, તાંહાં કનક થંભ વિચાર;
જાળી જરૂંખે ને ગોખ બારી, તાંહાં જડીયારે (૨) રત્ન પરવાર. સી૦ ૧
મંડપ છાયો મોગરો, તાંહાં બેસણ સુવર્ણ પાટ;
ચોપાસ ફરતી પુદડી, તાંહાં મળીયારે (૨) છે ચારણ ભાટ. સી૦ ૨
ગેંગટ[5] માથે મોગરો, તાંહાં ભેટે ભલેરા રાય;
છાજંતા આસન છત્ર ચમર, રાજા જનકનોરે (૨)હરખ ના માય. સી૦ ૩
મધ્યે તે માતી માનુની, ચોસેરા ચંપે જાય;
ગંધરપ[6] બોલે છાજંતા, તાંહાં થઇરે (૨) રહ્યો નાટક રંગ. સી૦ ૪

૧ આવેળ=એક જાતના પીળા ફુલવાળા નાના છોડવા તેની સોટીઓનું દાતણ કરવામાં આવે છે. ૨ ગળગણીઓ=સ્વાદીષ્ટ ૩ ઢોલીયો=પલંગ. ૪ જંગ=મોટું ધીંગાણું. ૫ ગેંગટ=મસ્ત, ચકચુર, તલ્લીન. ૬ ગંધરપ=ગવૈયાની એક જાત છે.

મોગરેલ તેલ ને ચૌવાચંદન, અરગજા અબીલ;
કેશરી ગલાલના છાંટણાં, સંતોષ્યા છેરે (૨) બાવનવીર.[1] સી૦ ૫
સાંતક સાંધ્યા ને વરધ વાધ્યાં, કાંકણ પેહેર્યાં હાથ;
પીઠી[2] ચોળે સહુ પદમણી,[3] ગુજરીયેરે (૨) ગોરી ગુણ ગાય. સી૦ ૬
છોટીક છોટી ને શીશ છોટી, કોમળ કોમળ હંસ;
કેશરી વંકે લટકતાં, રઘુનાથજીરે (૨) ભીનેવાન.[4] સી૦ ૭
મહીપતિ ઉઠયા મુછ મરડી, ધીર વીર સૌ જાણ;
ત્રંબક ધનુસ ના રતી[5] ચળે, સરવે હાર્યારે(૨)ઉતરી ગયાં માન.સી૦ ૮
દશ વદન રાવણ રીસ ભરાણા, ધસીને ઘાલ્યો હાથ;
કર ચંપાણા નવ નીસરે, બળવંતારે (૨) ભરાંણા શ્વાસ. સી૦ ૯
તાળી તે લે સૌ તારૂણી, પુરલોક જોવા જાય;
કેશરી વંકે વદન લાધ્યાં, તેને હસીયારે (૨) સુરીનર રાય. સી૦ ૧૦
ચોદસ જુવે જાનકી, તાંહાં કંથ શ્રી રઘુરાય;
ના ગમે રાંણા રાજીયા, આભરણરે[6] (૨) અંગે ના સોહાય. સી૦ ૧૧
રૂષિ સભામાં રઘુરાય લક્ષ્મણ, બંધવ સાથે જોડ;
ગુરૂજી દો અમને આજ્ઞા, છે ધનુસરે (૨) ભાગ્યાના કોડ. સી૦ ૧૨
રૂષિ કહે બાળક બોલ માં, શું થયો બુધ અજાણ;
હાર્યા તે સુરીનર સુભટ[7]સુરા,આપણ ખોઇશુંરે(૨)સભામાં માન.સી૦૧૩
મેરૂ ઉપર માન સરસવ, હસ્તી આગળ મૃગ બાળ;
નથી કેળ સાથે બાથ ભીડવી, છે કઠણરે (૨) કંથારાની[8] જાળ. સી૦ ૧૪
મુખે હસી કરજોડી કહુ, ગુરૂજી દો મુને આશીશ;
તમો પરતાપે વરૂ જાનકી, જે સરજ્યો હશે જુગદીસ. સી૦ ૧૫
સીતા તે મન સોચના[9] કરે, કરમાય કોમળ અંગ;
રઘુનાથ વીના નહીં વરૂં, મારા પ્રાણ તજુ પરભાત. સી૦ ૧૬

૧ બાવનવીર=બહાદુર, મહાબળીયો, ૨ પીઠી=સુગંધી યુક્ત હળદર વરકન્યાને શરીરે પરણતા પહેલા ચોપડે છે તે, ૩ પદમણી=શૃંગાર શાસ્ત્રમાં ચિત્રિણી ઈ૦ ચાર પ્રકારની સ્ત્રી વર્ણવી છે તેમાંની એક રૂપ, રંગ, નાજુકાઇ સુઘડતા વિવેક ચાતુરી વગેરેથી પહેલા વર્ગમાં મુકવા જેવી જે સ્ત્રી તે, ૪ ભીનેવાન=પલળેલા શરીરે, ૫ રતી=જરાક, ૬ આભરણ=અલંકાર, વસ્ત્ર ઘરેણાં શોભા સણગાર, ૭ સુભટ=શુરવીર, લડવૈયા, યોદ્ધા. ૮ કંથારા=કાંટાવાળો એક જંગલી છોડ, ૯ સોચના=શોક, પશ્ચાત્તાપ, પરિતાપ,

વલણ.

સીતા તે મન વિચાર કરે, ભક્તિ તે ભાવે કેશવા;[1]
અવતાર વારમવાર ધરીયા, દુઃખ સૌનાં ટાળવા. ૧
કૌરમ[2] રૂપે ક્રષ્ણ અવતર્યા, મેરૂએ સાગર મથી;
પેહેલા વર્યા કમળા નારીને, તેજ શું હવડે નથી. ૨

ચાલ.

મન ધર્યું સીતા તણું, પછી ધનુસ લીધુ હાથ;
લીલા કરી લટકાવીયા, તેના કડકારે (૨) કીધા દશ વીસ. સી૦ ૧૭

## સોનાનું પતર (પત્ર).

સોનાનું પતર ને રૂપાની લખેણ, અને અખેર તે લખજો કસ્તુરી તણાં. હરિહરિ.
માંહે તે લખજો સીતાને શ્રીરામ અને તમારે પુત્ર ધનુસ ભાંગીયુ.
સભાયે તેડીને દશરથ બેઠા, ને વ્રીપ્ર તે લાવ્યા વધામણી.

વલણ.

વીપ્ર[3] તે લાવ્યા વધામણી, સુખ પામ્યાં નર ને નાર;
સોના થાળ ભરી કરી, વધાવે વરની માય. ૧

ઢાળ.

વધાવે વરની માય સ્વામી, ઑચ્છવ હોય અતી ઘણા;
જનક કેરે માંડવે, હોય સીતાનો વેહેવા. ૨

આદ.

કેકૈ ને કૌશલ્યા ને બાઇરે શુમીત્રાએ;
ચાલ્યાં છે રામને નોતરે હરિ હરિ. ૧
રામનો વેહેવા છે ને વેહેલેરા પધારજો ને,
સહીયર સરખી સૌ જાંદયણી. ૨

વલણ.

સહીયર સરખી જાંદયણી, ઘોડે તે ઘુઘરમાળ; ૧
સેજ[4] વારો સજ[5] કરો, સાંઢણીયો[6] સેં ચાર. ૨

---

૧ કેશવ=વિષ્ણુ, પરમેશ્વર. ૨ કૌરમ=કાચબો. ૩ વીપ્ર=બ્રાહ્મણ. ૪ સેજ=ઝટ, તાકીદે. ૫ સજ=તૈયાર, તત્પર. ૬ સાંઢણી=ઉતાવળી ચાલનું સવારીનું ઉંટ.

વેહેલ વારો ગાદી ઢાળો, બેસાડો પરીવાર. ૩
કાકી મામી મા સખી ફોઇ, ને બેહેની પરીવાર. ૪
સોના પાલખડી મંગાવીને, બેસાડો વરની માય. ૫
છત્ર ચમર શીર ઢળે, હરખીયા, દશરથ રાય. ૬
દશરથ રાયની જાંન[1] ચાલી, પહોચી જનકને દવાર. ૭
શત્રુધન અગાઉ ચાલ્યા, ઘોડે રાણા રાય. ૮
જાંન આવી સાંભળી, સાંભળીયો જનકરાય. ૯
આવી અંગ દેઇ ભેટીયા, પાયે લાગી દીધાં માન. ૧૦
ભલા ઉતારા આપીયા, આપ્યાં તે અન્ન ને પાન.[2] ૧૧

ઢાળ.

આપ્યાં અન્નને પાન સ્વામી, ઓચ્છવ હોય અતી ઘણા
જનક કેરે માંડવે, હોય સીતાનો વેહેવા. ૧
દેવ દાનવ[3] ગાસે ગંધરપ[4], રાગ કરે છત્રીસ;
દેવ વર્યાં દેશ પુત્રી, હરિની જાંનરે (૨) જોવા જુગદીસ. સી૦ ૧૮

ચાલ.

દધી મથન દેવે કર્યાં, ને માનુની મંગળ ગાય;
રામ પધાર્યાં માંયરામાં, ત્યાં ઉલટરે (૨) અંગે ના માય. સી૦ ૧૯
દુંદભી વાજાં દેવનાં, ફુલની વરખ્યા થાય;
વરમાળ આરોપે જાનકી, તાંહાં થઇનેરે (૨) બેઠા વરરાય. સી૦ ૨૦
કંસાર આરોગે સીતા રામજી, સૌ સખીયોનો હરખ ન માય;
દેવતા સૌ આનંદ પામ્યા, તાંહાં દૈતાંનેરે (૨) મન દુઃખ થાય. સી૦ ૨૧
જનક નારીને હાથે જાળી, માથે કંચન મૉડ;[5]
આચમન લે સીતા રામજી, તાંહાં પહોચ્યા છે રે (૨) મનના કોડ. સી૦ ૨૨
પહેરામણી તો ભલીકરી, ને પૈઠણનો[6] નહીં પાર;
ગજ રથ તોરીંગ આપીયા, રાજા જનકેરે (૨) આપ્યાં બહુ દાન. સી૦ ૨૩

૧ જાંન=એક ગામથી બીજે ગામ પરણવા જનાર વરની સાથે જનારા જે સંબંધીઓ. ૨ પાન=પાણી, જળ. ૩ દાનવ=દૈત્ય, રાક્ષસ. ૪ ગંધરપ=ગવૈયાની એક જાત છે એને જનોઇ હોય છે, કીન્નર. ૫ મૉડ=સુથાડિયા નામના ઘાસની સળીનો બનાવેલો ઘાટ જે શુભ કામમાં બૈરાંઓ માથે બાધે છે કે જેની ઉપર કપડું મઢી મોતી જડી બનાવે છે તે. ૬ પૈઠણ=કન્યાના બાપ તરફથી વરને સભાની વચ્ચે અગાઉથી કરેલા કરાર પ્રમાણે રૂપીઆ આપવા તે.

મોફા મનોરથ જોતર્યા, ને રજે ભરાંણા સુતરે;
માહાદેવ ધનુસને ખંડીને, જાંન ચાલી છે રે (૨) સાહેરપુર. સી૦ ૨૪
રામ સીતા પરણી સધાર્યા, આવ્યા અયોધ્યા માંહ્ય;
કૌશલ્યા લે હરિનાં વારણાં, તાંહાં તુલસીદાસરે (૨) બલજાય. સી૦ ૨૫

## કાંનૈયાજીની આરતી.

મંડપ થંભ સોના તણારે, વર વર્યા જુગદીસ;
રૂક્ષમાણી કૃષ્ણ પધારસે, હરિની જાંન જોવા જુગદીસ.
કાંનૈયાજીની આરતી, સુંદર કરોને દીપક અજવાળાં. ટેક.
ત્રંબાળુ[1] નીશાન વાગે, ભેર ભુંગળ અતીસાર;
મ્રદંગ શબ્દ સોહામણા, જીરે નગર ઑચ્છવ જેજેકાર. કાં૦ ૧
સેજવારી રથ સજકરોરે, હાથણી સેં ચાર;
અશ્વ અનેક સણગારીયા, જીરે સુંદર ચાલે છે હરજીની જાંન. કાં૦ ૨
મોતી કુંડળ[2] કાન સોહીએ, મુગટ બન્યો અતીસાર;
હરિને બાંય બાજુબંધ બેરખાં, હરિને મોતીડાં તપે લેલાટ.[3] કાં૦ ૩
ચૌવાચંદન[4] કસ્તુરીનો, રંગ બન્યો અતીસાર;
કેશરી ગુલાલનાં છાંટણાં, જીરે ઉડે છે અબીલ ગુલાલ. કાં૦ ૪
જાય જાવંત્રીને મોગરોરે, ચોસર[5] ગુંથીને લાય;
ચોસર હરજીને શીર ચઢે, જીરે કંઠે સોહીએ કૌસ્તુભમણીનો[6] હાર. કાં૦ ૫
સાઠીચોખા[7] કેશરવરણા, બત્રીસ ભમરીનો મૉડ;
સાસુએ હરિવર વધાવીયા, જીરે તોરણે રહ્યા રણછોડ. કાં૦ ૬
ચૉરી ચીતારે ચીતરીરે, રંગ નાખ્યો ચોદસ;
ઇશ્વર ચૉરી[8] ચીતરે, જીરે પરણે છે રૂક્ષમાણી કૃષ્ણ. કાં૦ ૭
કોરાં કાંકણ વૃજધારણ, આભ્રણ સોહીએ અંગ;
ભીમક કન્યાદાન દે, જીરે ઉમટયાં[9] જુમનાં જલનીર. કાં૦ ૮

૧ ત્રંબાળુ=તાંબાની મ્હોટી નોબત, તાંબાનું વાજીંત્ર, ૨ કુંડળ=કાનનું મોટા વાળાવાળુ ઘરેણું, ૩ લેલાટ=કપાળ, ભાલ, ૪ ચૌવાચંદન (ચુવાચંદન)=એક જાતની સુખડ, ૫ ચોસર=ચાર દોરીવાળો ગરચવો, ૬ કૌસ્તુભમણી=એક જાતનો મણી, ૭ સાઠી ચોખા=સાઠ દીવસે પાકતી ડાંગર કે જેમાંથી લાલ ચોખા નીકળે છે તે ચોખા. ૮ ચૉરી=માંયરૂં, લગ્ન વેદિકા, વરકન્યા પરણવા બેસે છે તે મંડપ, ૯ ઉમટયાં=ઉતર્યા.



આ પુસ્તકના પ્રસિદ્ધ કર્તાના પિતાશ્રી.

અવસાન સ. ૧૯૬૧ ના વૈશાખ વદ ૧૦ ને રવીવાર,

તા. ૨૮-૫-૧૯૦૫.

કોરાં પીતાંબર કોરી જનોઇઓ[1] સોહીએ શ્યામ શરીર;
રાણી રૂક્ષમાણી સણગાર સજે, રાણી રૂક્ષમાણી ધન્યો ધન્ય. કાં૦ ૯
સોના બાજટીયાં મંગાવીયારે, ઉપર રૂપા થાળ;
કંસાર પીરસવા કામની, જીરે નાના વેદ પ્રકાર. કાં૦ ૧૦
ચીર ખસીયાં વદન હસીયાં, આવ્યો વદન વિચાર;
હરિના મુખમાં અદભુત રૂપ છે, જીરે આકાશ ને પાતાળ. કાં૦ ૧૧
ઘેર ઘેર ઑચ્છવ અતી ઘણારે, તરીયા[2] તોરણ દ્વાર;
રાંણી રૂક્ષમાણી કૃષ્ણ પરણીયા, જીરે ગુણ ગાયે નરસૈંયો દાસ. કાં૦ ૧૨

---

## ધનઘડી.

૧

ધનઘડી ધન દહાડોરે, આજનો ભાઇ;
આન[3] પુન્યે હરિ પ્રગટયારે, સાથે સોગાઇ. ૧
પુરના લોક બહુ મળીયારે, સૌને મન ભાવે;
જાંન આવે જાદવકુળનીરે, મંડપમાં માહાલે. ૨
મામા છે બહુરૂપીરે, મોસાળા લાવે;
ચતુર વર ચાલીનેરે, ચૉરીઓમાં આવે. ૩
એ કન્યા છે નાંનાંરે, હરિવર છે મોટા;
વહાલે નાખી વરમાળારે, દુઃખ નાખ્યાં કાપી. ૪
કંસાર પીરસવાને આવેરે, કન્યાની માડી;
હરિવર કંસાર આરોગેરે, કોળીઆ વારીવારી. ૫
મેંતો મારા કુળમાંરે, લીધો કંઇ સાર;
મંગળ વરત્યા ચારેરે, માનુનીયો ગાયે. ૬
ફુલતણી પીછોડીરે, ઓઢાડી નરખી;
ગુણ ગાયે નરસૈંયોરે, હૈડામાં હરખી. ૭

---

૧ જનોઇ=બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈસ્ય એ ત્રણ જાતિના પુરૂષના ડાબા ખભાની ઉપર અને શરીરના જમણા પાસે લટકતો ત્રણ તારનો સુતરનો તાંતણો, ૨ તરીયા=કસબના તાર હોય તેવા ત્રણ પ્રકારનાં, ૩ આન=અન્ય, બીજું.

૨

અણુવરીયા[1] મળી જાગોરે, જાગીને જુવો;
મનખાદેહી છે દુલભરે, એળે[2] સીદ ખુવો. ૧
ઘોળ મંગળ ગવડાવોરે, ચેતીને ચાલો;
સોના કેરા કળસરે, તેની ચૉરી બંધાવો. ૨
બ્રખુભાંણની બેટીરે તેના જશ ગાવો;
આજ અનોપમ દહાડોરે, પરણે છે વહાલો. ૩
કુંજ મંડપમાં મહાલે[3]રે, અણુગમતી લાડી[4];
લાઢન[5] વરને કાજેરે, સણુગારી છે લાડી. ૪
વરકન્યા બેઉ બેઠાંરે, પુછે છે માડી;
વરકન્યા બેઉ પરણ્યાંરે, સુરજની સાખે. ૫
ગીત મધુરૂ ગાયેરે, ગોપી નૌતમ નૌતમ;
નટવર છે નાંધડીયોરે, જસોદાનો જાયો. ૬
પ્રેમ તણી પીછોડીરે, ઓઢાડી નરખી;
ગુણ ગાયે નરસૈંયોરે, હૈડામાં હરખી. ૭

૩

ત્રીભોવન પાવન તુલસીજીનો વેહેવારે, શીવ ચતુરાએ ધાર્યાં લગન વિચારીરે. ૧
કારતક સુદ એકાદશી ઉત્તમ સારાંરે, આજ અનોપમ દીવસરે પરણેછે વહાલો. ૨
પ્રેમીજનને પ્રેમતણો આધારરે, વરતો છેલછબીલો મહાસુખ રામરે. ૩
કન્યા કહીએ તુલસી નીરમલ નાંમરે, જાંનૈયાતો જાંણે હરિના જનરે. ૪
જાંદયણીઓ[6]તો શોભે સમાનરે, સરખી સોવાસણ મંગળ ગાવાને આવોરે. ૫
મંગળ ગાઇને મોતીડે વધાવોરે, અખીલ લોકમાં ઉપજ્યો વેહેવા આનંદરે. ૬
નરસૈંયાના સ્વામી છે, પુરણાનંદરે. ૭

---

૧ અણુવરીયા=કુંવારા, પરણ્યા વગરના, ૨ એળે=નકામો, ફોગટ, ૩ મહાલે=ઠાઠમાઠથી આનંદમાં અહીં તહીં હરે ફરે, ૪ લાડી=વહુ, છોકરી, ૫ લાઢન=લાડકડો, લાડવાયો, ૬ જાંદયણીઓ=જાંનમા વરની તરફથી આવેલી સ્રીઓ.

### ફટાણાં.

૧

જમરે જમઇડા કલવો,[1] તારી સાસુના હાથનો કલવો. ૧
તારી સાસુ છે હૈયાની ભોળીરે, તને ઘીમાં રાખ્યો બોળીરે. ૨
તારી સાસુની વાડીમાં બગલું, તારી માડીનું મોટું ઢગરૂં. ૩

૨

મારા નવલા વેવાઇ તને વીનવું, તારી શાંકડી શેરી વળાવને;
મારા મોટાનું સાજન આવશે, તારા ઉકરડા દેખીને લાજશે. ૧

૩

ઝટપટ વેહેવાન ચાલી આય, શકરીઓ વર ખોટી થાય. ૧
જાનઇઆના પગ કરમાય, ઝટપટ વેહેવાન ચાલી આય. ૨

૪

ચલાંણામાં ચોખા પલાળ્યા, કોડીએ આધણ મેલ્યાં;
વેવાઈ તારૂં નાક વઢાયું, જાંન[2] ભુખી ચાલી. ૧

૫

એક ઝારા ઉપર ઝારીરે, એ તો કન્યા થઇ અમારીરે;
એતો અમારા કહ્યા કરશેરે, એની માની આજ્ઞા નહીં પાળશેરે ૧

## વીદુરજીની વીનતી.

### સાખી.

વીદુરજીનો વિવેક જાણી, ભાજી ઉપર ભાવ;
પ્રેમ ધરી પ્રસાદી કીધી, મનમે મોટો લાહાવ. ૧

વીદુરને ઘેર કૃષ્ણ પરાણા, ને વાત દુરજોધન જાણીજી. ૧
સારા[3] નગરમે આણ[4] વરતાવી, ને શું જમસો સારંગપાણિ[5]જી. ૨
સમડીના પતર જેટલું એને, જે કોઇ આપશે અન્નજી. ૩

---

૧ કલવો=પરણનાર વરને ખાવા માટે ઉથલ્યા પહેલાં કન્યા પક્ષ તરફથી જે ખાવાનું મોકલે છે તે ૨ જાંન=એક ગામથી બીજે ગામ પરણવા જનાર વરની સાથે જનાર જે સંબંધીઓનું ટોળું તે, ૩ સારા=આખા, ૪ આણ=દુવાઇ, ૫ સારંગપાણિ=કૃષ્ણ; જેના હાથમાં ધનુષ છે તે.

તેનું તે મુસ્તક છેદ કરૂ, એમ બોલ્યા દુરજોધનજી. ૪
હાટે હાટે ને શેરી ચૌટડે, હરિના શેવક[1] રખડી પાછા વળીયાજી. ૫
અરે અબળા અન્ન કોઇ ન આપે, ને રાજાએ ફેરવી દુહાઇજી. ૬
ઉછી ઉધારે કોઇએ ન આપ્યું, ને નહીં બેન ને ભાઇજી. ૭
અનાથીયાં પ્રભુ કાં અવતર્યાં, હું અબળા મન લાજુજી. ૮
ખોળો વાળી ખેતરમાં પેઠાં, ને વીણી તાંદળજાની ભાજીજી. ૯
કાચો તાંદળજો ને પાકો તાંદળજો, ને અવર કછુ નહીં અન્નજી. ૧૦
શાક પાક સર્વે તાંદળજાના, ને અવર કછુ નહીં કાંઇજી. ૧૧
સાતસેં સામંત[2] લેઇને આવ્યા, પેલા દુરજોધન રાયજી. ૧૨
પ્રાણનાથ તમે ભલેરે પધાર્યા, ને કાંઈ એક કારણ કહીએજી. ૧૩
મેં જાણ્યું જે વેહેલેરા જઇએ તો, પરોણા મળતા પઇ થઇએજી. ૧૪
પરસાળે પાણી મેલ્યાં, ને પહેલા નાહ્યા પરીબ્રહ્માજી. ૧૫
ઉઠો સ્વામીજી આરોગવાને, પીરસે છે ત્રીકમજી. ૧૬
અકેક બબે બાજાં મેલ્યાં, ને ભગવંત લાવ્યા ભાજીજી. ૧૭
ભાભી તે ભુપત ભુખ્યાં છે, ને લાવો પીરસીએ અન્નજી. ૧૮
પહેલાં તે શાક પાક કેમ હોયે, એમ બોલ્યા દુરજોધનજી. ૧૯
વીદુરની વીનતાએ રાંધ્યું, તે ભુપતને કેમ ભાવેજી. ૨૦
અવરી થઇ ઉપરાંટી[3] રહી, ને મન સમરે છે આપજી. ૨૧
આ વેળાને કારણે પ્રભુ, મેં સે ન પાળ્યો સાપજી. ૨૨
નામદેવજીના તમે દુધજ પીધાં, ને મોઇ[4] જીવાડી ગાયજી. ૨૩
જુઠાં[5] તે બોર ભીલડીનાં આરોગ્યાં, ને એવા છો માહારાજજી. ૨૪
દ્રુપ્રસતીના ચીરજ પુર્યાં, ને ભરી સભામાં લાજ રાખીજી. ૨૫
જેદેવજીને તમે પદ્મવંતી આપી, ને એવા છો માહારાજજી. ૨૬
નરસૈંમ્હેતાને તમે હારજ આપ્યો, ને તજાવ્યો સંસારજી. ૨૭
ભક્ત તમારા અવીચળ ભુદર, રાખો તમારી સરણેજી. ૨૮
સામુ જુઓ શામળીઆ વહાલા, ને શાંકુસ્ટ વેળા આવીજી. ૨૯
નરનારી નયણે નીર ઝરે, ને નારી ક્રોધે ભરાંણીજી. ૩૦

૧ હરિના શેવક=વીદુરજી, ૨ સામંત=પાડોશી, ૩ ઉપરાંટી=પાસાભેર મોં ફેરવીને, ૪ મોઈ=મરેલી, ૫ જુઠા=એંઠાં, ખાતા વધેલા.

પાત્ર ઉઘાડીને જુઓ પ્રેમદા,[1] શેવ રંધાણી સારીજી. ૩૧
સેવૈયા તો મોદીક લાડુ, ને ઘેબર પતાસાં સારાંજી. ૩૨
કળી[2] જલેબી ને વેઢમી[3], કાંઇ પીરસે વારેવારજી. ૩૩
રીંગણાં મુળા મોગરી, ને કંટોળાં વધાર્યાંજી. ૩૪
કાચાં કેળાં તુરીયાં, ને ટીંડુરા છમકાર્યાંજી. ૩૫
પુરણ બાજ ભર્યાં પુરસોતમે, ભેદ ન જાણે ભુપજી. ૩૬
જમતાં તે રાજા અકળ થયા, ને મુખશે નીકળી પડે અન્નજી. ૩૭
આવડુ તે અન્ન એને કોણેરે આપ્યું, એમ બોલ્યા દુરજોધનજી. ૩૮
જમતાં તે રાજા અધવચ ઉઠયા, ને મુખવાસ લોટા લીધાજી. ૩૯
પારખુ દેખાડવાને કારણે હરિએ, કનક મોહલજ કીધાંજી. ૪૦
ઓશીઆળો રાજા ઉઠી ચાલ્યો, ને ઉતાર્યું અભીમાનજી. ૪૧
પછી દુરજોધને મન વીચાર્યું, એ તો કૃષ્ણનું કામજી. ૪૨
દુરજોધન દુઃખ પામીયો, ને ધાઇ ધાઇ કરે પ્રણામજી. ૪૩
ગાય શીખે ને સાંભળે, આ વીદુરની વીનતીજી. ૪૪
ભવસાગર ફેરો ટળે એમ ગાયે નરસૈંયોદાસજી. ૪૫

## સાખીઓ.

કબીર ઉજડ ખેડે ટેકરી, ઘડી ઘડી ગયે કુંભાર;
રાવણ જેસા ચલ્યા ગયા, લંકાકો સરદાર. ૧
સત્ય નામ સબકોઇ કહે, અસત્ય ના કહેવે કોઇ;
ગુરૂ કીરપા વીના જીવણા, સત્ય તે અસત્ય હોય. ૨
તીરથ વ્રત કરી જગ મુઆ, ઉંડે પાણી નહાય;
રામ રામ પોકારતાં, જમ ઘસેટે જાય. ૩
સુમર લે સત નામકુ, દેખત પડ ગઇ સાંજ;
જન જનકે મન રાખતા, વેશ્યા રહી ગઇ વાંઝ. ૪
રામ નામ સબ કોઇ જપે, સો તો નામ અમીર;
અજર અમર એક નામ હે, વાકુ જપે કબીર. ૫

---

૧ પ્રેમદા=પ્રેમી સ્ત્રી, ૨ કળી=ચણાના લોટની કળીના જેવી જે સેવતે કળીના લાડવા, ૩ વેઢમી=પુરણપોળી, ગળી રોટલી.

# રાગ ઉરવી ગૉડીના કીર્તન.

પદ.

૧

અજ[1]રાયલ રાંમજી હમારા, હો અજ રાયલ રાંમજી હમારા;
નેતી નેતી[2]જાકે નીગમ[3] પોકારે, અનહદ શબ્દ નગારા. ટેક.
હાંરે સંતો ભેરવ[4]ભૂત સીતળા[5] સેવે, ને જીવકા કરે સંહારા;
બાંહ્ય પકડ જમ લે ચલ્યે આગે, કોણ છોડાવન હારા. હો. ૧
હાંરે સંતો એકહી બાંણે જેણે વાળી માર્યો, સુગ્રીવ શીર છત્રધારા;
બલકુ છલ રાજ ઈંદ્રકુ દીનો, આપે રહ્યા છડીદારા. હો. ૨
હાંરે સંતો રાવણ કે દશ મુસ્તક છેદયા, ને લંકા વીભીક્ષણ થાપ્યો;
હરણાકંસ નખ ઉદર[6] વીડાર્યો, જન પ્રહેલાદ ઉગાર્યો. હો. ૩
હાંરે સંતો મથુરાંકો મહા મંતજ[7] માર્યો, ને જીત્યા મલ અખાડા;
કેહેત કબીર પુરણ સુખ પાયો, ચક્ર ફીરત રખવાળા. હો. ૪

૨

અવીગતસેં ચલી આયા, સંતો મેં અવીગતસેં ચલી આયા;
મેરા મરમ કાહુ નહી પાયા, સંતો મેં અવીગતસેં ચલી આયા. ટેક.
નહીં મેં જનમ્યા ને ગરભ સેવ્યા, બાળક હોઈ દેખલાયા;
કાશી શહેર જંગલ બીચ ડેરા, તાંહાં જુલાહાને પાયા. સંતો મેં. ૧
પુરવ જનમમે કોલ કીયાથા, તબ નુરાં ઘેર આયા;
સાત દીનાકી બછીયાં દોહાઇ, તાકા દુધ મેં પાયા. સંતો મેં. ૨
હુંતો વદેહ દેહ ધરી આયા, કાયા કબીર કહાયા;
જુગન જુગનકા બીછુડા હંસા, રામાનંદે સમજાયા. સંતો મેં. ૩
જ્યાં નહી ધરણ[8] ગગન સુન નાંહી, દીસત અગમ અપારા;
જોતસ[9] રૂપી દેવ નીરંજન, સો હે રામજી હમારા. સંતો મેં. ૪
હાંરે સંતો નહીં મેરે હાડ લોહુ નહીં ચામા, ને મેં હરિનામ ઉપાસી;
અપરંમપાર પુરણ પુરસોતમ, કેહેત કબીર અવીન્યાશી. સંતો મેં. ૫

---

૧ અજ=અજન્મેલ, જનમ્યા વગરના. ૨ નેતી=આ નહીં ને આ નહીં. ૩ નીગમ=વેદ, ૪ ભેરવ=શિવનું એક ભયંકર રૂપ. ૫ સીતળા=બળીયા. ૬ ઉદર=પેટ. ૭ મંત=રાજા. ૮ ધરણુ=પૃથ્વી. ૯ જોતસ=પ્રકાશ

૩

બાનેકા બરજ દોહેલા,[1] સંતો મેં બાનેકા બરજ દોહેલા;
ગ્રહીરે ટેક છોડે નહીં કબહુ, ભક્તિ નહીં હાંસી ખેલા. ટેક.
આગેરે હોઇ પાંચેકું મારે, ને સોહી સુરાં કાં ઘેલા;
તરીયારે ગજ ધાવ ચલાવે, ડાવ પડે સહુ મેલા. સંતો મેં. ૧
નીરમલ નામ નારાયણ ભજલો, તીરથ વૃત સૌ મેલા;
કેહેત કબીર આ પણ લેઇ નીરભે, તાહે ગુરૂ ને મેં ચેલા. સંતો મેં. ૨

૪

ધંન ધંન ગુરૂદેવ હમારા, હો ધંન ધંન ગુરૂદેવ હમારા.
ક્રીરપા કરી જેણે કાહાડ લીયો હે, ડુબત ભવ સંસારા. ટેક.
હાંરે સંતો જનમો જનમકી તો, ઉલટ નીવારી ને શબ્દ દીયા તત્વ સારા;
નામહી ઝાઝ ચલાવ્યો જુગતસે, ખેવ[2] ઉતારે ભવપારા. હો ધંન૦ ૧
હાંરે સંતો અમર પુરષકી તો બાંહ્ય ગ્રહાઇ, દે દે બહુ બીધ ભારા;
ગુપત વસ્તુ જેણે પ્રગટ દેખાડી, દુર ક્રીયા પડવાલા. હો ધંન૦ ૨
અબ મન ઉલટ ભયો પુની પાવન, દરસ પરસ પીઉ પ્યારા;
દાસ કબીર પુરણ સુખ પાયો, સત ગુરૂકે ઉપકારા. હો ધંન૦ ૩

૫

ભજલે રાંમજી સંધાતી, હો મન ભજલે રાંમજી સંધાતી;
આજ કાલ દીન પાંચ સાતમે, આવેગો કાળ બેરાતી.[3] ટેક.
હાંરે સંતો કહા ભયો ઘેર નોબત વાગે, ને દુવારે ઝુલાવત હાથી;
ધનરે જોબનકો ગર્વ ના કરવો, જુઠે કુટુંબ કુળ નાતી. હો મન. ૧
જુઠારે માયાએ જુગ ભરમાયા, તેલકઢા ભર તાતી;
આ સંસાર ચીત્રકી બાજી, જેસો સ્વપન મધરાતી. હો મન. ૨
આ સંસાર અલપસે જીવના, ઓછે જલ જેમ મછી;
જબહી સરોવર સુકન લાગ્યો, તલફ તલફ જીવ જાસી. હો મન. ૩
હાંરે સંતો રામ ભજનકુ તો વીલમ ના કરીએ, હરિ અનંત દેશકે વાસી;
કેહેત કબીર સંતનકે શેવક, સેવા કરે સુખરાસી. હો મન. ૪

---

૧ દોહેલા=અઘરા. ૨ ખેવ=વખત, પળ, વેળા. ૩ બેરાતી=ઘસેડી જનારો.

૬

ભુલ્યો મન સમજાવે, હાંરે કોઇ ભુલ્યો મન સમજાવે;
ચંચલ ચપળ દોદસ ડોલે, કીસ બીધ હાથ ના આવે. ટેક.
હાંરે સંતો ખોટા ખોટા દમડા ગાંઠે બાંધે, મોંઘી મોંઘી વસ્તુ મુલાવે;
બોવે[1] બંબુલ[2] આંબ ફળ ચાહે, સો ફળ કાંહાસે પાવે. હાંરે કોઇ. ૧
હાંરે સંતો જોડ જોડ ધન ઉંડા ઘાલે, ખાણે[3] ખરચી ના પાવે;
આયે અચાનક ગ્રહ્યો જમ કંઠે, સાને સાન બતલાવે. હાંરે કોઇ. ૨
હાંરે સંતો ગુરૂ પરતાપ સંતકી સંગત, મનવંછીત ફળ પાવે;
જાત જુલાહા ને નામ કબીરા, હરખી નરખી હરિગુણ ગાવે. હાંરે કોઇ. ૩

## જંજીઠી રાગના કીર્તન.

પદ. ૧

જાઘેર કથા[4] નહીં હરિ કીરતન, સંત નહીં મીજબાના;[5]
તા ઘેર જમરે ડેરા દીના, સાંજ પડે સમસાના. ટેક.
મારૂં મારૂં કરતાં મરગયો મુરખ, મીટયા ન માન ગુમાના;
હરિગુરૂ સંતની સેવા ન કીની, કીસ બીધ હોઇ કલ્યાણા. જા ઘેર૦ ૧
ફાલ્યો ફુલ્યો કયા ફીરત હે, કાહા દેખરાવે અંગા;
એક પલકમાં ફના[6] હો જાઇગા, જેસા રંગ પતંગા[7]. જા ઘેર૦ ૨
નાભીકમલસેં દમ ચલત હે, દ્વાદશ મન ઠરાના;
અરધ તખત પર રહેત નીશાના, સો સતગુરૂકી સૈંના. જા ઘેર૦ ૩
ગ્યાન ગરીબી પ્રેમ બંદગી, સત નામકા નીશાના;
ક્રેહે વૈરાગી ગુરૂગમ જાગી, તા ઘર કોટી કલ્યાના. જા ઘેર૦ ૪
શીરપર કાળે ડંકા દીધા, કોઇ બુઢા કોઇ જુવાના;
કેહેત કબીર સુણો ભાઇ સાધુ, છોડી દો માન ગુમાના, જા ઘેર૦ ૫

૧ બોવે=બી ઉગે તેમ જમીનમાં નાખવું ઘાલવુ, વાવવું, ૨ બંબુલ=બાવળ, ૩ ખાણે=ખઇ, ખવડાવી, ૪ કથા=ઇશ્વરનાં ગુણ સંબંધી દૃષ્ટાંતો સહિત જે ભાષણ-કીર્તન તે, ૫ મીજબાન=પરોણો, મહેમાન, ૬ ફના=સમુળો નાશ થવો, ફનાફાતિયા થઇ જવા, ૭ પતંગા=કાચો રંગ, ધોવાથી જતો રહે તે રંગ,

પદ. ૨

જાકુળમાં કોઇ ભક્ત ના કહાવે, કુળકુ કાહા લજાવે;
ગરભ સહીત તેરી માતા સે ના મોઇ, એસા બેટા નહીં આવે. ટેક.
ચીઠી પત્રી બહોત ચલાવે, કોટીધ્વજ[1] કેહેવાવે;
જ્યું દીપકમાં ઝળે પતંગા, એસે આપ ઝળાવે. જા કુળમાં. ૧
બાહેર ઉજળો ભીતર મેંલો, ગળા સવાદે ગાવે;
પ્રીત વીના પાનો[2] ના આવે, મળીને વાછરડુ ધાવે. જા કુળમાં. ૨
સંત સંગતમાં પલક ન આવે, જમકા દોર્યા જાવે;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, ફેર ચોરાસી પાવે. જા કુળમાં. ૩

પદ ૩

સાર વસ્તુ શું ભાઇ, જગતમાં સાર વસ્તુ શું ભાઇ;
ધામ ધરા ધન ઓર ધણીઆણી, પ્રાણ સુધી સગાઇ. ટેક.
ધન સુખથી હોયજ પુરો, તબ કહેત ભાઇ ભાઇ;
ઘટી લક્ષ્મી દરીદ્રતા આવે, પુછે પછી નહીં કોઇ. જગતમાં. ૧
રૂપ ગુણથી હોયજ પુરો, સાસરીઆ કહે જમાઇ;
કાણો કુબડો લુલો જો થાએ, તુટે તુરત સગાઇ. જગતમાં ૨
જર દેખી જોરૂ[3] સબ દેવે, મુવે કહે ફસાઇ;
દુનીઆ સૌ દેખે તેવું કહે, સમજ રહેવું મન માંહી. જગતમાં ૩
પાંચ તત્વ મુસાફર આએ, પુરી થએ ચલ જાઇ;
ઘડીભર વિલાસ ભોગવી પોતે, ચલગઇ પ્રીત લગાઇ. જગતમાં ૪
શોક કરે તું શાને પ્રાણી, કયા કષ્ટે પીડાઇ;
હરદે કમલમાં ધ્યાન ધરો તો, સબ બંધન તુટી જાઇ. જગતમાં ૫
ધ્યાન ધણીએ મનમાં બાંધી, ઓર પ્રીત લગાઇ;
ત્યાં તો સુન્ય ભાસે તુજને, એમ કહે દાસ કબીરાઇ. જગતમાં ૬

પદ. ૪

ટુંક જીવણકે કારણે તેં, કહા લગાઈ મદ મસ્તી;
છાંયા અપના દેખ દેખકે, બોહોતજ માને હસ્તી. ટેક

---

૧ કોટીધ્વજ=કરોડાધિપતિ. ૨ પાનો=બાળકને જોઇ માતાના થાનમાં દુધ ભરાઈ આવવું તે. ૩ જોરૂ=ભાર્યા પત્નિ.

માલ ખજાના બહોત સમેટયા, દ્વારે બાંધ્યા હસ્તી;
કાળ અચાનક આવી ચપેટે, છોડ ચલે ઘર બસ્તી. દુંક જીવણુ ૧
નીરમલ સોદા કરી લે પ્રાણી, જબલગી શુધ છે બસ્તી;
ભીડ પડે ભલો ના પાઇએ, પલ પલ આવે કષ્ટી. દુંક જીવણુ ૨
સતગુરૂ શબ્દ વીચારો પ્રાણી, છોડો કુકરમ કષ્ટી;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, કહે કબીરા ગોષ્ટી[1]. દુંક જીવણુ ૩

પદ. ૫

ગાગેરીઆં મત ઢાળો કાંનૈયા, નીકર દેઉંગી મેં ગાળી;
ગાગેર ઢાળી મારી બાંહ્ય મરોડી, મોતીઅનકી લટ તોડી. ટેક
મેં જઇ પોકારૂ રાજા કંસની આગળ, ધીરો રહે ગીરધારી;
તુમહો નંદા નંદજીકા છૈયા, મેં હું રાધે પ્યારી. ગાગેરીઆં ૧
મોર મુગટ શીર છત્ર બીરાજે, કુંડળકી છબી ન્યારી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,ચરણ કમળ બલીહારી.ગાગેરીઆં ૨

પદ. ૬

આનંદ મંગળ કરૂં આરતી, સતગુરૂ સંતની સેવા. ટેક
પ્રેમકરી મારા મંદીર પધારો, સુંદર સુખડાં દેવા;
પ્રેમ સ્નેહી જે નર રસીયો, આવ્યા દરશણ દેવા. આનંદ મંગળ ૧
અડસઠ તીરથ સંતોને ચરણે, ગંગા જમના રેવા;
માણેક મોતી રતન પરવાલા, સબરસ મીઠા મેવા. આનંદ મંગળ ૨
ત્રીભોવન તારણ જગત ઓધારણ, મુરતી અકલ
અભેવા;[2]
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, હરિના જન
હરિ જેવા. આનંદ મંગળ ૩

પદ. ૭

રામ નામ તત્વ સાર જગતમાં, ભજીલો વારંવારા;
બેર બેર[3] તોરે શીખ દેત હું, સમજે કયું લાગે બારા. ટેક
લોભ લહેરકી નદી ચલત હે, લખ ચોરાસી ઢાળા;
હલકા હલકા પાર ઉતર ગયે, પાપી સહે શીર ભારા. રામ નામ ૧

૧ ગોષ્ટી=વાતચીત, સંભાષણ, મસલત. ૨ અભેવા=જેનો ભેદ જાણી ન શકાય તેવા.
૩ બેરબેર=વારેવારે, ઘડીએ ઘડીએ, ફરી ફરીને.

સુખ સંપતી અરૂ દોલત દારા, ઇનમાં કાહા તુમારા;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, હરિ ભજી ઉતરો પારા. રામ નામ ૨

## ધુન રાગના કીર્તન.

પદ ૧

મોહે ભાવે હો, શ્રી રામજી લલા મોહે ભાવે હો. ટેક.
ચારો ભાઇઆ ચતુર સુજાણ, મૈયા ગોદ ખેલાવે હો. શ્રી રામજી. ૧
શીર સોહ્એ જર કસુંબી પાઘ, કાને કુંડળ ઝલકાવે હો. શ્રી રામજી. ૨
લાલ પનીયાં સોહ્એ હરિને પાય, અયોધ્યા નગર ફરી આવેહો. રામજી. ૩
બાણ ધુનૈયા[1] સોહ્એ હરિને હાથ, ખેલત સખાસંગે આવેહો. રામજી. ૪
દોનું ભાઇ સુંદરશ્યામ, લક્ષ્મણ ચમર ઢોલાવે હો. શ્રી રામજી. ૫
અગ્રદાસકે સીઆ[2] રઘુબીર, નેના માંહી સમાવે હો. શ્રી રામજી. ૬

પદ ૨

ભજો દશરથ નંદન[3] જનક લલી[4], ભજો રઘુવીર રામ જનક લલી. ટેક.
દોઉ ભાઇઆ જનકપુર આયે, પુષ્પ વધાવે ગલીરે ગલી. ભજો. ૧
કુંવરી ચલી પુંજવાને ગવરી,[5] વરપાયો રઘુનાથ ભલી. ભજો. ૨
તોડયો ધનુસ રાય સબ હારે, રાજા જનકકી ભલીરે બની. ભજો. ૩
ફુલે ફીરત આનંદ મગનમેં, વરમાળા પેહેરાય ચલી. ભજો. ૪
પરણે કુંવર રાજા દશરથ કે, મંગળ ગાવે પુરકી અલી[6]. ભજો. ૫
તુલસીદાસ પ્રભુ સરણે આયે, હરદે વસો મેરે એહી ભલી. ભજો. ૬

પદ ૩

ભજો સીતારામ ધનુસધારી, ભજો રઘુવીર રામ ધનુસધારી;
રઘુકુળમાં અવતાર લીયોહે, મંગળ ગાવે પુરનારી. ટેક.
ચાર કુંવર રાજા દશરથકે, તીલક બીરાજે અતી ભારી. ભજો. ૧
ચરણકમળ પાયે પનીયાં[7] સોહે, ધ્યાન ધરતહે નરનારી. ભજો. ૨
વીશ્વામીત્રકે કારજ સારે, રાય જનકકી પ્રત પાળી. ભજો. ૩

---

૧ ધુનૈયા=ધનુષ. ૨ સીઆ=સીતાજી. ૩ નંદન=છોકરો, દીકરો. ૪ લલી=બાળકી, દીકરી, છોકરી. ૫ ગવરી=ગાય. ૬ અલી=નારી. ૭ પનીયાં=જુતીયાં, મોજડીઓ, પગરખાં.

એકહી બાંણ અસુર સબ મારે, ચરણ છુવત અહલ્યા તારી. ભજો. ૪
સીતારામ અયોધ્યાપુરકે, લંકાપુરી છીનમાં ઝાળી. ભજો. ૫
રાવણકે દશ મુસ્તક છેદે, વીસ ભુજા[1] ન્યારી ન્યારી. ભજો. ૬
રામહી લક્ષ્મણ ભરથ શત્રુઘન, હનુમાન હે આજ્ઞાકારી. ભજો. ૭
રાવણ માર્યો વીભીક્ષણ થાપ્યો, કીયો હે લંકાકો અધીકારી. ભજો. ૮
કેહેત કબીર સુણો ભાઇ સંતો, રામભક્તિ જુગ જુગ પ્યારી. ભજો. ૯

પદ ૪

દેખ્યો દેખ્યો શ્રી રામજીકો રૂપ,::જનકરાજા મોહી રહ્યા. ટેક.
રાજા પુછે સુણો રૂષિરાય, એ દો કુંવર કયાંકે વાસી;
કોણ નગરીમાં જનમ લીયોહે, કહોને કયાંકે વાસી. જનક૦ ૧
રૂષિ બોલ્યા સુણો રાજાજી, અવધપુરીકે વાસી;
રાજા દશરથ ઘેર જનમ લીયો હે, પુરણબ્રહ્મ અવીન્યાશી. જનક૦ ૨
દેશ દેશકે રાજા બેઠે, ઓર દુનીયાં બહુ આઇ;
બ્રહ્મા બેઠે મહાદેવ બેઠે, ધનુસ ઉઠાયો કયોં ના જાઇ. જનક૦ ૩
શ્રી રઘુનાથે ધનુસ ઉઠાયો, સભા રહી મુરછાઇ;
ગોરી ગોરી મૈયાં મૃગલોચની[2], ઉનપર ડાલી વરમાળ. જનક૦ ૪
ધન દશરથ કૌશલ્યા માતા, જેણે હરિ ગોદ[3] ખેલાયા;
તુલસીદાસ પ્રભુ રૂપ તીહારો, હરખી નરખી જશ ગાયા. જનક૦ ૫

પદ ૫

તેરો લલનો મૈયા તેરો લલનો, દેખો દેખો જસોદામૈયા તેરો લલનો. ટેક.
ક્ષણું[4] બાહેર ક્ષણું ભીતર દીસે, મધુરસી મોરલી બજાવે નંદલાલ.
દેખો દેખો. ૧
બારણે દેખુતો બાર વરસકો, ઘેર આવું તો ઝુલે પારણે. દેખો દેખો. ૨
જુમનાંકી નીરે તીરે ધેન ચરાવે, મધુરસી મોરલી બજાવે નંદલાલ.
દેખો દેખો. ૩
કેહેત કબીર સુણો ભાઇ સંતો, અમરતપો[5] મૈયા તેરો લલનો. દેખો. ૪

૧ ભુજા=કર, હાથ, બાહુ. ૨ મૃગલોચની=(મૃગ=હરણ+લોચની=આંખવાળી)=હરણની આંખ જેવી સુંદર ચંચળ આંખવાળી. ૩ ગોદ=કેડ, બગલ. ૪ ક્ષણું=આંખ બંધ કરીને ઉઘાડીએ તેટલો વખત, છેકજ જુજ વખત. ૫ અમરતપો=(અમર=નિત્ય+તપો=પુરબહારમાં પ્રકાશો)=નિત્ય પુરબહારમાં પ્રકાશો.

### પદ ૬

આએ હુકમદાર છોડો નગરી, આએ તલપદાર[1] છોડો નગરી. ટેક.
ધરમરાયકે દુત ફીરતહે, ઢુંઢત ફીરત કોટડી કોટડી. આએ૦ ૧
ઘડીએક હુકમ કરો ધરમરાજા, માયા લેઉં સઘળી સમટી[2]. આએ૦ ૨
મેં જાણ્યું માયા સંગ ચલેગી, જોડ રહી દમડી દમડી. આએ૦ ૩
કેહેત કબીર સુણો ભાઇ સંતો, માયા દેખી દુનીઆ બગડી. આએ૦ ૪

### પદ ૭

મોહે લાગી લટક ગુરૂ ચરણકી, ચરણનકી મુખ કમલનકી. ટેક.
ઘેર બેઠા ગુરૂગમ પાયો હે, મીટ ગઇ આંટી મરણનકી. મોહે લાગી. ૧
ભવસાગર જલ સુક ગયોહે, આશા ના રહી કશી તરણનકી.મોહે લાગી. ૨
કેહેત કબીર સુણો ભાઇ સંતો, લહેર ઉઠત અતી આનંદકી.મોહે લાગી. ૩

### પદ ૮

ચાલો સખી દરશણ કરીએ, દરશણ કરીએ રથપર રઘુનંદન આવતહે. ટેક.
ઘંટ બજે ઘડીઆળ બજતહે, મુની નારદ વેંણ બજાવતહે. ચાલો. ૧
સીતારામ લક્ષ્મણ ભરથ શત્રુઘન, હનુમાન ચમર ઢોલાવતહે. ચાલો. ૨
આસપાસ મોતનકીરે માળા, બીચમાં રામ બીરાજત હે. ચાલો. ૩
તુલસીદાસ પ્રભુ તમારા ભજનમાં, ચરણમાં ધ્યાન લગાવતહે. ચાલો. ૪

### પદ ૯

બ્રખુભાંણકી લલી[3], શામળીયાસુ નેહડો[4] લગાવને ચલી. ટેક.
હાથમે કટોરો ગુલાબકી છડી, રાય આંગણ બીચ રાધીકા ખડી. બ્રખુભાંણુકી. ૧
ગોરૂસુ મુખડુ ને બહોત ગુમાન, રાધકાના મુખપર વારૂ કોટી ભાંણ. બ્રખુભાંણકી. ૨
આવે રે આહીરકે મોરી ગલી, ચંદન ચરચુ તોરી પાઘડી. બ્રખુભાંણકી. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરલાલ, તમો વીના અમારો કોણરે હવાલ. બ્રખુભાંણકી. ૪

---

૧ તલપદાર=થેકડો મારનાર, કુદકો મારીને ચાલનાર. ૨ સમટી (સમેટી)=આટોપી, પતાવી, એકઠી કરી. ૩ લલી=છોકરી, પુત્રી, દીકરી, ૪ નેહડો=સ્નેહ, પ્યાર.

સાખી.

નદી કીનારે કોઇ નર બેઠો, તરશ્યા નહી સમાણી;
કાં તો આળસુ અંગ એહનું, સરીતા ખરે સુકાણી. ૧

પદ ૧૦

કાંનૈયાં બલજાઉં અબ ન બસું[1] તેરે ગોકુળ ગામ. ટેક.
ઘેર આયે ગૌવાં ને ઘેર આયે ગોવાળ, અજહુ ન આયે મેરે મદનગોપાળ. કાંનૈયાં. ૧
કાળીરે કામળીયાં ને કાળા હરિ કાંહાંન, વંદ્રારેવનમાં માગે દધીકેરો દાંણરે. કાંનૈયાં. ૨
જુમનાંકી નીરે તીરે બંગલા બનાવું, બંગલેકી ભીતર લેહેર લગાવુંરે. કાંનૈયાં. ૩
સોનેકી વાંસરીયાં સોહે રૂપેકા જંજીર, ગાવત બજાવત કાંહાંન ત્રઠ જુમનાંકે તીરરે. કાંનૈયાં. ૪
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરલાલ, મત કોઇ પડોરે હમારે ખ્યાલરે. કાંનૈયાં. ૫

પદ ૧૧

આજ મેરે સતગુરૂ આએ મીજબાન, તન મન ધન કરૂ કુરબાન. ટેક.
પ્રેમકા પલંગ બીછાવું આજ, સંતો ચરણ પખાળું ચરણામૃત પાઉં. આજ મેરે. ૧
ભાવસહીત ભોજન પરસાદ, સંતો તરત કરૂં કછુ લાગે ન વાર. આજ મેરે. ૨
પ્રેમકા પાન લવીંગ મંગાવ, સંતો બીડલા વારી સતગુરૂને પવડાઉં. આજ મેરે. ૩
પ્રેમકી પટરી સુરતિકી દોર, આજ મેરે સતગુરૂ ઝુલત હીંદોલ. આજમેરે. ૪
કહા કહુ કછુ બરણી ન જાય, ત્રણલોક પાર સંગમે ન જાય. આજમેરે. ૫
ધરમદાસ આમીન સમજાય, ભક્તિ કરો તુમ સુરતિ લગાય. આજમેરે. ૬
કેહેત કબીર સુણો ધરમદાસ, કેવળ નામ ગ્રહો વીસવાસ. આજમેરે. ૭

---

૧ બસુંવસું, રહેઠાણ કરૂં.

## સંતપરાંણા આવે તે વિષેના (વન સમાના) કીર્તન.

રાગ બેહાગ.

પદ. ૧

સંત પરોણા આવે, ભાગ્ય જાકો સંત પરોણા આવે;
દુવારે કરે કીરતન ઓર કથા, તો હલીમલી મંગલ ગાવે. ટેક
પહેલોરે લાભ ચરણામૃત[1] લીજે, ને માહા પરસાદકી આશ;
જોગ જગન જપ તપ ઓર તીરથ, સૌ સંતનકી પાસ. ભાગ્ય જાકો ૧
માહા પરસાદ દેવકુ દુલભ, સંત સદાહી પાવે;
દુસ્ટલોક દુરમતકે ઘેરે,[2] મીથ્યા જનમ ગમાવે. ભાગ્ય જાકો ૨
ગુરૂ પરતાપે સંતકી સંગત, સતગુરૂ સોહી બતાવે;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, સંતનમે હરિ પાવે. ભાગ્ય જાકો ૩

પદ. ૨

જુગની માયા જુઠી, હો જીવડા જુગની તો માયા જુઠી;
પાંચ પચીસ ને સો લગી સાંધે, અંતકાલે જાઉં ઉઠી. ટેક
કાકા પીતરઇયા ને ભાઇ ભત્રીજા, દશદીન કુટયા કુટી;
કેડ તણો કંદોરોરે છોડયો, તો હાથની લીધી અંગુઠી. હો જીવડા ૧
શબ્દ કહે પણ સમજે નાહીં, હૈયાકી તો ફુટી;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, તો લોભે લીધો લુંટી. હો જીવડા ૨

પદ ૩

પરદેશીનો સો પતીયારો રે, પરદેશીનો સો પતીયારો. ૧
કુંજ્ય ભાવનકો સેંઠોરે મીઠો, તો ગાંઠે ગાંઠે રસ ન્યારોરે. ૨
ખરગયા કોટ ને નીકસ ગઇ ઈંટીયાં, તો માટીમે મીલ ગયો ગારો. ૩
ઉઠી ચલ્યા બનીયાં ને સુની પડી હટીયાં, તો મંદીર દે ગયો તાળો. ૪
ખુટ ગયા તેલ ને બુઝ ગઇ બતીયાં, સો મંદીર ભયો અંધીયારો. ૫
વણજ કરત વણજારોરે આવ્યો, ને લેઇ ગયો જોબન હમારો. ૬
કેહેત કબીર સુણો ભાઇ સંતો તો, પોઠી[3] લાદી ચલ્યો વણજારો. ૭

---

૧ ચરણામૃત=પગધોએલું પાણી. ૨ ઘેરે=રોકે. ૩ પોઠી=વણજારાનો બળદ.

પદ ૪

ચલત પ્રાણ સંગે રોઇરે, કાયા ચલત પ્રાણ સંગે રોઇ;
તુમતો પ્રાણ ગવન ગ્રહે કીનો, હમકું ચાલ્યોરે વગોઇ. ટેક
તુમારી સંગે મેં તો બોહોત સુખ પાયો, મેંલો મેંલો વસ્ત્ર ધોઇ;
આ કાયા જલી જાય છીનકમાં તો, નામ ના લેગા કોઇ. કાયા૦ ૧
પ્રાણ કહે સુણો બોહોરીરે[1] કાયા, ને હમ તુમ સંગ ના હોઇ;
તુમ સરખી કોટીએક સોબત છોડી, સંગે ના ચલીયા કોઇ. કાયા૦ ૨
સુરતા દેખી દેખી માતારે રૂવે, ને બાંહ્ય પકડ રૂવે ભાઇ;
લટ છટકાયે ત્રીયા જન રોવે, હંસ એકીલો જાઇ. કાયા૦ ૩
કાંહાકી માત પીતા સુત કાહાકો, કોન પુરૂષ કોન જોઇ;[2]
નીકસત પ્રાણ કાહુ નાહીં દેખ્યો, કાહાડો કાહાડો હોઇ. કાયા૦ ૪
શીવ સુનકાદીક બ્રહ્મા નારદ, શેષ સહસ્ર મુખ સોઇ;
જેણે જેણે દેહી ધરી ત્રણ ગુણમાં, સો સ્થીર ના રહ્યા કોઇ. કાયા૦ ૫
કેહેત કબીર સુણો ભાઇ સંતો, દેખોની દીલમાં જોઇ;
જે આ પદકો અરથ બીચારે, તાકુ આવાગવન ન હોઇ. કાયા૦ ૫

પદ. ૫

ઘર કર દરીયા માંહી, હો મછી ઘર કર દરીયા માંહી;
છીલર[3] તોરા દો દીન વાસા, તો અંતકાલ કાંહાં જાશે. ટેક
સબસેં બડારે શબ્દકા ટેકા, સબ સુખ હે તા માંહી;
અમરલોક જ્યાં મરણ ના પાવે, તો ઉતપત પરલો નાહીં. હો મછી ૧
જ્યાં નહી જાલ જ્યાં નહીં ઢીમર[4], જ્યાં નહી બનકીરે છાંહી;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, ગ્રહો શબ્દકી બાંહી. હો મછી ૨



સાખીઓ.

જીવણ નીજ સુમરણ કીયા, કબીર નીરમળ નામ;
ઇન માંહી તીનો ભએ, ક્રશ્ન રાધીકા રામ. ૧
કબીર રામ નામકે સુમરણે, ઓધરે પતીત અનેક;
રે મન કબુ ના છોડીએ, રામ નામકી ટેક. ૨

૧ બોહોરી=ગાંડી, ઘેલી ૨ જોઇ=નારી સ્ત્રી ૩ છીલર—છછળ જળ ૪ ઢીમર=માંછી, ભોઇ



સ્વર્ગવાસી સ્વામી જગન્નાથ રૂઘનાથદાસ.

ધામ-પુનીઆદ.

અવસાન-સ. ૧૯૬૮ના ફાગણ સુદ ૧૧ ને બુધવાર, તા. ૨૮-૨-૧૯૧૨.

# રામચંદ્રજી વન પધાર્યા તે સમાના કીર્તન.

રાગ બેહાગ.

૧

આજ રહો મેરે પ્યારે, રઘુવીર આજ રહો મેરે પ્યારે;
જદપી તાત દીયો વન તુમકુ, કીજો ગવન સવેરે. ટેક.
કેહે મતી ફરી રાજા દશરથકી, કે વીધના[1] પલટારે;
કે કેકાઇ કર ગ્રહી રાખે, મઇયા એસો વિચારે. રઘુવીર. ૧
ધજા ચમર શીર છત્ર બીરાજે, રઘુવર રથ સણગારે;
રૂદન કરત કૌશલ્યા માતા, પુરણ પાપ હમારે. રઘુવીર. ૨
માતા વચન સુણત હરિ બોલે, એ વ્રત ભયો હમારે;
ફેર અયોધ્યામે કાલે આવંગે, કરી પ્રણામ સધારે. રઘુવીર. ૩
વૈદેહી[2] ભ્રાત રઘુનંદન મેરે, પુરતેં ભએહે ન્યારે;
તુલસીદાસપ્રભુ દુર ગવન કીયો,ચલત લોચન જલધારે. રઘુવીર. ૪

૨

પોહોર રહો બલજાઉ, હો રઘુવીર પોહોર રહો બલજાઉ;
રાખુ પરદેશી નાથ પરોણા,[3] અપને હાથ જમાઉ. ટેક.
આ મંદીર એ મેહેલ તમારા, આ મેડી ને એ ધામ;
વ્રજ સઘળા ચાલ્યાં સમુદ્રમે, કોણ સખા ભે ચાઉ. હો રઘુ૦ ૧
જો પિતા પ્રાણ તજે તમારા, તા પીછે મેં વીખ ખાઉ;
તુલસીદાસ પ્રભુ વનકુ સધારે, અબ મેં કેસો જીવાઉ. હો રઘુ૦ ૨

૩

કાંહાં જો પઠાઉ મેરી માતા, હો રઘુવીર કાંહાં જો પઠાઉ મેરી માતા;
સુના ભોવન સંગાસણ સુના, નહી ને દશરથ તાતા. ટેક.
ઉન દેખત મેં એસે જીવતહુ, ચંદ્રચકોર શશી રાતા[4];
કાંહાં જુગજીવન કાંહાં કુળ મંડલ, સુંદર લક્ષમણ ભ્રાતા. હો રઘુ૦ ૧
કૌશલ્યા રૂદન કરત અતીભારી, ગલીત[5] ભએ સબ ગાતા;[6]
કાહા કરૂં જનુની દોષ લાગે, નહીતર કરૂ ઉપઘાતા. હો રઘુ૦ ૨

૧ વીધના=બ્રમા, ૨ વૈદેહી=સીતાજી, જાનકીજી, વિદેહના રાજાની પુત્રી, ૩ પરોણો=અજાણ્યું અથવા ઓળખીતું માણસ થોડા દીવસ રહેવા આવ્યું હોય તે, મહેમાન, અતિથિ, ૪ રાતા=પ્રીતિ, ૫ ગલીત=સુકાવું, ૬ ગાતા=શરીર,

ધીક તુ જનુની ધીક તેરો જીવો, કરી કપટ મુખ બાતા;
શેવક રાજ્ય કરે વન ઠાકોર, કબહુ ના લખે વીધાતા. હો રઘુ૦ ૩
દો વન ભ્રાત સંગે રઘુવરની, નહીં કોઈ સંગીને સાથા;
તુલસીદાસ પ્રભુ વનકુ સધારે, અવધ કરી વાધે રઘુનાથા. હો રઘુ૦ ૪

૪

તુમારી સંગે મેં આવુંગા, હો રઘુવીર તુમારી સંગે મેં આવુંગા;
ધીક ધીક રાજ્ય કાજ્ય ધીક આ સુખ, તુમ વીછરે દુઃખ પાવુંગા. ટેક.
કીટ મુગટ પટકકે ઝટકકે, શીરમેં જટા બઢાઉંગા;
છપ્પન ભોગ[1] તજી આરોગતા, જુઠાં વનફળ પાઉંગા. હો. ૧
વીમલ કળસ ધરૂ મેરે શીર પર, સીતળ જલ ભરી લાઉંગા;
હેમ ગ્રીષ્મ વરખા જાનકે, પર્ણકુટી[2] વન છાઉંગા. હો. ૨
મુખ ના દેખુ પાપની કેકાઈકો, મોંહો આપનો ના દેખાઉંગા;
જાનકી ઓર રઘુનાથ બદનપર, પુની પુની દેખ અઘાઉંગા[3]. હો. ૩
મેં જો દાસ દાસ નીકો, મેં કેસે રાજા કહાઉંગા;
વદત ભ્રાત મેં પ્રાણ સમરપ્યો, જન જશવંત બલ જાઉંગા. હો. ૪

૫

તુમ ઘેર જાઓ મેરે વીર, ભરથજી તુમ ઘેર જાઓ મેરે વીર;
અયોધ્યાપુરીમાં રાજ્ય કરજો, નાહાજો સરજયુ નીર. ટેક.
ભુખેકુ કછુ ભોજન દીજો, નાગેકુ પટ ચીર;
રૂદન કરત કૌશલ્યા માતા, જઈને બંધાજો ધીર[4]. ભર૦ ૧
સીતા સતી જતી સંગે લક્ષમણ, ચલે હે સમુધર તીર;
તુલસીદાસ પ્રભુ દુર ગવન કીયો, મલકર બીછડે વીર. ભર૦ ૨

૬

નમુ નમસ્કાર, તેરે પાવલેકુ દેવા;
દેવામેથી દુરગએ, ચરણ કમલ સેવા. ટેક.
ધીક રાજ ધીક પાટ, ધીક અયોધ્યા તેરી;
રામ ગયા મેં રાજકરૂ, ધીક પડા બુધ મેરી. નમુ નમસ્કાર. ૧

---

૧ છપ્પન ભોગ=૫૬ જાતની રસોઇ કરી ઠાકોરજીને ધરાવે છે તે, ૨ પર્ણકુટી=મઢી, પાંદડાંથી છાયેલી ઝુંપડી, ૩ અઘાઉંગા=( દરાઉંગા ) દરાઇશ, સંતોષ પામીશ, ૪ ધીર=ધીરજ,

ધજા ચમર ઓર સંઘાસણ,લેધરૂ સુતઆગે;
કેકાઇકે કઠણ વચન, ઉદીક બાણ લાગે. નમુ નમસ્કાર. ૨
સોમીત્રાકે સુત સંગે સધારે,મેં રહ્યો અભાગી;
કેકાઇકે કુખ આયે, બહોત લાજ લાગી. નમુ નમસ્કાર. ૩
ધરતી ખોદુ મેં સેજ કરૂ, નેન ભરી ના સોઉં;
જે જે પંથે રામ સધાર્યા, તે તે પંથે જોઉં. નમુ નમસ્કાર. ૪
કહે મા કેકાઇ, બહુ ગુમાન કીનો;
તાત સુનત વૈકુંઠ સધારે, તરત જીવ દીનો. નમુ નમસ્કાર. ૫
જબસે રામ બીછરે, ગ્રહે વન કીનો;
તુલસીદાસ રામ વીયોગે, ભરથ યોગ લીનો. નમુ નમસ્કાર. ૬

## કલ્યાણરાગના કીર્તન.

### કલ્યાણરાગની સાખીઓ.

ગૉડીરે વળા વહી ગઇ, આથમીયો જેમ ભાણ;
તા પીછે ઘટીકા દો ગઇ, તબ પ્રગટયો રાગ કલ્યાણ. ૧
મન તું હરિ ભજન કરીલે, ધર રૂદીઆસુ ધ્યાન;
રસનાએ હરિગુણ ગાઇલે, સુર સુધ રાગ કલ્યાણ. ૨
કલ્યાણ કલ્યાણ સબકો કહે, રામનું નામ કલ્યાણ;
જા ઘેર ભક્તિ ગોપાલકી, તા ઘેર સદા કલ્યાણ.

૧

ભકિત લજાવન સરણ પડયો હે,
કહ્યો કછુ ઓર ને ચલ્યો કછુ ઓર, યું તેરે દીલસે ઉતર્યો હે. ટેક.
એ મારગ ઉંચો સંતનકો, તા મારગમાં પાવ ન ધર્યો હે;
શ્રવણ નેણ નાશીકા ને જીભ્યા, ઇંદ્રીકે વસ ખીસલ પડયો હે. ૧
સતગુરૂ સંત પુરાંણ વખાંણે, તા મોહે કછુ નાંહી સર્યો હે;
મેં કપટી તમો અંતરજામી, ચતુરાઇ લેઇને કોણ તર્યો હે. ૨
એ અપરાધી ઓર ઘણેરો, વાકી છોલનકો મેં જ્યું ઘડયો હે;
કેવલદાસ કહે જન કુબો, બરજકી લાજ કરો તો કરો હે. ૩

૨

હરિ ભકતનથે સબંધી પ્યારો,
હરિજન આએ વાકુ દુર બેઠાએ, ફોડતરે જો કાન હમારો. ટેક.
દુર દેશથી સારોરે આયો, ઉનકો લેઇ ઘરમાં બેઠાયો;
છતર પલંગ ઓર સેજ સફેત, ભાત ભાત કરી ભોજન નીપાયો. ૧
હરિજનકુ દો ચુન ચનોકો, વાકો સરવસ ન્યારો એ ન્યારો;
વ્યાસ દાસ એસે હરિ બે મુખનકુ, જમ ઠગોરે સદાએ તું હાર્યો. ૨

૩

સંત સમાગમ કીજેરે ભાઈ, સંત સમાગમ કીજેરે ભાઇ;
જાંણુ અજાંણુ છુવે પારસકુ, તો પલટ લોહા કંચન હો જાઇ. સંત૦ ૧
ભાત ભાત બનરાય કહીએ, ભીન ભીન વાકુ નાંમ ધરાએ;
ચંદનકી વાકુ વાસ લગતહે, ચંદન હોત બેહેર[1]ના લાઇ. સંત૦ ૨
નૌકા રૂપ કહીએ સંત સંગત, તામાં જે કોઇ બેઠન આઇ;
ઓર ઉપાય નહી તરવેકો, સુંદર કાઢી રામ દુહાઈ. સંત૦ ૩

૪

નંદ ભોવનકો ભોખણ[2] ભાઇ, નંદભોવનકો ભોખણ ભાઇ;
જસોદાકો લાલ[3] વીર હરદરકો[4], રાધેકો રવન[5] પરમ સુખદાઇ. નં૦ ૧
ઇંદ્રકો ઇંદ્રિ દેવ દેવનકો, બ્રહ્મકો બ્રહ્મ અધીક અધીકાઇ;
કાલકો કાલ ઇસ[6] ઇસનકો, અતીબળ અકલ કળ્યો ન જાઇ. નં૦ ૨
શીવકું ધ્યાન સંતનકું સરવસ,[7] બ્રહ્મા વેદ પુરાણે ગાઇ;
નંદદાસકો જીવન ગીરધર, ગોકુળ નાએક કુંવર કનાઇ. નં૦ ૩

૫

હરિકો ભજન કર હો મન પ્યારે, પ્રભુકો ભજન કર હો મન પ્યારે;
એક રસના તમે કયું અલસાને,તો શેષ સહસ્ત્ર સમરથ નહી હારે. હ. ૧
જાકે સરણ પતીત ગત પાવે, ગુણકા કુબજા વ્યાધ[8] ઓધારે;
અધમ ઓધરે અધીકાર ભજનથે, હરિસુમરણ સધરે અઘ[9] જારે. હ. ૨

૧ બેહેર=વાર, ઢીલ ૨ ભોખણ=ઘરેણું ૩ લાલ=છોકરો ૪ હરદરકો=બળદેવજીને
૫ રવન=રમણ કરનાર, રમત કરનાર, ૬ ઇસ=ઇશ્વર, ૭ સરવસ=બધું ૮ વ્યાધ=રામચંદ્રજીને
પાર ઉતારનાર. ૯ અઘ=પાપ.

અજામેલ સુત નાંમ ઓધારે, જલ ડુબત ગજ ગ્રાહ ઉગારે;
ફરશુરામ એસો સમરથ ઠાકોર, વનચર ભીલ પુતના તારે. હ. ૩

૬

મેં જનકી નીધ જન નીધ મેરી,
મમ જન સો મેં મેંસો મમ જન, સુણુ કમલા સાચીસુ તેરી. ટેક.
સીંધુ સુતા બીલગ[1] ન માનો, તુ જન તે કછુ નાહી ઘણેરી;
અસ્ટસીધ નવનીધ ચતુર મુક્ત[2] દે, સો મેરે ભક્તનકી ચેરી.[3] ૧
મેં સાકાર ભયો જનકે હીત, બ્રહ્મા પાર ન પાવે હેરી;[4]
મેં એક પાવ ઠાડયો કરજોડે, ભક્ત આધીન દીન વ્રત લેહેરી. ૨
ત્રીલોક ઓર ભોવન ચતુરદસ,[5] ભક્ત વચ્છલ મેરે બરદ[6] અહેરી;
સુખ સાગરસે નીકે સાંઇયાં, ભકત કે વસ વેદ કહેરી.[8] ૩

૭

હરિકે જન સબથે અધીકારી.
શીવ વિરંચી તે કોન બડેરે, તાકે શેવક ફીરત ભીખારી. ટેક.
જાચક પે કાહા જાચક જાચે, જો જાચે તો રસના હારી;
દાસીકો સુત શોભા કેસે પાવે, પુત્ર કોનકુ કેહેત પીતાઇ. હરિકે૦ ૧
તાકી સાખ દેઉ હરણાકંસ, રાવણ કુટુંબ સહીત સંઘારે;
જન પ્રેહેલાદ પ્રતીજ્ઞા પાળી, અજહુ વીભીક્ષણ રાજ કરત હે. હરિકે૦ ૨
જીનકુ કીપા ભઇ રઘુવરકી, તાકી સકલ આબદા ટાળી;
સુરદાસ ભગવંત ભજન વીના, જનુની કુ ભારે કીત મારી. હરિકે૦ ૩

૮

હરિ ના ભજે સોહી હત્યારો, પ્રભુ ના ભજે સોહી હત્યારો;
વિષયનકો રસ પીવત પ્રેમકરી, રામ સુધારસ લાગે ખારો. ટેક.
પરમારથકુ તો કોડી ના ખરચે, અપ મારગકુ કરો રે ઉધારો;
ચારારે ચક ફુટી પસુંઅનકી, નીસવાસુર નીતહી અંધીયારો. હરિ૦ ૧
રામ નાંમકી તો બાત ના જાંણી, સંત સમાગમથી રહે ન્યારો;
કૃષ્ણદાસ વાકો દરસ પરસ વિના, સીતારામ ના લાગે પ્યારો. હરિ૦ ૨

૧ બીલગ=જુદો, ભીનભાવ. ૨ મુક્ત=મુક્તી. ૩ ચેરી=ચેલી. ૪ હેરી=જોઇને. ૫ ચતુરદસ=ચારેદીશા. ૬ બરદ=માનું. ૭ અહેરી=જોઇ. ૮ કહેરી=કહે છે.

# મારૂરાગના કીર્તન.

## મારૂરાગની સાખીઓ.

મારૂરાગ ના ગાઇયો, વીપ્ર ના દીધું દાંન;
તેનો જન્મારો એળે ગયો, ગંગા ના કીધું સ્નાન. ૧
મારૂઢોલો વલવ, ગોકુળ વહાલા કાંહાંન;
ઇશ્વર વલવ પારવતી, સીતા વલવ રામ. ૨

### પદ. ૧

નામ માહાતમ સાર, હરિકો નામ માહાતમ સાર;
રૂપથે મેહેમા અધકેરો, નામ તણો નીરાધાર. ટેક.
સાહેર બાંધત સન્યા થાકી, અઢાર પદમ હનુમાન;
જબ રઘુનાથે નામ લખાયો, સેત[1] તરે પાષાણ. હારકો. ૧
રૂપતણા ફળ રામાએ ચાખ્યા, ધામ મુગતનો લીધો;
રાસ મંડલમાં રાધા પ્યારી, નામ પ્રેમરસ પીધો. હરિકો. ૨
શુક સુનકાદીક અમરીસ નારદ, રૂપ નામકે દાસ;
કલજુગમાં નામદેવ કબીરા, પ્રેમ ભકત પ્રકાસ. હરિકો. ૩
વૈકુંઠથે વંદ્રાવન નીકો, અવીચલ સુખનું ધામ;
ગોવીંદના ગુણ ગાએ નાહાનો, ગોપી કેરોરે ગુલામ. હરિકો. ૪

### પદ. ૨

રામ વીસાર્યા રે, અભાગી તેં રામ વીસાર્યા રે;
પેટ ભરી પશુંઆં જ્યું સુતો, મીથ્યા જનમ ગમાયારે. ટેક.
સંતકી સંગત કીનીરે નાહીં, લાગ્યો ફોગટ જુઠ;
સુકર શ્વાન કાગકી નાંઇ[2] એસે ચલે ગયો ઉઠ. અભાગી. ૧
કામી ક્રોધી ને ખેચરી[3] રે, અભીમાની બેકામ[4]
નીંદા કરતાં જનમ ગમાયો, તેં કબહુ ન સમર્યા રામ. અભાગી. ૨
આપણકુ મોટા ગણે, ઓરનકુ લઘુ માત;
મનસા વાચા કરમના, તું નીશ્ચે દોજક[5] જાત. અભાગી. ૩

૧ સેત=પુલ. ૨ નાંઇ=પેઠે, માફક. ૩ ખેચરી=કાચરો. આળસુ. ૪ બેકામ=નકામો. ૫ દોજક=નરકકુંડ.

કેહેત કબીર ચીત ચેતીલેરે, અંધે પશુ ગમાર;
ચઢયો હે લોહકી નાવમેં, તું કયોં ઉતરેગો પાર. અભાગી. ૪

પદ—૩.

રૂપ દેખી અટકી, કાંહાન તાહારૂં રૂપ દેખી અટકી;
દેહીથે વદેહી ભઈરે, ગીરપરી શીર મટકી. ટેક.
માત તાત સજન, કુટુંબ સહીત પડે અટકી;
હરદેથી હરિ ટળત ન્હાંહી, આ છબી નાગર નટકી. કાંહાન. ૧
કોઇ ભલી કહો ભાવે બુરી કોહો, ચલત ભાવતી ચાલ;
મીરાં ગીરધર રૂપ લોભાની, મોહી નંદજીકે લાલ. કાંહાન. ૨

પદ—૪.

એક વર્યો ગીરધારી, બાઇ મેંતો એક વર્યો ગીરધારી;
આનદેવને જો શીર નામુ, તો કરી મરૂ કંઠ કટારી. ટેક.
માહારેતો એક છેલ છબીલો, લોકોને શીવ ભવાની;
કરમ ધરમનો મારગ મુકી, જાઉં પ્રગટ નહીં છાની. બાઇ મેં તો. ૧
ચંડી ભવાની ને ભેરવ કાલીકા, એહેવા ક્રોડ હરિ પરવારી;
એહેની સંગે ભમી ભમીને, લક્ષ ચોરાસી હારી. બાઇ મેં તો. ૨
જોગી જંગમ સેવડારે, સન્યાસી કાંઇ નવ જાણે;
ભકિત મારગ સુધો મુકીને, મત અનેરો ઠાણે. બાઇ મેં તો. ૩
સુરાપાન ઓર ભાંગ ધંતુરો, એના એ બહુ આહારી;
પરમ પદમીએ નવ પામે, અંતે હોય ખુવારી. બાઇ મેં તો. ૪
ગોપીચંદન તુલસીની માળા, વૈષ્ણવ જનહોએ પ્યારા;
દાસ મીરાં તેહેને શીર નામે, જે ચાર વરણથી ન્યારા. બાઇ મેં તો. ૫

પદ—૫.

નીંદ ન કરના હો, ગાફલ હોઈ નીંદ ન કરના હો;
જીવન જુઠ મરણ શીર ઉપર, તા મરણેસે ડરના હો. ટેક.
રજની માંહે નીંદભર સુતો, પરમ તત્વ નહીં પાયા હો;
અતી અભીમાની બદત નહીં કાહુ, મીથ્યા જનમ ગુમાયો હો. ગાફલ. ૧
ચેત ચેત જાગ્ય નીશા વીતી, પેંડે[1] ચલના તોહી હો;
તસ્કર બોહોત લુટે ઘર તેરા, સાથ સંગી ન કોઇ હો. ગાફલ. ૨

૧ પેંડે=રસ્તે.

ગુરૂ ગ્રહી ગ્યાન જાગ નર અંધે, જુઠે ભરમ ભુલાના હો;
હરિ દરબાર નાચ નાહાના બીધ, છાંડ ચલે સુલતાના હો. ગાફલ. ૩
આયાતા તું સાચે સોદે, જુઠે લાગ્યો ભાઇ હો;
એ હાટવાડા[1] બીછડન લાગ્યા, જાગો રામ લોલાઇ હો. ગાફલ. ૪
કેહેત કબીર જાગ નરભાઇ, નરખી નરખી પાવ ધરના હો;
હરિ દરબાર જુઠ નહીં ચલે, પલ પલ લેખા ભરના હો. ગાફલ. ૫

પદ—૬.

આરત તોરી હો, પ્રીયા મોહે આરત તોરી હો;
આરત રાજા રામકી, પલ પલ ધણેરી હો. ટેક.
આ તનકા દીવડા કરૂં, મનસા કરૂં બાતી હો;
તેલ ચુગાવુ પ્રેમકા, જારૂં દીન રાતી હો. પ્રીયા૦ ૧
પાટી[2] પાડુ ગ્યાનકી, ગુણ માંગ[3] સમારૂં હો;
સાંઇઆં તેરે કારણે, તન જોબન ગારૂં હો. પ્રીયા૦ ૨
સેજડીઆ બોહોત ભાતકી, ચુન ચુન ફુલ બસાવું હો;
વીરહન ઉભી પંથ શીર, પીયા અજહુ ન આય હો. પ્રીયા૦ ૩
માય બાપ તુમકુ દઇરે, તુમહી ભલે જાણો હો;
સાંઇ મેરા એક ધણીરે, દુજા રજ ન આણીએ હો. પ્રીયા૦ ૪
શ્રાવણ ભાદો આઇયારે, બરખા રત આઇ હો;
મેઘ ઘટા ઘન હોઈ રહ્યોરે, નેના ઝડ લાઇ હો. પ્રીયા૦ ૫
તુમ હો પુરણ પુરણારે, તુમ પુરા સુખ દીજો હો;
દાસ મીરાં હરિ પ્રાહોણી, અપણી કરી લીજો હો. પ્રીયા૦ ૬

પદ—૭.

રામજી પ્યારા હો, લાગ્યા મોહે રામજી પ્યારા હો;
પ્રીત તજી સંસારકી, મન કીયા ન્યારા હો. ટેક.
સતગુરૂ શબ્દ બતાઇયા, દીયા ગ્યાન વિચારા હો;
ભરમ તીમર સબ ભાગીયા, ગ્રહે કીયા ઉજીયારા હો. લાગ્યા૦ ૧
ચાંખ ચાખ સબ છોડીયા, માયારસ ખારા હો;
નામ સુધારસ પીજીએ, છીન વારંવારા હો. લાગ્યા૦ ૨

૧ હટવાડો=હાટી, ગુજરી. ૨ પાટી=પટીયાં. ૩ માંગ—માથાના લમણાપરના વાળના પટીયાં, ચોટલાની બે બાજુ.

મેં બંદા ઉસ બ્રહ્મકા, જાકા વારન પારા હો;
તાહે ભજે કોઇ સાધુવા, જીણે તન મન વાર્યા હો. લાગ્યા૦ ૩
આન દેવકું ધાવહી, તાકે મુખ છારા[1] હો;
અલખ નીરંજન ઉપરે, જન સુંદર વારા હો. લાગ્યા૦ ૪

પદ-૮.

નેહ ના કરીએ હો, કાહુસુ નેહ ના કરીએ હો;
નેહ કરે તન હાણ હરે, બીન પાવક જલીએ હો. ટેક.
જુઠે જુગસું જેરે મીલતા, મીલકર બંધન પડીએ હો;
બંધ કાટ નીરબંધ હે નીકા,હરિ ક્ષેણું ન વીસરીએ હો. કાહુસુ૦ ૧
એ માયા ફંદ રૂપ હે, તામે પાવ ન ધરીએ હો;
એવો ગ્યાન વિચારકે, સુભ પંથ પકડીએ હો. કાહુસુ૦ ૨
દેખત થીર કો ના રહેરે, સબ દેખતાં મરીએ હો;
તુલસી તન મન ઉલટકે[2] નીજનામ ઑાચરીએ હો. કાહુસુ૦ ૩

પદ-૯.

વાગે છે વાગે છે વંદ્રાવન મોરલી વાગે છે,
તેનો શબ્દ ગગનમાં ગાજે છે. ટેક.
વંદ્રાતે વનને મારગ જાતાં, વહાલો દાણ દધીનાં માગે છે. વં૦ ૧
વંદ્રાતે વનમાં રાસ રચ્યો છે, વહાલો રાસ મંડલમાં બીરાજે છે. વં૦ ૨
પીળાં પીતાંબર જરકસી જામા,
વહાલાને પીળો તે પટકો બીરાજે છે. વંદ્રાવન. ૩
કાને કુંડળ માથે છે મુગટ,
હાંરે વહાલાના મુખપર મોરલી બીરાજે છે. વંદ્રાવન. ૪
વંદ્રાતે વનની કુંજ ગલનમાં, વહાલા થનક થૈ થૈ નાચે છે. વંદ્રાવન. ૫
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
વહાલાના દરશણથી દુઃખડાં ભાગે છે. વંદ્રાવન. ૬

પદ-૧૦.

રૂડુરે રમતાં વંદ્રાવન રૂડુરે રમતાં;
ખીર ખાંડમે શાકર ભેરી, જેવું લાગે જમતાં. ટેક.

૧ છારા=ધુળ. ૨ ઉલટકે=પાછુવાળીને

આલીંગન[1] અવીલોચન ચુંબન,[2] વહાલાસુ હસતાં;
મુગતીથે અવતાર ભલેરો, હૈડાં હોએ હસતાં. વંદ્રાવન. ૧
મોટા જોગેશ્વરને સ્વપને ન આવે, બહુ કાલે દેહ દમતાં;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, હવે રાખ્યાં છે ભમતાં. વંદ્રાવન. ૨

પદ–૧૧.

વાંસલડી તું વેરણ મોરીરે, વસ કીધા વૈકુંઠનાથ નાર ધુતારીરે. ટેક.
કાંહાંરે વઢાની બંસી કાંહાંરે ઘઢાની, કોણ દાન તપ કીધાંરે;
વાંસલડીનો શબ્દ સુણીને, ચીત ચોરીને માહારાં લીધાંરે. વાંસ૦ ૧
પોત પોતાનું તન છેદાવે, માહારા વહાલાજીને મુખ ભાવીરે;
શોકલડીનું સાલ જગાવ્યું, મોહનને મન ભાવીરે. વાંસ૦ ૨
વંદ્રાવનના વીહંગમ[3] મોહ્યા, મોહ્યા પશુ અરૂ પ્રાણીરે;
સોલસેહેસ્ર ગોપીવર વલભ, તે માંહે તું લપટાણીરે. વાંસ૦ ૩
કામણગારીએ કામણ કીધાં, કરમ હમારો અભાગીરે;
નરસૈંયાના સ્વામીની વાંસલડી, કર કાંકણ થઇ લાગીરે. વાંસ૦ ૪

પદ–૧૨.

ગીરધારી ગાજંતારે આવે, ગાજંતારે આવે;
ગાજંતારે આવે મધુરસ બોલ્યાં મોરરે. ટેક.
કોઇના ફોડાવે ને કોઇના ઢોળાવે, કોઇને લડાવે લાડરે. ગા૦ ૧
ખભે કામળીયાં ને હાથે લાકડીયાં, ગૌધેન ચારવાને જાયરે. ગા૦ ૨
વંદ્રાતે વનને મારગ જાતાં, મૈડાં લુટે મારાંરે. ગા૦ ૩
ભલે મલ્યા નરસૈંના સ્વામી, વાડી રમાડયા રાસરે. ગા૦ ૪

પદ–૧૩.

મેરો ને ગમતો, ગ્યાની તારો મેરો ને ગમતો;
તારા મેરેતો સબકોઇ આવે, સંત આવે ભમતો. ટેક.
કાવેરીને કાંઠડે, ત્યાં તો પાપ સઘળા સમતાં. ગ્યાની. ૧
સરવે સંતોને સીધાંરે આપે, જેનો માન ન હોય ખમતો. ગ્યાની. ૨
દાસ થોભણ કહે કરજોડી, પાયે ને પડતો. ગ્યાની. ૩

---

૧ આલીગન=ભેટવું, બાથભરવી, અંગના સાથે અંગ જોડવું. ૨ ચુંબન=બચ્ચી, ચુમી. ૩ વીહંગમ=પંખી.

પદ. ૨૯

ઉભીરે આળસ મોડે, આજોને કોઇ ઉભી આળસ મોડે. ટેક

આછો સાળુ શીરપર ઓઢયો, રંગ ભર્યો એ થોડે થોડે. આજોને. ૧

ચરણમાં નેપુર રૂમઝુમ બોલે, હીંડછે વાંકે અંબોડે. આજોને. ૨

સોનાની ઝારી સરસ સમારી, માંહી નીર ગંગાજળ જોડે. આજોને. ૩

મહેતા નરસૈંયાને પાણીડાં પાવા, હરજી પધાર્યા છે હોડે. આજોને. ૪

## રાગ ગરબી.

પદ. ૧

ઓ વ્રજનારી શા માટે તું અમને આળ ચઢાવે;

પુન્ય પુર્વે તણાં તેથી પાતળીયો અમને લાડ લડાવે. ટેક.

મેં પુરણ તપ સાધ્યાં વનમાં, મેં ટાઢ તડકા વેઠયા તનમાં;

ત્યારે મોહને મહેર આણી મનમાં. ઓ વ્રજનારી શામાટે તું૦ ૧

હું ચાર માસ મેઘ ખમતી, ઘણી ઝડીઓ શરીરે સહેતી;

દુઃખ સુખ કાંઇ દીલમાં નવ લેતી. ઓ વ્રજનારી શામાટે તું૦ ૨

મારે અંગે વાઢ વઢાળીઓ, વળતી સંઘાડે[1] ચઢાવીયા;

તે ઉપર છેદ પડાવીયા. ઓ વ્રજનારી શામાટે તું૦ ૩

ત્યારે હરિએ હાથકરી લીધી, સૌકોમાં શીરોમણ કીધી;

દેહ અરપી અધર અંગે દીધી. ઓ વ્રજનારી શામાટે તું૦ ૪

માટે દાસ પ્રીતમને છું પ્યારી, નીત્ય મુખથી વગાડે મોરલી;

માટે ભેદ ઘણો દીસે ભારી. ઓ વ્રજનારી શામાટે તું૦ ૪

પદ. ૨

ઓ વાંસલડી વેરણ થઇ લાગીરે, વ્રજની નારને;

શું સોરકરે જાતલડી તાહારી, તું મન વિચારને. ટેક.

તું જંગલ કાષ્ટ તણો કટકો, રંગરસીયો[2] કીધો રંગ ચટકો;

અલી તે પર આવડો શું લટકો. ઓ વાંસલડી. ૧

તુંને કાંહાંન વરતે કરમાં રાખે, તું અધર તણો રસ નીત ચાખે;

તું અમને દુઃખડાં બહુ દાખે. ઓ વાંસલડી. ૨

---

૧ સંઘાડે=ચરખ ઉપર, લાકડાંનો ઘાટ ઉતારવાના યંત્ર ઉપર.

૨ રંગરસીયો=વીલાસી પુરૂષ, રસમાણી જાણનાર પુરૂષ

તું મોહનના મુખપર મહાલે, તુંજવીના નાથને નવ ચાલે;
તું શોકલડી થઈ અમને સાલે. એ વાંસલડી. ૩
તુંને હરિએ હાથ ગ્રહી લીધી, સૌકોમાં શીરોમણી કીધી;
ક્ષણ મુખથી નવ મુકે અલગા. એ વાસલડી. ૪
હું તુજને આવી નવ જાણતી, નહીંતો તુજપર મહેર ના આણતી;
તારાં ડાળાં મુળસાથે તાણતી. એ વાંસલડી. ૫
દાસ પ્રીતમને પુરણ પ્યારી, તુંને અલગી ન મુકે ન્યારી;
તારો ભેદ ગુણ દીસે ભારી. એ વાંસલડી. ૬

## સોરઠ રાગ.

### સાખીઓ.

સોરઠ રાગને સજ્જન, મુખસે કહ્યો ના જાય;
જેમ જેમ રેણ વીતતી, તેમ તેમ ઘણો શોભાય. ૧
સોરઠ મીઠી સોરઠી, કરશણ મીઠી જુવાર;
બંધવ મીઠી ગાઠડી, રણ મીઠા તરવાર. ૨
સોરઠ સુડા[1] ના સરજીયો, બન બન કેલ કરંત;
ભર ગંગોદક ચાંચડી, હરિ ચરણે ઢોળંત. ૩
સોરઠવાસી દવારકાં, વાસ્યો ઉત્તમ દેશ;
મથુરામાં હરિ જનમીયા, વહાલે વાસ્યો સોરઠ દેશ. ૪

### ઓચ્છવીયાં.

૧

સાખી.

ઉંચો ગઢ દ્વારકાં, જાદવ છપન્ન કરોડ;
ચોદસ રતનાગર ધુઘવે[2], ત્યાં તો રાજ કરે રણછોડ. ૧

દ્વારકાંમાં રાજ કરે રણછોડ. ટેક.
ત્રીકમલાલ પુરણ પુરસોતમ, કુંવર કલ્યાણની જોડ. દ્વાર૦ ૧
તાંહાં ધુઘવે રતનાગર[3] સાગર, ગોમતીમાં કરે કલોલ. દ્વાર૦ ૨
રાણી રૂક્ષમાણી ને ઓર સતભામા, જાંબુવંતીની જોડ. દ્વાર૦ ૩
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, કુંવર કનૈયાની જોડ. દ્વાર૦ ૪

૧ સુડો=પોપટ. ૨ ધુઘવે=ગર્જના કરે ધુઘુઘુ એવો જોરમાં અવાજ કરે.
૩ રતનાગર=રત્નોની ખાણ.

૨

કાળજાની વાત કેને કહીયે, ગોવાળીએ ઘેલાં કીધાંરે. ટેક.

ચીતલડાં ચોરીયાં ને કાળજડાં કોરીયાં, હાંરે એને વીજોગે રોઇ રોઇ રહીએ. કા૦ ૧

વગર વાંકે શીદ કીધાં વશીકરણ[1], હાંરે છોગાવાળે[2] જસોદાને છૈયે. ૨

ઉંઘડલી ના આવે ના ભાવે ભોજનીયાં, હાંરે નથી બાકી રાખ્યું નીરદૈયે[3]. કા૦ ૩

આંધળાંભેંત[4] કરી નાખ્યાં આહીરડે, હાંરે સખી ઝાઝું કહેતાં લજવૈયે.[5] કા૦ ૪

દુધલડે પેટ સખી ભરીએ દયાળનાં, હાંરે એના કામણગારા ગુણ ગ્રહીએ. કા૦ ૫

રંગીલો નાથ રૂષિરાજ કહે રૂપાળો, હાંરે એને નીહાળી નીહાળી નાહાલ થૈયે. ૬

૩

હાંરે દેખો સખી ડોલરીઓ, કાળંદ્રીને કાંઠે ઉભોરે. ટેક.

પ્રાણજીવને રૂડું પહેર્યું પીતાંબર, હાંરે મોરમુગટ મનોહર ધરીયો. કા. ૧

વાંસળી વગાડે ને મોહ પમાડે, હાંરે જુઓ ચાળો જાદુડાનો ભરીયો. કા. ૨

ભીનેવાને પણ ભલો શોભે છે, હાંરે પેલો ગુંજાનો હાર કેઇયે કરીયો. કા. ૩

વઢનારી નારીયો તો કહે છે વઢકારો, હાંરે મને લાગે છે ડહાપણનો દરીયો. કા. ૪

માંકડાં લેઇને કાલે માંખણ માગવા, હાંરે મારા ફળીયામાં ઘેર ઘેર ફરીયો. કા. ૫

કાંઇકવાર આંગણે નચાડુ નાનકડો, હાંરે પેલો કાંનકુંવર કેશરીયો. કા. ૬

રંગીલો નાથ રૂષિરાજ કહે રૂપાળો, હાંરે એતો આપણે કાજે અવતરીયો. કા. ૭

---

૧ વશીકરણ=વશ કરવું તે, વશ કરવાનો મંત્ર, પ્રયોગ. ૨ છોગાવાળે=છેલ જુવાનીએ, ફુલનો લટકતો નાનો ગુચ્છો રાખનારે. ૩ નીરદૈયે=ઘાતકીએ, દયાહીને. ૪ આંધળાભેંત=વિચાર રહિત, દિગમુઢ. ૫ લજવૈયે=શરમાઇએ, શરમના માર્યાં નીચુ જોઇએ.

૪

કઠણ થયા માધવ મથુરાં જઇ, કાગળ ના લખીયો કડકેરે. ૧
કાગળની શી ખોટ પડી છે, સહીનો શો આવ્યો ટોટોરે. ૨
ગોકુળમાં સહુ વાતો કરે છે, કાંહાંન કુબજા સાથે અટકયોરે. ૩
આણી તેરે મથુરાં ને પેલી તેરે ગોકુળ, વચમાં જુમનાજી ઘેરીરે. ૪
વસુદેવ ઘેર જનમ લીયો હે, દેવકી માને ન ધાવ્યોરે. ૫
મધરાતે મથુરાંથી નાઠા, જઇ ગોકુળ વસીયારે. ૬
દેવકીજી પેટ જનમ લીયો હે, જઇ જસોદા માને ધાવ્યારે. ૭
ગોપીઓને મેલી પેલી કુબજાને મોહ્યા, કુબજા કામણગારીરે. ૮
એ પેલી કુબજા કામણગારી, ખુંધી ને વળી ખોડીરે. ૯
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચીત અટકયુંરે. ૧૦

૫

ભલું થયું ને વહુ બોલવાને શીખ્યાં, હમારાં કુળ લજવાયાંરે. ૧
વહાણાનાં તમે શીદ ગયાંતાં, આવડી વાર કયાં લાગીરે. ૨
પાંચ બેડાંની ગોળી મારી, ઉપર ગાગેર મોટીરે. ૩
બેડું ચઢાવ્યું પેલે નંદજીને છૈયે, નીકર થાત હું ખોટીરે. ૪
જેઠ જોબન મદમે માતો, દીયર દેખે દાઢીરે. ૫
સસરો સાગર દરીયો મોટો, હરિએ મુજને તારીરે. ૬
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચીત્ત અટકયુંરે. ૭

૬

હરિ આવ્યા છે નારીને વેષેરે, એને કોઇ જુઓરે;
શીવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, એને જોઇ દુઃખડાં ખુવોરે. ટેક
માત પિતા એના મનમાં વિમાસે,[1] એ ઇંહાં કયાંથી આવીરે;
અચરત સરખું સહુકોને લાગે, એતો જળની ઝારી કયાંથી લાવીરે. એ૦ ૧
ભાઇ પોતાનો તતક્ષણ ઉઠયો, આવ્યો છે મંદીર જાણીરે;
રતનબાઇ ઘરમાં વ્યાકુળ ફરે છે, લ્યો પીઓ મહેતાજીતમે પાણીરે. એ૦ ૨
પુત્રીને પરમેશ્વર જાંણી, સભાની મધ્યે આણીરે;
અંતરધ્યાન થયા અલબેલો, ત્યારે વાત તે સઘળી જાણીરે. એ૦ ૩

૧ વીમાસે=પશ્ચાતાપ કરે.

જય જયકાર થયો જુગ બધે, સહુને હરખ વાધ્યો ઘણો હઇયેરે;
માનબાઇના સ્વામીની સંગે રમતાં, એના ચરણકમળમાં રહીયેરે. એ૦ ૪

૭

મોહ્યા છે મુનીવરરાયરે, ગોરી તારે તાજુડે મોહ્યા છે મુનીવરરાયરે. ટેક
રૂપ સુકોમળ દીસે છે સુંદરી, આદ્ય ઇશ્વરી મોટી માયારે. ગો૦ ૧
આરે વેણુ તમે કયારે ગુંથાવી, સણગાર વાળ્યો સુધારીરે;
આ કંચવો [1] તમે કયાં શીવડાવ્યો, મોહી છે વ્રજ કેરી નારીરે. ગો૦ ૨
રૂમઝુમ રૂમઝુમ નેપુર [2] વાજે, ઘુઘરીઓ માંહે ઘમકેરે;
હાર ગળામાં એણીપેરે ઓપે, [3] ગગનમાં વીજળી ચમકેરે. ગો૦ ૩
લીલવટ [4] આડ કેશરની કીધી, મૃગમદ ટીલડી કરેલીરે;
આંખલડી તારી અતી અણીયાળી, લીલામાં હીંડે લાડ ઘેલીરે. ગો૦ ૪
ચંચળ દ્રષ્ટે ચાર દીશ જોતી, ચીત ચોળવાનો છે ચાળોરે;
નહીં અબળાએ મેહેતાનરસૈંનો સ્વામી,સુંદરીનું વદનનીહાળોરે.ગો૦ ૫

## રાગ સોરઠ દેશી ફેર.

૧

આવે આવે નંદજીનો લાલ, લટકે આવેરે;
વહાલે વાહી વેણુ રસાલ, મારે મન ભાવેરે. ટેક.
આંણી શેરડીએ ફુલડાં વેરાવું, ચાલી ચતુરવર આવેરે;
બહુ ગુણવંત મારે મંદીરે પધાર્યા, પ્રેમે બોલાવેરે. લટકે. ૧
હસવું ને રમવું મોહનજીનું, તે મારા રૂદીઆમે સાલેરે;
લાજ તજીને વહાલો ઉર લપટાવું, જો મારૂ ચાલેરે. લટકે. ૨
જે જે મોટાઇ દીજે મારા વહાલા, તે શોભા સઉ તમનેરે;
અમેરે વીઠલજીના વહાલા કેહેવાઇએ,એટલો લાભજ અમનેરે. લટકે. ૩
આંગણીયેરે પ્રભુ મારા આગળ, નીત પ્રતે દરશણ દેજોરે;
રામકૃષ્ણ પ્રભુ ભાગ્ય હમારાં, કુમકુમની રેખારે. લટકે. ૪

૧ કંચવો=કાંચળી, કાપડુ, ચોળી ૨ નેપુર=સ્ત્રીઓના પગનું ઘુઘરાવાળુ ઘરેણું, ઝાંઝર.
૩ ઓપે=શોભે. ૪ લીલવટ=કપાળ, ભાલ.

૨

નહીં ચારૂ મોરીરે માય, નવલખ નહીં ચારૂ;
સાથે મોકલોને બલભદ્ર ભ્રાત, નવલખ તો ચારૂ. ટેક.
વંદ્રાવનમાં વનડાં ઝાઝેરાં, તેથી ઝાઝેરા રાફ[1] હો.
ફેંણુ માંડીને મને તો ફુંફવે, હમને બહુ બીવડાવેરે સાપ. નવલખ. ૧
ત્રૈણુ ચરે ને હરિમુખ તાકે, સીંગ માંડીને સાંમી ધાયરે;
આઘેરો જવુ તારે ઉછારીરે નાખે, મને તાકીને મારે ગાય. નવલખ. ૨
ઝરમર ઝરમર મેવલોરે[2] વરસે, નદીએ આવ્યાં નીરરે;
જમુનાંજીમે જલરે ઝાઝેરાં, તાંહાં તો તણાયાની બીક. નવલખ. ૩
માતા કહે તમે સાંભળો કુંવરજી, કેમ ચાલે ધરસુત્રરે;[3]
કાલીદરામાં કાલીનાગ નાથ્યો, તમો બહુ ગુણવંતા પુત. નવલખ. ૪
માતા કેરા વચન સાંભળીને, કાંનજીને ઉતરી રીસરે;
સુરના સ્વામીના હાથમાં દડુલો,[4] તાંહાં તો ગેડી લીધીરે
જુગદીસ. નવલખ. ૫

૩

વેણી આલોરે મોહનલાલ, મોતી મારા વેણી આલો;
હું તો થઇ રહી હાલ બેહાલ, મોતી મારા વેણી આલો. ટેક.
વંદ્રાવનમાં મહીડાં વેચંતી, મારગ મલીયા મહાવ[5] હો;
આળ કરંતા પ્રભુ રહો વેગળા, મારો તુટશે નવસેર હાર. મોતી. ૧
આજ લગી કોઇ આંણે મારગડે, નહીં કોઇ દીઠડો દાંણી હો;
ગાયોરે ચરાવો બાવા નંદરાયની, તારી જાતલડી મેં જાંણી. મોતી. ૨
કઠણ વચન વદે વહુવારૂ, ચતુર આહીરડાંની નાર હો;
નરસૈંનાં સ્વામીની પરતેરે બોલી, મારોચુનીએ જડાવોને હાર. મોતી. ૩

---

૧ રાફ=રાફડો, સાપે પોતાને માટે ભોંયમાં જે દર પાડ્યું હોય તે. ૨ મેવલો=મેહુલો, મેહ, વરસાદ. ૩ ધરસુત્ર=ગૃહસ્થાશ્રમ ચલાવવાનું સાધન. ૪ દડુલો=મોટી દડી, ૫ મહાવ=ભગવાન.

## કેદારાના કીર્તન.

રાગ કેદારો પોઢયાનો.

પદ—૧

પોઢે સુખ સેજ સીતારામ, આનંદ કંદઅયોધ્યા નાએક;
જાનકી ભુજ વામ, પોઢે સુખ સેજ સીતારામ. ટેક.
કનક મંદીર પુષ્પ સજ્યા, કોટી એક ઉદીયો ભાણ;
દેવતા સબ ચોકી આએ, સનમુખ શ્રી હનુમાન. પોઢે સુખ-૧
શેષ શંકર કરત કીરતન, રટત નીશદીન નામ;
ગર્વ ગંજન[1] રામ રાઘો, સકલ પુરણ કામ. પોઢે સુખ-૨
સરજ્યુ તીરે અયોધ્યા નગરી, તાંહાં બીરાજે રામ;
કૌશલ્યા નંદન જગત વંદન, રામ સુંદર શ્યામ. પોઢે સુખ-૩
ચોવા ચંદન અરગ[2] કુમકુમ, કનક ડબો ભરી પાન;
દાસ તુલસી લીએ ઠાડે, ખાના જાત ગુલામ. પોઢે સુખ-૪

પદ—૨

માનજો મહારાજ, મજરો માનજો મહારાજ;
વંદ્રાવનમાં ધેન ચારી, બ્રીજ કીયો હે નીહાલ. ટેક.
દ્રુપત સુતાકો[3] ચીર વધાર્યો, ને ઉગાર્યો ગજરાજ;
વીભીક્ષણકુ લંકા દીની, ધ્રવને અવીચલ રાજ. મજરો માનજો. ૧
પ્રેહેલાદની તમે પ્રતીજ્ઞા પાળી, એવા દીનદયાળ;
સુરકે પ્રભુ પોઢીયાએ, તુમ કીજો લીલવીલાસ. મજરો માનજો. ૨

પદ—૩

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ;
બાનાને માટે જો દુઃખ દેશો, તો કોણ જપે તારો જાપ. ટેક.
રોઇદાસની તમે પાતરી[4] લીધી, ના જોઈ જાત ને ભાત;
સેનાને માટે સનમુખ રહીને, નાઇ[5] કહેવાયા નાથ. પ્રભુતારા-૧
પ્રેહેલાદની તમે પ્રતીજ્ઞા પાળી, સ્થંભમાં પુર્યો વાસ;
તાતી કઢા સીતળ કીધી, સુધનવાને કાજ. પ્રભુતારા-૨

૧ ગંજન=નાશ કરનાર. ૨ અરગ=અગરબત્તી. ૩ દ્રુપતસુતા=દ્રુપત રાજાની દીકરી દ્રુપદિ. ૪ પાતરી=દેવને ચઢાવવાનાં ફુલ પાંદડામાં માળીએ બાંધી આપેલાં તે "ફૂલપાતરી" ૫ નાઇ=હજામ.

પંચાળીના[1] પટકુળ પુર્યા, ને રાખી સભામાં લાજ;
સાહેરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ.[2] પ્રભુતારા-૩
ઝેહેર હતાં તે અમૃત કીધાં, આલ્યાં મીરાંને હાથ;
મ્હેતાને મંડળીક મારવાને આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત. પ્રભુતારા-૪
ભકતોનાં તમે સંકુસ્ટ ભાગ્યાં, ત્યારે દ્રઢ આવ્યો વીશ્વાસ;
તુલસીના સ્વામીને કહુ કરજોડી, જે પુરો અંતરની આશ. પ્રભુતારા-૫

પદ-૪

ભજનકો પરતાપ, એસો હરિ ભજનકો પરતાપ;
નીચ પાવે ઉંચ પદવી, બાજતે નીશાણ. ટેક
અધમ ભીલડી જાત ગુણકા, ચઢી જાત વૈમાન;
નીચકુળ ઓર ઉંચ પદવી, તરત હે પાષાણ. એસો હરિ-૧
રાવણકે દશ મુસ્તક છેદે, કરગ્રહી સારંગપાણ;
વીભીક્ષણકુ લંકા દીની, ભકત અપનો જાંણ. એસો હરિ-૨
ચલત તારા ચલત મેરૂ, ચલત શશી અરૂ ભાંણ;
દાસ ધ્રુને અવીચલ પદવી, રામકો દીવાન. એસો હરિ-૩
નીગમ[3] જાકી સાખ બોલે, સુણો સંત સુજાણ;
દાસ તુલસી સરણે આયો, રાખી લો ભગવાન. એસો હરિ-૪

પદ-૫

કેતે ગએ જખમાર, ભજન વીના કેતે ગએ જખમાર
કંઠેમાળા તીલક બનાયો, ઠગ ખાયો સંસાર. ટેક
પ્રભાતે ઉઠી નાવત ધોવત, કરત આચાર વિચાર;
દયા ધરમકો મરમ ના જાંણે, સો કહીએ ચંડાળ. ભજન વીના-૧
પાપ પુન્યકો ભેદ ના માંણે, લોભકી લેહેરી લગાવ;
સુરદાસ ભગવંત ભજનવીના, નીત્યનીત્ય જમકો દાવ. ભજન વીના-૨

પદ-૬

પોઢે હરિ રંગ મેહેલ ગોવીંદ;
રાધકા સંગ શરદ રહેણી, ઉદીત પુનમ ચંદ. ટેક

૧ પંચાળી=દ્રુપદિ. ૨ ગજરાજ=મોટો હાથી. ૩ નીગમ=વેદ.

વીવીધી ચિત્ર વચીત્ર ચીત્રીત કોક કોટીક ફંદ;
નીરખી નીરખી વીલાસ વીલસત, દેવતા રસકંદ. પોઢે હરિ—૧
મલય[1]ચંદન અંગ લેપન, પરસ્પર આનંદ;
કુસુમ વિઝણે વાયુ ઢોળે, સજની પરમાનંદ. પોઢે હરિ—૨

પદ—૭

સેજલડી સંભાળ, સખીરે તું સેજલડી સંભાળ;
જાઇ જુઇ ચંપો માલતીરે, પાડર વેલ ગુલાબ. ટેક
વદન વાલી કેતકીરે, કરલે કીંકર ડાર;
કમળ નેન કીશોર મુરત, આયે જદુપતિ રાય. સખીરે-૧
કુસુમ સજ્યાયે ગેંદુઆરે[2], પોઢે જદુપતિ રાય;
દાસ મીરાં લાલ ગીરધર, ચરણ કમલ બલીહાર. સખીરે-૨

## કબીર સાહેબના શબ્દ રાગ મંગલ.

સાખી.

કલ્પતરૂ તળે કોઈ જન બેઠો, ક્ષુધા ખુબ પીડાણી;
નહીં કલ્પ એ બાવળીઓ, કે ભાગ્ય રેખ ભેળાણી.

પદ—૧

ચલો સતગુરૂજી કે હાટ; જ્ઞાન બુધ લાઇયે;
લીજે સાહેબકો નામ, પરમ પદ પાઇએ ૧
સાહેબ સબકછુ દીન, દેવે કછુ ના રહ્યા;
તુમહી અભાગણી[3] નાર, અમ્રત તજ વખ પીયા. ૨
ગઇતી પીયાજીકે મેહેલ, પીયા સંગે ના રચી;
તેરે હીરદે કપટ રહ્યો છાંહ્ય, કુમત લજ્યા વસી. ૩
જો ગુરૂ રૂઠે[4] હોય તો, તુરત મનાઇયે;
હો રહીએ દીન આધીન, ચુક બકસાઇયે. ૪
સત ગુરૂ દીન દયાલ, દયા દીલહે રહે;
તેરે કોટ કરમ કટી જાય, પલક ચીત ફેર હે. ૫

૧ મલય=મલીઆગીરી. ૨ ગેંદુઆ=ગાદલાં. ૩ અભાગણી=જેનું ભાગ્ય સારૂં નહીં તેવી સ્ત્રી. હીણભાગી, કમનસીબ, ભાગ્યહીન. ૪ રૂઠવું=ગુસ્સે થવું, કોપ કરવો, નાખુશથવું.

ભલો બન્યો હે સંજોગ, પ્રેમકા ચોલના;
તન મન અરપ્યો શીશ, સાહેબ હશી બોલના. ૬
કેહેત કબીર સમજાય, સમજ હીરદે ધરો;
યુગન[1] યુગન કરો રાજ, કે દુરમત પરહરો. ૭

પદ—૨

પીયર[2] રહીરે ભુલાય, ઘણા દીન બાપકે;
કર સત ગુરૂકો સંગ, ચલી ઘર આપકે. ૧
મામા મીલ્યારે મોસાળ, ભુવા[3]દશ બેનડી;
તજ સખીએનકો સંગ, કે સનમુખ હોય ખડી. ૨
માતા પિતા સુત, વીર તજે પરિવારકુ;
ઉભા મેલ્યા લોક, ચલી ભવ પારકુ. ૩
બોહોર મીલના હોય, પીહેરકે લોગસે;
ચલી હે અપને દેશ, પુરવ લે જોગસે. ૪
લાંઘ્યાં અવઘટ ઘાટ, કમલદલ છેદીયા;
ભમર ગુફાકે ઘાટ, નીરંજન ભેટીયા. ૫
ચઢી હે કળસપર, જાય અગમ ઘર ગમ કીયા;
નીરાધાર નીરલેપ, પ્યાના વાહાં દીયા. ૬
અગમ મેહેલમેં જાય, મીલે હે પીઉંકું;
હો રહી બ્રહ્મ સ્વરૂપ, કે પરહર જીવકુ. ૭
અધર દીપ અસ્થાન, પુરસ એક સાર હે;
સાચી કહે કબીર, સોઇ ભરથાર હે. ૮

પદ—૩

અખંડ સાહેબજીકો નામ, ઓર સબ ખંડ હે;
ખંડીત મેરૂ સુમેરૂ, ખંડીત બ્રહ્માંડ હે. ૧
તીરથ વ્રત ધન ધામ, માય સબ દ્વંદ[4] હે;
લખરે ચોરાસીકો જીવ, પડયો જમ ફંદ હે. ૨
જેને સાહેબસુ હેત, સોહી નીરબંધ હે;
જેને સંતનકો સંગ, સદા આનંદ હે. ૩

૧ યુગન=આર્યોએ બાંધેલા ચાર કાળ, યુગ ૨ પીયર=પિતૃગૃહ, મહીયર, અને માબાપનું ઘર ૩ ભુવા=ફુવા ૪ દ્વંદ=ફીતુર, જુઠુ.

ચંચળ મન થીર રાખ્ય, વાહી ભલ રંગ હે;
ઉલટ નીકટ ભરી પીવે તો, અમ્રીત ગંગ હે. ૪
દયા ભાવ ઘટ રાખ્ય, ભક્તિકો અંગ હે;
કહે કબીર ચીત ચેત્ય, જગત પતંગ હે. ૫

પદ-૪

પ્રગટે શ્રી કૃષ્ણ મોરાર, ભગત હેત કારણે;
મથુરાં લીયો અવતાર, ગોકુળ ઝુલે પારણે. ૧
તીથી અષ્ટમી બુધવાર, ભાદો વદકી કરી;
રોહણી નક્ષેત્ર અધરાત, જનમ લીયો સુભઘડી. ૨
ધન્ય દેવકીજી[1] વસુદેવ, તીહાં હરિ અવતરે;
ધન્ય જસોદા[2] બાવાનંદ, મેહેર કરી પગ ધરે. ૩
તીહુ પુર ભયો હે આનંદ, સુરનર જે જે કરે;
દુંદુભી બાજત નીશાન, પુષ્પ વરખા કરે. ૪
બ્રીજવાસી કર કળસ, ગોરસ ભરી લાવહી;
દધી કાદવ નંદદ્વાર, સો કીચ મચાવહી. ૫
વાજત તાલ મરદંગ, ચંગ વેણુ વાંસળી;
નાચત ગોપી ગોવાળ, ગોવીંદ ગુણ ગાવહી. ૬
જસોમતી ચીર પહેરાય, સો નવરંગ ગોવાળણી;
સુંદર વદન વીલોકી[3], ચકીત થઇ ભામની. ૭
શંકર ધરતહી ધ્યાન, સો ગોદ ખેલાવહી;
બ્રહ્મા વાંચત વેદ, સો પારણે ઝુલાવહી. ૮
શ્રી બળભદ્રજીકે વીર, અસુર કુળ ખંડના;
ભક્તવચ્છલ પ્રતિપાળ, જાદવકુળ મંડના. ૯
શ્રીપતિ શેષ ગણેશ, સારદા ગુણ ઑચરે;
શો મુખ ચંબત[4] જસોદા, મોહીત આનંદ ભરે. ૧૦
શ્રી નંદલાલ ગોપાળ, ચરણ ચીત લાવહી;
હરિજન મંગલ રૂપ, ગોવીંદ ગુણ ગાવહી. ૧૧

૧ દેવકીજી=કૃષ્ણ ભગવાને જેને પેટે જન્મ લીધેલો તે સ્ત્રી ૨ જસોદા (યસોદા) =ગોકુળના નંદનામના ગોવાળીયાની સ્ત્રી ૩ વીલોકી=નીહાળી ૪ ચંબત=બચ્ચી કરે

પદ—પ

સત ગુરૂ દીન દયાળ, કાળ ભય મેટીયાં;
પાયો દીપક જ્ઞાન, અમર વર ભેટીયાં. ૧
જો કછુ દેખ્યા ચાહો, ચલો સત સંગમે;
ઉનસે કરહો સનેહ, મીલો ઉસ રંગમે. ૨
અવીગત અગમ અભેવ, અખંડીત પુર હે;
ઝીલમીલ ઝીલમીલ, હોય સદા બહુ નુર હે. ૩
ઇંગલા પીંગલા સાધ, એહી એક ખ્યાલ હે;
ચંદ્ર ભાન ગમ નહીં, તાંહાં મેરો લાલ હે. ૪
કહે કબીર સમજાય, સમજનર બાવરા;
હંસ[1] ગયે સતલોક, ઉતર ભવસાગરા. ૫

પદ—૬

નામ જપ મન નામ જપ મન, નામ જપ મન બાવરા;
સાહેબસેં સાચી પ્રીત કરી લ્યો, છોડો કપટ છલ બાવરા. ૧
પ્રીત સાચી સોહી કહીએ, તન મનસેં નીજ હોયરે;
ઓર પ્રીત તેરે કામ નહીં આવે, જેમ ડારે કસુંબા રંગ ધોઇરે. ૨
બીના સતગુરૂકે પ્રાણી જગતમે, કયા ભયે સુંદર રૂપરે;
બીના બાસકે ફુલ કહીએ, બીના નીર જેમ કુપરે. ૩
જાકુળ ભક્તિ ના હોય કબહુ, સોઇ જનુની ભઇ વાંઝરે;
જેસે સુરજ ઉગે આથમે, એમ રજની ભઈ સાંજરે. ૪
મરહટ[2] જેસો ઘર લાગ્યો, જાઘેર ભજન ના હોયરે;
એકે ઘડી નહીં નામ લીનો, રહે મુદડાસેં સોયરે. ૫
ભોર ભયે ઉઠ સુવત જાગે, ધંધામાં લાગ્યો ધાયરે;
ભુત સેવા કરત ફીરે, ઉને નહીં વીસરામરે. ૬
ધણીકુ વીસારી દીનો, ભુલ્યો આઠો જામરે;[3]
મનખ્યા સરખી દેહી પાઇ, ભકિત વીના બે કામરે. ૭
સંત સંગત કબહુ ના કીનો, ભજે નહીં સત નામરે;
સો નર ખર કુકર તોલે, ઇસ બીધી ભોગવે પાપરે. ૮

૧ હંસ=જીવ, આત્મા ૨ મરહટ=મસાણ શમશાન ભુમી. ૩ જામ=પહોર

જીવ મારી માંસ ભક્ષે, ઇનકો કોન હવાલરે;
જમ દુવારે માર પડે, જેમ લોહા ઘડત લુહારરે. ૯
રચત તોકુ વાર લાગી, દેખો સમજ વિચારરે;
એક ઘડીમાં ઘાત કીનો, કયું નહી કીનો સંભાળરે. ૧૦
તનક જીભ્યા કે સ્વાદ કારણે, બીગાડયો પરલોકરે.
ઓર ચુક તોરી માફ હોવે, કઠણ જીવકું દોષરે. ૧૧
શીવ વીરંચી શકિત સેવે, તોય ન હોયે તેરી મુકિતરે;
નરક ખાનીકે જીવ હોવે, અપની કમાણી પ્રાણી ભુકિતરે. ૧૨
કહી હમારી જુઠ માનો તો, સમજ ગીતા[1] લેવરે;
કૃષ્ણ જાકી સાખ બોલે, મોકુ દોષ મત દેવરે. ૧૩
પશુ પંખી ઓર દેવ મુની, સબ પડે મોહકે ફંદરે;
મોહસેં કોઇ બચત નહીં, કરે કોટી ઉપાયરે, ૧૪
તીરથ વ્રત ઓર જોગ જપ તપ, તોય ન છુટે જમ ફંદરે;
દયા ભકિત ઓર નામકુ જપો, છુટે સકલ જમ દંડરે. ૧૫
માતા પીતા સુત નાર સંપતી, એ નહીં આવે તેરે કામરે;
બીન સતગુરૂ પસ્તાયગો પ્રાણી, જબ નીકસેં તારો પ્રાણરે. ૧૬
મેટો દુબધા મીલ્યો ધણીસેં, ધોખા કબહુ ના હોયરે;
અધમ ઓધારણ નામ સતગુરૂ, સો નીશ્ચે કરી જાણરે. ૧૭
કહે કબીર સત નામ સુમર લ્યો, કબહુ ના હોયે તેરી હાણરે;
યુગન યુગન કે કરમ કટે, કહ્યું હમારૂં માનરે. ૧૮

૭

નામ દીપમાં જે બસેરે, તનકુ પારસ લાય;
પારસ પરમનું ધ્યાન હે, મોકુ સતગુરૂ દીયોરે બતાય.
નામ ચીત લાઇએ. ટેક.
ભાવ વીના ભગ્તીના ઉપજેરે, પ્રેમ વીના પરસન ના હોય;
સંત સંગત વીના ના મલે, તમે ઝાંખી મરો જન કોઇ. નામ૦ ૧
મન જાંણે પારસ દીયો, મોકુ સતગુરૂ ભયોરે સહાય;
કેંણી રેંણી તો કુચ નાંહી, જેસે વાંઝણી[2] મંગલ ગાય. નામ૦ ૨

૧ ગીતા=ઉપદેશાત્મક કથા, જેમા જ્ઞાન બોધ હોય તેવો ગ્રંથ.
૨ વાંઝણી=પ્રજા નથતી હોય એવી સ્ત્રી.

વણુ ભેદે પારસ કરે, સાખી પદ ઉનમાન;[1]
વન પાયે પરચો કરે, સો તો જમપુરી જાય નીધ્યાન. નામ૦ ૩
પથ્થર પર બીજ ડાલ કેરે, બુવે સો પીસ્તાય;
જમકા ચોર કેહાવહી, જે જન જાણીબુજી[2] વખ ખાય. નામ૦ ૪
સંત સંત સબકો કહેરે, સંત ન ચીને કોઇ;
સંત સોહી સત જાણીયે, જે કોઇ ભેદી અનહદ હોય. નામ૦ ૫
ત્યાગ ત્યાગ સબકો કહેરે, એસો લેઇ ઉનમાન;
ત્યાગી સોહી સત જાંણીએ, જે કોઇ નીજ અક્ષર નીરવાણ. નામ૦ ૬
ખટ કમલમાં પેખી લ્યો રે, સોહી નામ નીજ સાર;
સોહી અક્ષર તમે સાધીલ્યો, તમો સહીયર ઉતરોની પાર. નામ૦ ૭
ચોરાસી જમ ડારકે રે, માયા કરમકી દોર;
કાળ કઠણ જમ ઘેરસે, તમો કાયકુ કરતની હોડ. નામ૦ ૮
ચોરાસી ઘર મીટકે રે, જો પાવે પદ નીરવાણ;
સુરત સોહાગણ પરખીલ્યો, તમો સતલોક કરોને પીયાણ. નામ૦ ૯
ભવસાગર કે જીવકુ રે, બોહોત કહયો સમજાય;
દાસ કબીર સત કેહેત હે, તમો દેખોને શબ્દ અરથાય. નામ૦૧૦

## રાગ કાફી.

### સાખી.

મળીયું ધન તોએ મોજ ન માણી, કહુ કરમની કાંણી;
કાંતો ભાગ્ય બીજાંનું ભળીયું, કાંતો ખોટી કમાણી. ૧

પદ-૧

કોણ કરે જંજાળ, જુગમાં જીવન થોડા;
માત પિતાયે જનમ દીયોહે, કરમ દીયો કીરતાર. ટેક
માટીરે ચુન ચુન મેહેલ બનાયા, અંધ કહે ઘર મેરા;
કોઇ મરે દશ વીસ વરસમાં, કોઇ મરે બાળા ભોળા. જુગમાં૦ ૧
કોઇ ઉતરે રતનાગર સાગર, તો કોઇ ઉતરે ભવ પારા;
કેહેત કબીર સુણો ભાઇસંતો, જુઠડી દેહીકો ખ્યાલ. જુગમાં૦ ૨

---

૧ ઉનમાન=આશરે, દીશાવગર. ૨ જાણીબુજી=ખાત્રી હોવા છતાં, પુરૂંજ્ઞાન છતાં.

૨

તેં હરિ નામ વિસાર્યા રે, હો મન મુઢ ગમાર;
ચલના દુર ને અબ કયારે થાકયો, પંથ ખાંડે કેરી ધારા હો. ટેક
છાડ કુટીલતા ને ભજીલે રામકુરે, એ મત લેજો હમારા. હોમન. ૧
અજહુરે ચેતથયો કયું ગાફેલ,[1] અજુ કછુ કરીલે સંભારા. હોમન. ૨
કેહે કબીર સુણો ભાઇ સંતો, તબ ઉતરેગો ભવપારા. હોમન. ૩

૩

ઉઠી ચલ્યો અબધુત,[2] મઢીમે કોઇ ના મલેરે;
પંથી હુતા તે પંથ ચલે ગયા, મઢીમાં પડ રહી ભભુત.[3] ટેક
કાયા મઢુલી જંગલમાં ચલેગી, હો ગઇ લુટયારે લુટ. મઢીમે. ૧
માત પિતારે તેરો કુટુંબ કબીલો, એ સબ રોવે જુઠ. મઢીમે. ૨
કેહેત કબીર સુણો ભાઇ સંતો, તુટી ગયોરે ધરસુત. મઢીમે. ૩

૪

કાહેકુ દેહ ધરી, ભજન વીના કાહેકુ દેહ ધરી;
ખાઇ ખાઇને તું બેર બેર સુતો, સમર્યા ના એકઘડી. ટેક
ગરભવાસમાં ભકિત કબુલી, બાહેર બુદ્ધી ફરી;
સંતકી સંગત કબહુ ના કીની, ગુરૂ સેવા ના કરી. ભજન વીના. ૧
ભુખેકુ ભોજન કબહુ ના દીનો, મુરખ મમતા કરી;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, મીથ્યા જનમ ધરી. ભજન વીના. ૨

---

## નાથ કેસે ગજકો બંધ છોડયો એ રાગના કીર્તન.

સાખી.

ચીંતામણી મળી પણ તોસે, ચીંતા નવ ઓલાણી;
નહીં ચીંતામણી નક્કી એ પથરો, વસ્તુ નવ ઓળખાણી. ૧

પદ-૧

નાથ કેસે ગજકો બંધ છોડાયો, એહી અચરજ મોહે આયો. ટેક.

---

૧ ગાફેલ=બેભાન, અસાવધ, બે ખબર. ૨ અબધુત=જોગી, બાવો વેરાગી.
૩ ભભુત=ભરમ, યજ્ઞ હોમની રાખ, રાખોડી,

ગજ ઓર ગ્રાહ લડે જળ ભીતર, લડત લડત ગજ હાર્યો;
તલભર સુંઢ રહી જળ ઉપર, તબ હરિનામ પોકાર્યો. નાથ. ૧
છાંડી પાવડી પ્યાદલ દોડે, ગરૂડકું વેગે બોલાયો;
જળ ડુબત ગજરાજ ઉગાર્યો, વૈકુંઠ ધામ પોહોચાયો. નાથ. ૨
જલત અગનમે પ્રેહેલાદ ઉગાર્યો, અંગ તાપ નહીં આયો;
થંભ ફોડ હરણાકંસકુ માર્યો, નરસીંહ રૂપ ધરાયો. નાથ. ૩
સવરીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો;
દુર્યોધનકા મેવા ત્યાગી, ભાજી વીદુર ઘેર પાયો. નાથ. ૪
કૌરવ પાંડવ યુધ્ધ રચ્યો હે, કૌરવકો માર હઠાયો;
ભરી સભામાં લજ્જા રાખી, દ્રુપદિકો ચીર પુરાયો. નાથ. ૫
ધન્ય અયોધ્યા ધન્ય હે જનકપુર, ધન્ય જનની જીન જાયો;
ધન્ય ધન્ય ભાગ્ય રાજારે જનકકો, દશરથ સબંધી પાયો. નાથ. ૬
સાત સખી મલી મંગલ ગાવે, રેશમ ગાંઠ ઘોરાયો;
છુટત નાહીં સીતાજીકો કંગનો[1], શીસ બીધ ધનુસ ઉઠાયો. નાથ. ૭
ધનુસ તોડી સીતાજીકુ પરણે, ભુપ અયોધ્યાકો રાયો;
તુલસીદાસ આશ રઘુવરકી, ચરણ કમળ લપટાયો. નાથ. ૮

પદ–૨

તુલસીને પત્ર તોલાયા, નાથ તમો તુલસીને પત્ર તોલાયા;
એવા ગુણુરે ગોવીંદના ગવાયા, નાથ તમો તુલસીને પત્ર તોલાયા. ટેક.
બોડાણે બહુ નામીને સમર્યા, બોલડીયે બંધાયા;
મેહેર કરી મહારાજ પધાર્યા, ડાકોરમાં દરસાયા. નાથ તમો. ૧
ગુગળીઓ[2] સઉ સોધવા લાગ્યા, અધવચમે અટકાવ્યા;
વહાલામાં વહાલાએ વેર કરાવ્યું, સાંન કરીને સંતાયા. નાથ તમો. ૨
સોના બરાબર મુલ કરાવ્યું, વાલ સવાયે તોલાયા;
બ્રાહ્મણને ભુલાપણુ આપી, ને શેવકને વશ થયા. નાથ તમો. ૩
ગુજરાત મધ્યે રચીરે દવારકાં, વેદ પુરાણે લખાયા;
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચારે જુગમાં ગવાયા. નાથ તમો. ૪

---

૧ કંગનો=કડકો. ૨ ગુગળી=ગુજરાતી બ્રાહ્મણમાં એક જાત છે. ઘણું કરીને એ મંદીરમાં પુજારી હોય છે જેને હાથે છુટે નહીં અને જે પૈ પૈને માટે ઝેર ખાય તેવા પુરૂષ.

પદ—૩

નાથ તમો જાણુત હો સબ ઘટકી, મીરાં ભક્તિ કરે પરગટકી. ટેક.
નાહી ધોઇ મીરાં સુમરણુ કરતી, સેવા કરે સીતા વરકી;
શાલિંગ્રામકુ[1] ચંદન ચઢાવે, ભાલ તીલક બીચ ટપકી. નાથ૦ ૧
હરિમંદીર મીરાં દરશણુ આવે, તાલ બજાવે ચપટી;
પાયે ઘુઘરડી રૂમઝુમ વાગે, લાજ રાખો ઘુંઘટકી. નાથ૦ ૨
વીષનો પ્યાલો રાણાજીએ મોકલ્યો,સાધુ સંગાથે મીરાં અટકી;
કરી ચરણામૃત પી ગયાં મીરાં, વીષ બની અમરતકી. નાથ૦ ૩
સુરતા બાંધી ચાલી એક દોરા, શીર ગાગેરપર મટકી;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરત બની જેસી નટકી[2]. નાથ૦ ૪

પદ—૪

વાતોમાં વીતી ગયોરે, જનમારો સારો વાતોમાં વીતી ગયોરે;
મુખે કબહુ ના રામ કહ્યોરે, જનમારો સારો વાતોમાં વીતી ગયોરે. ટેક.
દશ વરસ ખેલનમાં ખોયો, વીસમાં રંગ ભયોરે;
ત્રીસ વરસ ત્રીયામુખ નીરખ્યાં, જોબન અંધ ભયોરે. જનમારો. ૧
ચાલીસે ધન માયાએ ભુલ્યો, દેશ વીદેશે ફર્યોરે;
પચાસે કંપ વાયુમાં ઘેર્યો, અબ તુમ ખાટ પડયોરે. જનમારો. ૨
ભાઇ બંધવ સબ કુટુંબ કબીલા, એસો ઠાઠ બન્યોરે;
અંત સમે તું જાય એકલો, ખાલી હાથ ચલ્યોરે. જનમારો. ૩
કાહા લાયો તુમ કાહા લેઇ જાઓગે, કાહા તેં પુણ્ય કીયોરે;
તુલસીદાસ પ્રભુ રેણુકા[3] સ્વપનો, તો સીતારામ ના કહ્યોરે. જનમારો. ૪

પદ—૫

વાગ્યાં હોય તે જાણે, રામબાંણુ વાગ્યાં હોય તે જાંણે;
પેલા મુરખ મનમે ન આંણે. ટેક.
ધ્રુવજીને વાગ્યાં પ્રેહેલાદને વાગ્યાં, તો ઠરીને બેઠાં ઠેકાણે;
શુકદેવજીને વાગ્યાં ગર્ભવાસમાં, લખીયા છે વેદ પુરાણે. રામબાંણુ. ૧
મીરાંબાઇ ઉપર ક્રોધ કરીને, રાણોજી ખડગજ[4] તાણે;
વીષના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા, અમ્રીતને ઠેકાણે. રામબાંણુ. ૨

૧ શાલિગ્રામ=વિષ્ણુ, કાળો લીસો અને કાણાવાળો જે ગોળ પત્થર વિષ્ણુ તરીકે પુંજાય છે તે. ૨ નટ=વેષ ભજવનારો, દોરડા ઉપર ખેલ કરનાર બજાણિયો. ૩ રેણુ=રાત. ૪ ખડગ=સમશેર, તરવાર.

મોરૂધ્વજ રાજાનું મન હરવાને, હરજી આવ્યા તે ટાંણે;
મુસ્તક ઉપર કરવત મુકયું, તો પુત્ર પત્ની બેઉ તાણે. રામબાંણ. ૩
નરસેં મ્હેતાની હુંડી શીકારી, ખેપ ભરી ખરે નાણે;
અનેક ભગતની લજયારે રાખી, તો ધનો ધીરજ મન આંણે. રામબાંણ. ૪

પદ—૬

ચાકર રાખોજી શાંમળીઆ ગીરધારી, લાલ ચાકર રાખોજી. ટેક.
ચાકર રહીસું બાગ લગાઇસું, નીત ઉઠી દરશણ પાઇસું;
વંદ્રાવનકી કુંજ ગલનમાં, ગોવીંદ લીલા ગાઇસું. લાલ. ૧
ચાકરીમાં દરશણ માગું, સુમરણ માગુ ભકતી;
ભાવ ભકિત જાગીરી માગુ, તીનો બાતાં સરખી. લાલ. ૨
મોદી પુછે મદન મોહનજી, કયા તમે મહીના પાયા;
તીન લોક જાગીરી પાયા, નીરભે પટા લખાયા. લાલ. ૩
જોગી આયા જોગ કરંતા, તપ કરને સન્યાસી;
રામ ભકતકે સાધુ આએ, શ્રી વંદ્રાવનકે વાસી. લાલ. ૪
ઉંચે ઉંચે મેહેલ બનાવું, બીચ બીચ મેલું બારી;
શામળીઆકે આગે નાચુ, પહેરી પીતાંબર શાડી. લાલ. ૫
મોરમુગટ પીતાંબર સોહીએ, ગળે વૈજયંતી માળા;[1]
વંદ્રાવનમાં ધેન ચરાવે, મોહન મોરલીવાળા. લાલ. ૬
ચોકા[2] દેવું ઝાડું કાઢું, ગોબર ઉઠાવું વાસી;
સાંજ સવારે જલ ભરી લાવું, સબ સંતનકી દાસી. લાલ ૭
મેં અપરાધી જનમો જનમકી, હરિ ચરણે ચીત રહીએ;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરલાલ, ગોવીંદના ગુણ ગાઇએ. લાલ ૮

સાખીઓ.

શબ્દગુરૂ હમારે જીવણા, દેહકે દવારકાંદાસ;
નાહાના નીકટ બોલાયકે, સ્વાંગ દીયો સુખરાસ. ૧
ગામ હમારો દરાપુરા, સાંઇ હમારા રામ;
સદગુરૂ જીવણ દાસજી, પારેખ ધરીયા નામ. ૨

---

૧ વૈજયંતીમાળા=કાળી તુલસીની માળા. ૨ ચોકા (ચોકો)=અબોટ, છાંણ માટીથી લીપી જમીન પવિત્ર કરવી તે.

# આશાવરી રાગના કીર્તન.

## આશાવરી રાગની સાખી.

આશાવરી ઉરમી ભલો, કોઇ જો સમજે સુજાણ;
આશાવરી જબ જાંણીએ, તબ કહીએ ના આપ વખાણ. ૧

### પદ-૧

પ્રાણ થકી મુને વૈષ્ણવ વહાલા, રાત દીવસ રૂદે ભાવુંરે;
તીરથ તજી વૈકુંઠ સુખ મેલી, મારા વૈષ્ણવ હોય ત્યાં જાઉંરે. ટેક
અમરીસ મુજને અતીસે વહાલો, દુરવાસે મન ભંગ કીધારે;
મેં મારૂ અભામાન તજીને, દશવાર અવતાર લીધારે. પ્રા૦ ૧
ગજને કાજે હું પાળો પડીયો[1], વૈષ્ણવની શુધ લેવારે;
ઉંચ નીચ હું કાંઇ નવ જાણું, મુજને ભજે તે મુજ જેવારે. પ્રા૦ ૨
લક્ષ્મીજી અરધાંગના[2] મારી, તે મારા વૈષ્ણવની દાસીરે;
સકલ તીરથ મારા સંતોને ચરણે, કોટ ગંગા કોટ કાશીરે. પ્રા૦ ૩
વૈષ્ણવ ચાલે ત્યાં આગળ ચાલુ, વૈષ્ણવ સુવે ત્યાં જાગુરે;
જે મારા વૈષ્ણવની નીંદા કરે, તેનું કુળ સહીત હું ભાગુંરે. પ્રા૦ ૪
વૈષ્ણવનું બાંધ્યું મેં નવ છુટે, મુજ બાંધ્યું વૈષ્ણવ છોડેરે;
એકવાર વૈષ્ણવ મુજને બાંધે. તે બંધન નવ તુટેરે. પ્રા૦ ૫
બેઠા ગાય તો ઉભો સાંભળુ, ઉભા ગાય તો હું નાચુંરે;
વૈષ્ણવ જનથી ક્ષેણું નથી અળગો, ભણે નરસૈંયો સાચુંરે. પ્રા૦ ૬

### પદ-૨

વૈષ્ણવ જનતો તેને કહીએ, પીડ પરાઇ જાણેરે;
પર કાજે ઉપકાર કરે, મનમાં અભિમાન ન આણેરે. ટેક
સકલ લોકમાં સૌને વંદે, નીંદા ન કરે કોઇનીરે;
વાચ કાછ[3] મન દ્રઢ કરી રાખે, ધન જનેતા તેનીરે. વૈષ્ણવ ૧
માયા મોહ વ્યાપે નહીં જેને, દ્રઢ વૈરાગ જેના મનમારે;
રામ નામની તાલી લાગી, સકલ તીરથ એના તનમાંરે. વૈષ્ણવ ૨

---

૧ પાળો પડીયો=( પાળો=પગે ચાલીને જવું+પડીયો=ગયો )=પગે ચાલીને ગયો.
૨ અરધાંગના ( અર્ધાગના )=પરણેલી સ્ત્રી, પત્નિ. ૩ કાછ=કાછડો, કાછોટો, કચ્છ,

વણ લોભીને તૃષ્ણા ત્યાગી, પર નારી મન માતરે;
જીભ્યાએ અસત્ય નવ ભાખે, પરધન ઝાલે ન હાથેરે. વૈષ્ણવ ૩
કુડ કપટ છળભેદ રહીત છે, કામ કરોધને વારેરે;
ભણે નરસૈંયો તેનું દરશણ કરતાં, કુળ ઈકોતેર તારેરે. વૈષ્ણવ ૪

પદ ૩.

જેહેને બાનુ શામળીઆનું, તેહેને જમ શું કરશેરે;
છાપ તીલક કંઠે તુલસીની માળા, જમ જોઇ પાછા વળશેરે. ટેક.
આન દેવના જેરે ઉપાસી, ના રહીએ તેની પાસેરે;
પોતે પડે સામાને પાડે, તે સાકુતડાં કેહેવાસેરે. જેહેને. ૧
ઉઠતાં બેસતાં હરતાં રમતાં, મુખે હરિ હરિ કહેસેરે;
જનમો જનમનાં પ્રાશ્ચીત જાશે, તેનું હરિ ચરણે ચીત રહેશેરે. જેહેને. ૨
જેહને વર વર્યો વીઠલજી, તેને બીજો વર કેમ ગમશેરે;
નરસૈંયાના સ્વામીની ભકિત વીના, તે લખચોરાસી[1] ફરશેરે. જેહેને. ૩

પદ ૪.

વહાલારે મુને વૈષ્ણવ વહાલા, હરિના દાસ તણો હું દાસરે;
અનંત કોટ બ્રહ્માંડ તણા પતિએ, મારા રૂદીઆમાં પુર્યો વાસરે. ટેક.
વૈષ્ણવ કેરાં એહજ લક્ષણ, પણ[2] પ્રતીત કંઠે તુલસીની માળારે;
વૈષ્ણવ કેરો ભેખ દેખીને, જમકંકર નાસે તતકાળરે. વ० ૧
ઉંચા મંદીર સપત ભોવનનાં, ચોક ચીત્રામલ મોહન વેલ;
વૈષ્ણવ જન વિશ્રામ ન પામે, તે ઘર વેહેતે પુરે મેહેલ. વ० ૨
વૈષ્ણવ કેરી એક મઢુલી[3], તે આગળ સાં વૈકુંઠ કરોડ;
નરસૈંયાના સ્વામી ભલે મલીઆ, જનમ જનમનાં બંધન છોડ. વ० ૩

પદ ૫.

વટલ્યો નાગર નરસૈંયો, જેણે બોટયું આહીરડાનું ખાધુંરે;
અવર રસ સહુ ઢોળી દીધો, પ્રેમ રસાયણ લાધ્યુંરે. ટેક.

૧ લખ ચોરાસી=( લખ=લાખ+ચોરાસી=અવતાર ) લાખ અવતાર. ૨ પણ=ટેક.
૩ મઢુલી=મઢી, નાની ઝુંપડી.

બ્રહ્મા ઉભા વેદ વખાણે, લાગી યોગેશ્વર તાળીરે;
સુનકાદીકને સ્વપને ના આવે, તે રાસ રમે વનમાળીરે. ૧
ખાંધે કામળી ને હાથ લાકડી, ગૌધેન ચારવા જાયરે;
નરસૈંયા નાગરને સાથે તેડી, માંહે બેસાડીને ખાયરે. ૨

પદ—૬

જે કુળ હરિની ભકિત ન સાધે, તે અપરાધી જીવ કેસા;
ભુતળ ભાર વહે ખર સરખા, જીવતડા નર નરકે વસા. ટેક
તેહેની માતા વાંઝના સરખી, પિતા નપુશક જનમ પ્રમાણુ;
જેણે હરિજનને શીશ ન નમાવ્યું, તેહનો ઘટ તે ધમણ સમાન. જે. ૧
તેહેની માયા રાખ રેણુકા, ઉંચા મંદીર જાણ મસાણ;
ભણે નરસૈંયો તે પામર પ્રાણી, કુંભી નરક પડે નીરવાણ. જે. ૨

૭

કહોરે ઓધવજી આરે ગોકુળમાં, મારા વહાલા વીના કેમ રહીએરે;
તમો શેવક છો જદુનંદના, તમને અમારાં કહીએરે. ટેક
માંખણ ખાતા ને નાશીરે જાતા, પેલા ગોવાળાની સાથેરે;
જન્મ મરણના બંધન છોડયાં, તે આપે બંધાયા હાથેરે. ક૦ ૧
રીસ ચઢી હશે તે દહાડાની, માતા જસોદાએ હકલાવ્યોરે[1];
અવધ કરીને મધપુર ચાલ્યા, તે ફરી ગોકુળમાં ના આવ્યારે. ક૦ ૨
કપટ કરી જાતાં નવ જાણ્યાં, ઇણે વાહ્યાં વૈકુંઠ નાથેરે;
અમે અમારાં તન મન સોંપ્યા, તે આતમરામ સંઘાતેરે. ક૦ ૩
સુખ દીધું એણે શામળીએ, તે વીસાર્યો કેમ જાયરે;
અદક્ષણુ અમથી એ નહીં અળગો, તે ક્ષણું ના વીસરાયરે. ક૦ ૪
ઓધવ હરિએ સર્વે જાણ્યું, અમારા મનની વાતરે;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, મન વરત્યો કુસલાતરે. ક૦ ૫

સાખી.

ગ્યાનીકે પરમોદમે, ઉદા જીવણદાસ;
સતગુરૂકી કીરપાભઇ, જાકા નાહાનાદાસ.

---

૧ હકલાવ્યો=ઠપકો દીધો.

# સામેરી કેદારો ઉર્ફે સીચા ગોકુળ વારા પદ.

સાખી.

સદગુરૂ શેવે શીષ્ય નવ સુધર્યો, વિમળ મળી નહીં વાણી;
કાં ગુરૂજી છે જ્ઞાન વિનાના, કાં પાપી એ પ્રાણી. ૧

પદ-૧

શ્રી આ ગોકુળ આંબો મોર્યોરે, જોવા જઇએ રે;
તેની છાંયા છે ઘેર ગંભીર, સુખીયાં થઇએ રે. ટેક
શ્રી રે ગોકુળમાં આંબોરે મોર્યો, વહાલો મારો ગુણવંત ને અતી મીઠો;
શ્રી નંદજીએ સુકરીત વાવ્યો, આંબો માતા જસોદાએ સીંચ્યોરે.[1]-
આંબો મોર્યો. ૧
સાખા[2] પત્રનો પાર ન જાણું, વહાલો મારો ચૌદ ભોવન વીસ્તરીયો;
સુક સુનકાદીક પંખીરે બેઠાં, આંબો વેદ ન જાયે વરણ્યોરે.
આંબો મોર્યો. ૨
આરે ભુતળમાં અમીરસ ભરવા, વહાલો મારો બ્રહ્માએ જાચીને[3] તેડયો;
નરસંયાના સ્વામી સુફલ ફલ્યો, આંબો બીજ વિનતાએ વેડયોરે.
આંબો મોર્યો. ૩

પદ-૨

મુને ગીરધર ઘેલી કીધીરે, સહીયર શું કહો છો?
મારી બુધ હારને લીધીરે, સહીયર શું કહો છો? ટેક
સંત તણી શેરડીએ ગઇતી, બ્હેની મેંતો સેજ સ્વભાવે જોયું;
વીઠલવર ત્યાં રમતાંરે દીઠા, ત્યાં થકી મનડું મોહ્યુંરે. સ૦ ૧
આગે મેં મોટ મોટેરારે જોયા, હાંરે બ્હેની બ્રહ્મા શંકર સરખા;
આણે અવસર જાદવને જોતાં, ભાગી ભુખ ગઇ તરષ્યારે[4]. સ૦ ૨
સરવે મળી વૈકુંઠ વખાણે, જેણે ધામ મુગતનું દીઠું;
વૈંસીવટ વંદ્રાવન જોતાં, મુને અવર[5] ના લાગે મીઠુંરે. સ૦ ૩
પરિબ્રહ્મ પરમધામનારે સ્વામી, એનું નીરગુણ નામ દ્દઢ ગ્રહીએ;
કેહે નાહાનો એતો ત્રીભોવન તારણ, સુમરણતાં કેમ રહીએરે. સ૦ ૪

---

૧ સીંચ્યો=પાણી પાઇને ઉછેર્યો. ૨ સાખા=ડાળ. ૩ જાચીને=માગીને, પ્રાર્થના કરીને.
૪ તરષ્યા=તરસ. ૫ અવર=બીજું.

પદ—૩

મારૂં મનડુ મોહ્યું મેવાસીરે,[1] સુંદર શામળીઆ;
તારા સુમરણથી જાએ નાશીરે, સુંદર શામળીઆ. ટેક
સાચી શીખામણ દેઉંરે આ મનને, હાંરે એતો તેમતેમ આડું થાએ;
માયા મોહ મમતાનુંરે બાંધ્યું, એ જાંહાં ત્યાં ઉઠી ધાએરે. સું૦ ૧
હું નબળી મન મદભરમાતું, હાંરે એ હાંકયું નવ હંકાયે;
વહાલું તે વેરી થઇ લાગ્યું, એ વીપરીત[2] કેમ વેઠાએરે. સું૦ ૨
પહેલું એને બહુ પોષણ કીધું, હાંરે જાણે કરશે ભકિત તમારી;
ભુંડાને મેં ભુંડુ ચખાડયું, એ પરથમ ચુક અમારીરે. સું૦ ૩
આતમા મનના ધણીરે તમો છો, હાંરે દુઃખ અવર કોહોને
જઇ કહીએ;
આપની વસ્તુને આપ સંભાળો, ભવ ભટકતાં રહીએરે. સું૦ ૪
હું અપરાધી કાંઇ નવ જાણું, હાંરે હુંતો કીરપા વખાણું તમારી;
કહે નાહાના તમો સમરથ સ્વામી, સાહે કરોને હમારીરે. સું૦ ૫

પદ—૪

માહારો વહાલોજી વનમાંહ્ય, વગાડે રૂડી વાંસલડી;
મેંતો ઘરમાં રહ્યા નવ જાય, વીંધી માહારી પાંસલડી. ટેક.
કુંભ[3] વીના જલ ભરવાને ચાલ્યા, હાંરે બ્હેની હાથ ગ્રહી ઉઢરણી[4];
ગરણું ઓછાંડી જળ ગારવાને લાગ્યા, કુંભ તણી સુધ ના રહીરે.
વગાડે રૂડી. ૧
જોટડીએ[5] વાછરડારે હેર્યાં, હાંરે બ્હેની ખાણમાં રેડયા પાણી;
સુંડલી[6] લેઇને દોહવા બેઠાં, ઘરમાં વીસારી આવ્યાં દોહણીરે.
વગાડે રૂડી. ૨
ગોરસડાં અવનીમાં[7]રે ઢોળ્યાં, હાંરે બ્હેની મહીડે વલોવ્યા પાણી;
ચીરજ લેઇને અનુખલ[8] બાંધ્યા, નેત્રાં તણી સુધી ના રહીરે.
વગાડે રૂડી. ૩

૧ મેવાસી=લુટારો, તોફાની. ૨ વીપરીત=ઉલટું, અવળું, વીરૂદ્ધ. ૩ કુંભ=ઘડો.
૪ ઉઢરણી=ગુંચેલું ઉંઢણુ. ૫ જોટડી=જુવાન ભેંસ. ૬ સુંડલી=ટોપલી, બોચીયું.
૭ અવની=જમીન, ધરતી, ભોંય. ૮ અનુખલ=નેત્રુ, દોરડુ.

ભોજન કરતાં રામરસ[1] ભુલ્યાં, હાંરે બ્હેની મરચાં મોદીક[2] ભેળ્યાં;
સાકર વાટીને શાક વધાર્યાં, સુંઠ સેવૈમાં[3] ભેળીરે.
વગાડે રૂડી. ૪

ભોગળ ભાગીને શેરીએરે ચાલ્યાં, હાંરે બ્હેની વંદ્રાવનમાં ઝાર;
વૈંસીવટમાં વેંણુ વગાડી, મળી છે સહીયર સમાણીરે.
વગાડે રૂડી. ૫

ગોપીએ નૈણે સીંદુર સાયા, હાંરે બ્હેની સેંથે કાજળ દીધાં;
નરસૈંયાના સ્વામીએ મોરલી વગાડી, ગોપીને વ્રહેવંત[4] કીધાંરે.
વગાડે રૂડી. ૬

પદ—૫

તમો સાંભળોને સહીયર સાથ,[5] સતગુરૂ સત કહે છે;
તમો વીલમ ન કરો લગાર, સતગુરૂ સત કહે છે. ટેક.
સંતની સંગત અહરનીસ[6] કીજે, હાંરે બ્હેની મનનો પલવટ વાલી;
નીરમલ ગુણ ગોવીંદના ગાવા, નીરગુણ નામ વનમાળીરે.
સતગુરૂ० ૧

તીલક તુલસી અખંડ ધરવાં, હાંરે બ્હેની લોક લાજ કુળ ત્યાગી;
માયા મોહ અભિમાન તજીને, ગુરૂ ચરણે અનુરાગીરે[7].
સતગુરૂ० ૨

ક્ષમા દયાનું ખેડુરે કરીએ, હાંરે બ્હેની શોક સંતાપ ન લાગે;
કડવા વચન તે વખથી ભુંડાં, હૈએ બાણ થઇ વાગેરે.
સતગુરૂ० ૩

આનદેવની આશા ન કરીએ, હાંરે બ્હેની પતીવૃતા[8] ધરમ પાળો;
અન ઉદક[9] અનીન ઘેર લેવાં, અવર અવિદ્યા[10] ટાળોરે.
સતગુરૂ० ૪

વૈષ્ણવ જન જે હોયરે વીવેકી, હાંરે તે તો સંત શબ્દ નીત ખોજે;
અંતરગતમાં થાય અજવાળુ, અગમ અગોચર સુજેરે.
સતગુરૂ० ૫

---

૧ રામરસ=મીઠુ, લુણ. ૨ મોદીક=લાડુ. ૩ સેવૈ=સેવ, મેદાની કણકના પાટીયાપર વણી પાડેલા તાર. તે ઓસાવી ઘી ખાંડ સાથે ખવાય છે. ૪ વ્રહેવંત=કામાતુર. ૫ સાથ=ટોળી. ૬ અહરનીસ=હંમેશા. ૭ અનુરાગી=પ્રીતિ કરી. ૮ પતીવૃતા=પતિ ભકિત, શીયળ, સતીપણું. ૯ ઉદક=જલ. પાણી. ૧૦ અવિદ્યા=અજ્ઞાન. માયાનો ભ્રહ્મ.

જે ધારધણીને[1] મુખ નવ બોલે, હાંરે તે તો વ્યભીચારણ[2] કહેવાય;
મુખડું તેનું શ્વાન બરાબર, માંસ મેલા ભણી જાયરે.
સતગુરૂ૦ ૬

એવી ભાવ ભગતી કીજે ભુદરની, હાંરે બ્હેની પણ[3] પરતીત મન આંણી;
કેહે નાહાનો તે નીરભય થઇ બેઠી, પરમ ધામના રાણીરે.
સતગુરૂ૦ ૭

પદ—૬

સખી ટોડલે[4] તોરણ બંધાવુંરે, અલબેલો[5] આવે;
હુંતો મોતીડે ચૉક પુરાવુંરે, મોહન મારે મન ભાવે. ટેક
સહીયર સમાણી મલીરે માનુની,[6] આજ મારે મંગળ ગાવાને આવો;
થાળ ભરૂં સગમોતીડે, મારા વહાલાને વધાવુંરે. અ૦ ૧
સા સા સ્નેહ જણાવું મોરી સજના, આજ મારે હઇડે હરખ ન માય;
મોહનજીનું મુખડું જોવા, મારો એક પલક જુગ જાય. અ૦ ૨
આજ અંગે ઉલટ ઘણોરે મારીસજના,હુંતો નેહ ભરીને નાચું;
નરસૈંયાના સ્વામી મંદીર પધાર્યા, એ સ્વપનું છે સાચુંરે. અ૦ ૩

પદ—૭

રજની વીતીરે મહારાજ, અમો ઘેર સીદ આવ્યા;
સંગે શોકલડીનું સાલ[8], તમો વળી સીદ લાવ્યા. ટેક.
વાત કરતાં વહાણાંરે વાયાં, વહાલા મારા પ્રીત તમારી જાંણી;
જુઠડા બોલ્યા જાવને પરા[9] રહો, જુઠી તમારી છે વાંણીરે. અ૦ ૧
નૈણાં તો અતી નીંદ્રાએ ઘેર્યાં, વહાલા મારા કાજળ કપાળે લાગ્યાં;
પીતાંબર પ્રભુ કયાંરે પાલટયાં[10], લક્ષ્મીવર લંછન[11] લાગ્યાંરે. અ૦ ૨
જ્યાં તમારાં મનડાંરે માને, વહાલા મારા તેહ તણે ઘેર જાઓ;
નરસૈંયાના સ્વામી કરૂણાનીધી[12],મારી સેજમાં સેજ[13] સમાવોરે.અ૦૩

---

૧ ધારધણી=( ધાર=મુખ્ય, આગેવાન+ધણી =પુરૂષ )=આગેવાન પુરૂષ, મુખ્ય પુરૂષ. ૨ વ્યભીચારણ=વ્યભીચારી સ્ત્રી, છીનાળ, પર પુરૂપ સંગી સ્ત્રી. ૩ પણ=ટેક. ૪ ટોડલો= ટૉલ્લો, બારણાની બાર શાખની બ્હાર નીકળતા જે બે ભાગ તેમાનો એક્કો. ૫ અલબેલો=છેલ છબીલો, ૬ માનુની=સ્ત્રી, માનીની, માનવતી. ૭ નેહ=સ્નેહ, પ્રેમ, પ્યાર. ૮ સાલ=નડતર, હરકત, આડખીલી. ૯ પરા=દુર, વેગળા. ૧૦ પાલટયાં=બદલાયા, ફેર બદલ થયાં. ૧૧ લંછન=ડાઘ, કલંક, બટ્ટો. ૧૨ કરૂણાનીધી=અપાર કરૂણા ૧૩ સેજ=પથારી.

# બીહાગડા.

## કબીર સાહેબના વૈરાગ્યવંત કીર્તન રાગ પ્રભાત.

સાખી.

ભક્તિ કરતા ભય દુઃખ આવે, ધીરજ નવ ધરાણી;
કાં સમજણ તો રહી છે છેટે, નહા નામ નિરવાણી. ૧

પદ–૧

અવસર ચલ્યોરે બજાય,
મુઠીએક મટીયાં ને મુઠી એક કઠીયાં, સંગે કાહુ ન જાય હો પ્રાણીયા. ટેક.
દેહડી લગીરે તોરી સગીરે મેહેરીયાં,[1] ફરસા લગી[2] તોરી માય;
મરહટલગી[3] સબ લોક કુટુંબ, પછી હંસ એકીલો જાય હો
પ્રાણીયા. અવસર. ૧
કાંહાં વે લોક કાંહાં રે પુરપાટણ, કાંહાં વે મીલવોરે હોય;
કેહેત કબીર રઘુનાથ ભજીલે, તેરો જનમ સનાતન[4] થાય હો પ્રાણીયા.
અવસર. ૨

પદ–૨

આ સુખ સ્વપનુરે જાણ;
એ સંસાર મૃગકોરે જલ[5] જ્યું, જુઠડો હોસે નીદાન હો પ્રાણીયા. ટેક.
જેસે સુવાયે[6] સીમલ સેવ્યો, તા પર પુર્યોરે વાસ;
બોહોત જતન કરી ચાંચ લગાઇ, ઉમટી આયો કપાસ હો પ્રાણીયા.
આ સુખ. ૧
જેસે રંક સુપનમેરે રાજા, અતી સુખ ભોગવે વીલાસ;
જબ જાગ્યો તબ કછુએ ન દેખ્યો, પલમાં હુવો નીરાશ હો પ્રાણીયા.
આ સુખ. ૨
દેહી ધરીને હરિનો દાસ ના કેહેવાયો, ભુલ્યો માયા માંહ્ય;

---

૧ મેહેરીયા=સ્ત્રી, નારી. ૨ ફરસાલગી=(ફરસા=ભાગોળ+લગી=સુધી) ભાગોળ સુધી. ૩ મરહટલગી=(મરહટ=મસાણ+લગી=સુધી) મસાણ સુધી, અગ્નિસંસ્કાર કરવાની જગ્યા સુધી. ૪ સનાતન=સફળ. ૫ મૃગકોરેજલ=ઝાંઝવાનું નીર, જે ઝાકળ સવારમાં જળનો દેખાવ આપી મૃગને લોભમાં નાખે છે તે જળ. ૬ સુવાયે=પોપટે.

જુઠે સાચે હરિનામ ના જાણ્યો, સમજણુ આવી તોહ્ય હો પ્રાણીયા.
આ સુખ. ૩
કહે જન ગ્યાની સુણોરે નર પ્રાણી, હજુકછુ સોચ વિચાર;
સબજુગ જુઠોને એક હરિનામ સાચો,સો લે રૂદીયામાં ઝાર હો પ્રાણીયા.
આ સુખ ૪

પદ-૩

અવસર ગયોરે ગુમાર,
રામ ન સમર્યા ને કુળમાંરે ડમરા,[1] જમરા દેસે માર હો પ્રાણીયા. ટેક.
ભરમે ભુલ્યો નાતમે ડુલ્યો, ફુલ્યો ફરેરે અચેત;
કાળ અહેડી[2] જડે પગ બેડી,- ગેડી મુડમે દેત હો પ્રાણીયા. અ૦ ૧
ખોટા લાયા ને સાચ ગમાયા, ધાયા જુઠેરે સાથ;
ઘરકા ધંધા સુઝેરે નાહીં અંધા, ફંદા જમકે હાથ હો પ્રાણીયા. અ૦ ૨
બોહેતેક ડંભી મોટા કુટંબી, લંબી રાખેરે બાંહ્ય;
પલમાં હોવે કુટંબ સબ રોવે, સોવે જંગલ માંહ્ય હો પ્રાણીયા. અ૦ ૩
મદ ભરમાતો ફીરે બહુ ધાતો, રાતો રામારે[3] રંગ;
વેરી તનમે આણે નહી મનમે, છનમાં કરશે ભંગ હો પ્રાણીયા. અ૦ ૪
અબ જમ આયે તોહે બાંધ લે જાયે, કાહે ન જાગેરે જીવ;
રામ રટ નાહાંના ભાગે જમખાના,[4] ટાણાં પુરે પુઉ હો પ્રાણીયા. અ૦ ૫

પદ-૪

ભયોમન પરોણો દીનચાર;
આજકે કાલમાં ઉઠી ચલેગો, વેગે રામ સંભાળ હો પ્રાણીયા. ટેક.
સોચ પરાઇ તું જન અપનાવે,[5] એસી સુણુ ન કાહુ લેહ;
એ સંસાર એસો હે મેરે પ્રાણી, જેસો ધૂમર[6] મેહ હો પ્રાણીયા. ભ૦ ૧
સીમલકેરા ફુલજ ફુલ્યાં, ગરભ્યો કાંહાંરે ગુમાર;
તન ધન જોબન અંજુરીકો[7] પાણી, તેને જાતા ના લાગે વાર હો
પ્રાણીયા. ભ૦ ૧
ખોટા થાસો ખરા કરી લીના, કછુએ ન કીનારે સાટ;
કેહેત કબીર કછુ વણજ ના કીના, આયાથા ઇસહાટ હો પ્રાણીયા. ભ૦ ૩

૧ ડમરા=ડાહ્યા. ૨ અહેડી=ટોળું. ૩ રામા=સુંદર મનોહર સ્ત્રી. ૪ જમખાના=જમનું તેડું. ૫ અપનાવે=આપણો. ૬ ધૂમર (ધૂમ)=ખૂબ, પુષ્કળ, પાર વીનાનો. ૭ અંજુરી=હથેલી.

## પદ–૫

ક્રીરપા કબ કરહોરે દયાળ,
ચીત તરસે ચાત્રુકક્રીરે નાઇ, નીશદીન ફીરત બેહાલ હો માધોજી. ટેક.
મન ભયો મીન[1] પ્રીતમ ભયો પાણી,[2] નીશદીન તલફત જાય;
વ્યાકુળ ભઇ ગ્રહેક્રીરે જારી,[3] તુમ પ્રભુ કરો હો સહાય હો માધોજી.
ક્રીરપા કબ. ૧

મેં દુહાગણ[4] કહા કહી બોલુ, બરદ સંભાળોરે તાહ્ય;
હાથ લેવો પ્રભુ તુમસુ રે કીનો, લજાવહીયો આય હો માધોજી.
ક્રીરપા કબ. ૨

પલ પલ આયુષ ઘટેરે તન છીજે, જનમ અકારજ જાય;
કેહેત કબીર અબ વીલમ ન ક્રીજે, જનકી કરોને સહાય હો માધોજી.
ક્રીરપા કબ. ૩

## પદ–૬

શામળીઆજી સુખડાનું ધ્યાન;
વેંણુ વાહીને વહાલે તેડી રમાડયાં, દેઇ મરકડલે[5] માન હો સજની. ટેક.
રાસ રમતાં સુરીનર[6] મોહ્યા, મુનીજન[7] ભુલ્યા ધ્યાન;
માહારસ પામ્યા અમો રાખી નવ જાણ્યા, કંઇ એક કીધાં માન હો
સજની. શામળીઆજી. ૧

મનના કારણ મોહનજીએ જાણ્યા, હરિ હવા અંતર ધ્યાન;
વ્યાકુળ થઇરે વંદ્રાવન સોધ્યા, કંઇ નવ દીઠા કાંહાન હો સજની.
શામળીઆજી. ૨

આતુર થઇને અંતરગત જોયાં, મધ્યેથી પ્રગટયા કાંહાન;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, પામ્યાં સુખડાંનું ધ્યાન હો સજની.
શામળીઆજી. ૩

---

૧ મીન=માંછલું. ૨ પાણી–જલ, નીર. ૩ જારી=બળ્યા કરવું, તપ્યા કરવું. ૪ દુહાગણ=અણમાનીતી, અળખામણી. ૫ મરકડલે=મંદહાસ્યવાળા લટકે, મલકાતા મોંના ચાળે ૬ સુરીનર=દેવ, દેવ જેવો સારો સંત માણુસ. ૭ મુનીજન=ઋષિ, તપસ્વી, મૌન રહી તપ કરનાર સાધુ.

પદ–૭

માધોજી કબ કરહોરે દયાળ;
કામ કરોધ અહંકારજ વ્યાપે, ના છુટે માયા મોહ હો. ટેક.
ઉપજત બુંદ રચ્યો તા દનથે, સુચ[1] કબહુ નહીં પાયો;
પાંચ ચોર[2] સંગે લાગી રહ્યા હે, તા સંગે જનમ ગમાયો હો. મા૦ ૧
તન મન ડસ્યો હે ભોરીંગ[3] જ્યું ભામની, લેહેરી વાર ન પાર;
ગુરૂ ગારૂડી[4] મીલે નહીં કબહુ, તાથે પસર્યો વીખ વીકાર હો. મા૦ ૨
કેહેત કબીર આ દુઃખ કાંહાંસુરે કહીએ, વીરલા સંત કોઇ જાણે;
દયો દેદાર વીકાર સબ પરહરો, તબ મેરો મન માને હો. મા૦ ૩

પદ–૮.

વે દીન કબ આવેગે રામ રાયે,
જાકારણમાં દેહ ધરી હે, મીલવો અંગ લગાય હો માધોજી.
મેં જાણ્યું પ્રીયાસુ હીલમીલ ખેલુ, તન મન પ્રાણ સમય;
આરત કરો પરીપુરણ, સમરથ હો રઘુરાય. વેદીન. ૧
નીશદીન મોકુ નીંદ ન આવે, જાગત રેણ વીહાય;
સેજ હમારી વેરણ ભઇ હે, જબ સોવુ તવ ખાય. વેદીન. ૨
આ વર દાસ સુણત હરિ આયે, તનકી તપત બુજાઇ;
કેહેત કબીર મીલે સુખ સાગર, બેઠા મંગળ ગાઇ. વેદીન. ૩

પદ–૯.

હો પરદેશી પરોણા તું પીઉને સંભાળ,
કાહા ભયો તોકુ ખબર ન પરહી, લાગી તોહે એક બાણ હો પરોણા. ટેક.
ભોમ બીરાણીમેં કાહારે રાતો, કાહા કીયો કાહે મોહય;
લોહા કારણ મુલ ગમાયો, સમજાવત હું તોહે હો પરોણા. તું૦ ૧
નીશદીન કયું તોહે નીંદ પરતહે, ચીતવત નાંહી ન તોહે;
જમ સે વેરી શીરપર ઠાડે, પર હાથ કાહે બેકાએ હો પરોણા. તું૦ ૨
જુઠે પરપંચમે કાહારે રાચ્યો, ઉઠ કાહે નહીં ચાલ;
કહેત કબીર અબ વીલમ ન કીજે, કોણે દીઠીકાલ હો પરોણા. તુ,૦ ૩

---

૧ સુચ=સુખ. ૨ પાંચચોર=[1]કામ, [2]ક્રોધ, [3]લોભ, [4]મોહ, અને [5]મદ.
૩ ભોરીંગ=મોટા સર્પ. ૪ ગારૂડી=જાદુગર, વાદી.

# પંચમ[1] રાગનાં કીર્તન.

સાખી.

ચંપક વરણી રાધીકા, સુંદર શ્યામ શરીર;
કાંહાંન બજાઇ બાંસરી, કાલીંદ્રીકી તીર. ૧

પદ—૧

કુંજનો વીહારીરે[2] (૨) મા મુને સાંભળેરે, હવે કયાં દેખુ દીનદયાળ. ૧
મોરીડુને[3]બાંધેરે (૨) મોહન મલપતોરે, આંગણીએ વાહાતો વેંણુ રસાળ. ૨
મધુવન[4]જાતાંરે(૧)માંખણ મહી વેચવારે, મારગે આવીને માગતો દાણ. ૩
હાસ્ય વચનરે(૨)વહાલો મારો સાંખતોરે, ભાંખે મીઠડાં વેણુ વખાણુ. ૪
સુખના વીશ્રામરે(૨)અમને આપતોરે, નીત્ય નીત્ય ઉત્તમ નવલા નેહ. ૫
નરસૈંયાના સ્વામીરે (૨) વીના હું તો વ્યાકુળીરે, તેણે મારી દુર્બળ થઇ છે દેહ. ૬

પદ—૨

આંખલડીનો ચાળોરે (૨) શામળીઓ કરી ગયોરે,
હવે કેમ જીવુંરે મોરી માય. ૧
મોર પીંછ મુગટરે (૨) સુંદર સોહામણોરે,
કુંડળ મીનાકાર[5] સોહાય. ૨
આજરે હું ઉભીરે (૨) આંગણીએ આપણેરે,
આણી વાટે જાતાં હુતા કાંહાંન. ૩
નીત્યનો મેલાવોરે (૨) અમોને ત્યાં હવોરે,
વહાલે મારે કીધીરે નૈણાં સાન. ૪
વેણુ વાહીનેરે (૨) વનમાં તેડીયાંરે,
હારે બેહેની મેલ્યાં ઘરનાં કામ. ૫
વહાલો મારો રમેરે (૨) આંખ મીંચામણીરે,
હરિ હવે થયારે અંતરધ્યાન. ૬

---

૧ પંચમ=સપ્ત સ્વરમાનો પાંચમો સ્વર તે. ૨ વીહારી=ફરનાર. ભટકનાર, આનંદ માટે અહીં તહીં રખડનાર. ૩ મોરીડુ=મોરીયું, ફેંટો. ૪ મધુવન=મથુરાંજી.
૫ મીનાકાર=મીનાથી શોભીતું કરેલું મીનાની કારીગરીવાળુ.

હુંને સાહેલીરે (૨) જોવા નીસરીરે,
જોયા જોયા વંદ્રાવન મોઝાર. ૭
નરસૈંયાના સ્વામીરે (૨) બાઇ મને ત્યાં મળ્યારે,
ધન આહીરડાનો અવતાર. ૮

પદ-૩

કુબજાને[૧] કહેજોરે (૨) ઓધવ એટલુંરે,
હરિ હીરો આવ્યો તાહરે હાથ. ૧
જતન કરીનેરે (૨) એને તું જાળવેરે,
કહું તુંને શીખામણની વાત. ૨
પરભાતે ઉઠીનેરે (૨) પરથમ પુછજેરે,
જે માગે તે આપજે તતખેવ.[૨] ૩
બીજું કાંઇરે (૨) ભુદરને ભાવે નહીરે,
વહાલાને મહીં માંખણની ટેવ. ૪
સેજડી સમારોરે (૨) રૂડા પુષ્પનીરે,
નીત્ય નીત્ય ધરજે નવલા રંગ. ૫
ઝાઝા ન જગાડીશરે (૨) જાદવ રાયનેરે,
કોમળ કરમાશે એનું અંગ, ૬
એનો આ સંગરે (૨) બેહેની કરવો નહીંરે,
મનમાં ન કરીએ અહંકાર. ૭
શીવ વીરંચીરે (૨) મોટા માહામુનીરે,
કોઇને ન જડે એનો પાર. ૮
કંસ તણી દાસીરે (૨) પેલી કુબજારે,
તેહને શામળીઓ ભરથાર. ૯
નરસૈંયાના સ્વામીરે (૨) બાઇ મુને ત્યાં મળ્યારે,
વહાલે મારે ઉતાર્યાં ભવપાર. ૧૦

પદ-૪

આંગણીએ મનોહરરે (૨) મોરલી વાહી ગયોરે,
હાવે કેમ જીવુંરે મોરી માય. ૧

૧ કુબજા=બદસુરત સ્ત્રી. ૨ તતખેવ=તતક્ષણ, તેજ પળે, તરતજ.

કાલજડાંને છેદ્યાંરે (૨) કપટી કાંહાનવેરે,
તેતો મુને સાલે હૈડા માંહ્ય. ૨
જીવનજીને જાતાંરે (૨) બાઇ અમો નવ ગયાંરે,
રહ્યાં રહ્યાં દાતણ લેવા કાજ. ૩
ભાળ દેખાડોરે (૨) કોઇ ભુદર તણીરે,
સખી હું તો કહું છું મુકીને લાજ. ૪
વંદ્રાવન સોધ્યુંરે (૨) શ્યામા[1] સહુ મળીરે,
જોયું જોયું જલ જમુનાનું તીર. ૫
શરીર સંભાળો રે (૨) સરવે સુંદરીરે,
નૈણે આવે ભરી ભરી નીર. ૬
મનનો મેલાપીરે[2] (૨) સખીએ મેળવ્યોરે,
બીજ મંડલ કેરો આધાર. ૭
નરસૈંયાના સ્વામીરે (૨) જો આવી મલ્યારે,
કરી રાખુ હૈડા કેરો હાર. ૮

પદ–૫

મોહની લગાડીરે (૨) મા મુને મોહનેરે,
રસીએ દેખાડી રંગની રેલ. ૧
જીવન સધાર્યુંરે (૨) એણે શામળેરે,
નીત્ય નીત્ય થાયે વંદ્રાવન ખેલ. ૨
આડી આડી દ્રષ્ટેરે (૨) જુએ વહાલો અમ ભણીરે,
જુએ મારા નખ સીખના[3] સણગાર. ૩
મેહેણું દેસેરે (૨) સાસુડી સાવરેરે,[4]
બાઇ તાહારે ગીરધરસું ઘરબાર. ૪
રાધા ને માધવરે (૨) વળગ્યાં બેહુ બેલડીરે,
અંગો અંગ નૈણામાં લપટાય. ૫
સોળ વરસનીરે (૨) શોભે સુંદરીરે,
અંગો અંગ સજા સત સણગાર. ૬

---

૧ શ્યામા=સ્ત્રી. ૨ મેલાપી=મનગમતો પુરૂષ, કામાગ્નિ સાંત કરે તેવો છેલ છબીલો.
૩ સીખ=વાળ. ૪ સાવરે=સાસરે.

ધન ધન લીલારે (૨) લક્ષ્મીવર તણીરે,
ધન ધન ઉત્તમ રાસ વિલાસ. ૭
ધન ધન ગોપીરે (૨) ગોકુળ ગામનીરે,
ધન ધન ગાવે નરસૈંયો દાસ. ૮

પદ—૬

ધન ધન ધનરે (૨) વંદ્રાવન ભલુરે,
હાંરે જાંહાં રસીક પ્રેમજનપુર. ૧
જુગલ કીશોરરે (૨) નીરંતર વસી રહ્યારે,
નેટ થકી નીમેષ ન થાયે દુર. ૨
કાલીંદ્રીને કાંઠેરે (૨) કુંજ સદન વીસેરે,
વીલસે મારા પ્રાણજીવન. ૩
દમ્પતી[1] સેજેરે (૨) નીરખી મોહી રહ્યાંરે,
સખી ત્રપત ન થાએ લોચન. ૪
વંદ્રાવનરે (૨) ઉનમત ફલાયુંરે,
મદન મનોહર વાયુ વાય. ૫
જે રસ શીવ વીધીરે (૨) વેદ ના પામીઆરે,
તે રસ ગોપીકા વહી જાય. ૬
વીકટ વીહંગરે[2] (૨) પદ પરસીયાંરે,[3]
રસીક રંગીલી રહ્યાં ભરપુર. ૭
શામાજી સોહંતીરે (૨) સુંદરી શીરોમણીરે,
વહાલો મારો રતી[4] રમણમાં પુર. ૮
એ રસ શીવેરે (૨) નવ રાખીયોરે,
તે તો સોંપ્યો સંત શીરોમણ હાથ. ૯
સતગુરૂ કૃપાએરે (૨) નરસૈંયો પામીયોરે,
જુગમાં નીમેષ[5] ન મેહેલે સાથ. ૧૦

૧ દમ્પતી=સ્ત્રી પુરૂષનું જોડુ, ધણીધણીયાણી, વરવહુ. ૨ વીહંગ=પક્ષી, પંખી. ૩ પરસીયાં=અડયાં, ભેટયાં. ૪ રતીરમણમાં=(રતી=પ્રીતિ, સ્નેહ, સ્ત્રી પુરૂષનો સંભોગ+રમણમાં=ગમતમાં) સ્ત્રી પુરૂષનો સંભોગ કરવાની ગમ્મતમાં. ૫ નીમેષ=જરાકપણ લેશપણ.

પદ-૭

જુવાનીને દહાડેરે (૨) હરિને જાણ્યા નહીંરે,
મોહ્યું પરદારા[૧] સાથે મન. ૧
કોઇ કોઇને મોહયાંરે (૨) કામનીના કલ્પમાંરે,
કોઇ એક જોડવા ધાયા ધન. ૨
પાંચ ને પચીસરે (૨) ગયા પરપંચમાંરે,
આવ્યા સાઠ વરસના દન. ૩
સીતેરને સુધીરે (૨) કાંઇ સમજ્યો નહીંરે,
પછી ચાલ્યો સાધન કરવા વન. ૪
આંખડીએ ન સુઝેરે (૨) ગળે બહુ નાશીકારે,
બોલે તે તો સંભળાય નહીં કાંન. ૫
માયા તો ન મુકેરે (૨) તુટે નહીં તૃષ્ણારે,
ઓળખ્યા નહીં અસરણ સરણ. ૬
હાથમાં લાકડીરે (૨) ચરણ ચાલે નહીંરે;
તુટીને સીથલ થયું છે તન. ૭
મુખ માંહી દંતરે (૨) એકે દીસે નહીંરે,
તોહોય પાપી ઉદર માગે અન્ન. ૮
ભાગ્ય જેનું ભલુંરે(૨)આ અવસરને ઓળખ્યોરે,
તે તો પ્રાણી કહેવાય હરિના જન. ૯
નરસૈંયાના સ્વામીનેરે (૨) સુખમાં સંભાળજોરે,
જો હોય પેલા ભવનું પુન્ય. ૧૦

પદ-૮.

રાતલડી રમીનેરે (૨) કાંહાં થકી આવીયારે,
બલવંતા બારણીયું માં ઠેલ. ૧
દોસડો ચઢાવોરે (૨) અમને સાંભળીરે,
જાવોજી જાહાં કીધી રંગની રેલ. ૨
રાતા રાતા નૈણાંરે (૨) અતી નીંદ્રાલુંઆરે,
વહાલો મારો રાતી અધુરની રેખ. ૩

૧ પરદારા=પારકી સ્ત્રી, પરસ્ત્રી.

કુસુમના હારરે (૨) કંઠે કરમાઇ રહ્યારે,
ધુરત ધુતારો તાહરો વેષ. ૪
ચાંદલીઓ ઉગ્યોરે (૨) હરણી આથમીરે,
તાંહાં લગી જોઇ તમારી વાટ. ૫
કુસુમની સેજરે (૨) રચી સુની રહીરે,
વચન દીધું તું શા માટ. ૬
સમી સાંજનોરે (૨) પીયુ મને કહી ગયોરે,
જાણું સેજલડીએ રમીશું રાત. ૭
ચાર પહોરનીરે (૨) નીશા વહી ગઇરે,
આવ્યા જાંહાં હવો પરભાત. ૮
અમર પીતાંબરરે (૨) કાંહાં તમો પલટયારે,
પારકી પટોલી પાછી આલ. ૯
મંદીર પધારોરે (૨) પેલી નારનેરે,
અમો ઘેર આવજો વહાલા કાલ. ૧૦
લટપટી પાઘરે (૨) વહાલા સોહામણીરે,
અધુર તંબોલે ભીણ્યા દંત. ૧૧
કેહી સોહાગણરે (૨) સુ રંગે રમેરે,
સાચું બોલો મારા કંથ. ૧૨
સુંદરી કોહોતોરે (૨) હું સમ ખાઇ કહુંરે,
ભોળીરે ભરમ મનમાં ન આંણ. ૧૩
નીંદરડી[1] આવીરે (૨) તાહારે આંગણેરે,
વચન મારૂં સાચું માન. ૧૪
પંચમ અલાપોરે (૨) પંખીડા સ્વર કરેરે,
વહાલો મારો પ્રગટ થયા પરભાત. ૧૫
નરસૈંયાનો સ્વામીરે (૨) મંદીરે પધારીઓરે,
વ્રેહે ઘણી ને થોડી રાત. ૧૬

પદ—૯.

ત્રઠ[2] જમુનાનુંરે (૨) અતી રળીઆમણુંરે,
જેણે ત્રઠ ખેલે ગોપી ને ગોવાળ. ૧

૧ નીંદરડી=ઉંઘ, નીંદ્રા. ૨ ત્રઠ=તટ, સમુદ્ર અગર નદીનો કાંઠો.

જીવન અમારૂંરે (૨) વચમાં વાલમોરે,
વહાલો મારો વાહે વેંણુ રસાલ. ૨
તમો તરૂવરરે (૨) હમો દ્રુમ વેલડીરે,
વહાલો મારો હૈયા કેરો હાર. ૩
ગુણવંતા સાથેરે (૨) અમારે ગોઠડીરે,
રઢીઆલોરે રંગની રેલ. ૪
મુખડુ જોઇરે (૨) બીજ જન મોહી રહયારે,
હાંજી અમો હીંડતાં મોડા મોડ[1]. ૫
વહાલાજીને ઝમકેરે (૨) કુમ કુમ કામળીરે,
ઉપર ભમર કરેરે ગુંજાર.[2] ૬
વહાલાજીને સોહીએરે (૨) નવરંગ મોગરોરે,
હરિ મારા હૈડા કેરો હાર. ૭
ચોદસ ચમકેરે (૨) વીનતા વીજળીરે,
વહાલો મારો ગાજે નંદકુમાર, ૮
મહાજલ ધસ્યાંરે (૨) શામા શામ વદેરે,
મને ગમે શામળીઆનો સોર. ૯
નરસૈંયાના સ્વામીરે (૨) પ્રતે અમો મોહીયાંરે,
વહાલો મારો પ્રાણ જુગલ કીશોર. ૧૦

પદ-૧૦.

વહાલાના વછોડ્યાંરે (૨) દીવસ મારા કેમ જશેરે,
બાઇ મુને મોટી વીમાસણ થાય. ૧
મેં નવ રહેવાયરે (૨) મુખ દીઠા વનારે,
બાઇ માહારે એક પલક જુગ જાય. ૨
કંસની તો વંશરે (૨) સજનીઓ સે ના ગઇરે,
અકરૂડને સે ના થયો પંડરોગ[3]. ૩
રથ જોડીનેરે (૨) સમી સાંજે આવીયારે,
પ્રભાતે પાડયા હરિ સુ વીજોગ. ૪
નગર ધુતારૂંરે (૨) વહાલાને દેખાડીયુંરે,
મન લેસે મુનીવરના[4] મોહ્ય. ૫

---

૧ મોડામોડ=જોડાજોડ. ૨ ગુંજાર=ભમરા-મધમાંખીની પાંખોનો અવાજ.
૩ પંડરોગ=પાંડુરોગ, લોહીનું ફીકું પડવું તે. ૪ મુનીવરનાં=ભગવાનના.

મથુરાં નગરરે (૨) જોયાની હોંસ ઘણીરે,
તમોને કામણ કરશે કોય. ૬
મથુરાં નગરનીરે (૨) નાર છે ધુતારવીરે,
તેની તમો કાંને ન ધરશો વાત. ૭
હાંજી કહીનેરે (૨) હા ભણસો નહીંરે,
નીચુ તો જોઇને ચાલજો નાથ. ૮
જમવા ન જશોરે (૨) મામાજીના મોહોલમાંરે,
એ છે મથુરાંનો નરપત.[1] ૯
હલાહલ[2] પાસેરે (૨) તમને હેરવીરે,
દેવ છું શીખામણની વાત. ૧૦
મલને[3] અખાડેરે (૨) મામાજીને મારજોરે,
નરસૈંયાને રૂદીયે રહેજો રૂપ. ૧૧
એવાં એવાં વચનરે (૨) કહી વીનતા વલીરે,
હવે કયારે દેખીસું સુંદર રૂપ. ૧૨

પદ–૧૧

કહાંનજી છોગાળોરે (૨) બેહેની મારે મન વસ્યોરે,
જાદવ મળીયા જમુનાં તીર. ૧
અંગેને ઓપેરે[4] (૨) પીતાંબર ને કામળીરે,
બાઇ મારે ઓઢણ નવરંગ ચીર. ૨
વંદ્રાવનની કુંજેરે (૨) મોહન આવે મલપતોરે,
કંઠે મુગતાફળનો હાર. ૩
માહારી ચોળીરે (૨) નવરંગ ચળકતીરે,
પાવલીયે ઝાંઝરનો[5] ઝમકાર. ૪
શામળીયો વગાડેરે (૨) સુંદર વાંસળીરે,
અતીસે મીઠડી મધુરી વેંણ. ૫
મોહનજીને જાંણીરે (૨) મેં જોયું ફરીરે,
મારે તે થઇ બેઢલાની હાંણ. ૬

૧ નરપત=નૃપતિ, રાજા ૨ હલાહલ=કાતીલ ઝેર, મહાકારી ઝેર. ૩ મલને=કુસ્તીબાજને, પહેલવાનને. ૪ ઓપે=શોભે. ૫ ઝાંઝર=સ્ત્રીઓને પગે પહેરવાનું ઝીણી ઝીણી ઘુઘરીનું રૂપાનું ઘરેણું.

ચીત મારૂં ચોર્યુંરે (૨) છબીલે છંદમાંરે,
માહારે તો જોબનીઆના દન. ૭
જીવનજીને જોવારે (૨) મન મારૂં ચટપટયુંરે,
નાગર નીરખું તે ધન ધન. ૮
ધન્ય ધન્ય ગોપીરે (૨) ગોકુળ ગામનીરે,
ધન્ય ધન્ય ઉત્તમ રાસ વીલાસ. ૯
ધન્ય ધન્ય લીલારે (૨) લક્ષ્મીવર તણીરે,
ધન્ય ગુણ ગાય નરસૈંયો દાસ. ૧૦

પદ–૧૨.

ગોકળીયુંને ગામરે (૨) અતી રળીયામણુંરે,
તાંહાં છે મારા વહાલાજીનો વાસ. ૧
બ્રીજની નારીઓરે (૨) સરવે ટોળે મલીરે,
રંગ ભરી રમવા આવ્યા રાસ. ૨
બ્રીજની નારીઓરે (૨) આકુળ વ્યાકુળીરે,
પુછે કાંઇ દીઠા નંદકુમાર. ૩
થેઇ થેઇ નૃતરે (૨) કરતો આવીયોરે,
વહાલે મારે કંઠે આરોપ્યો હાર, ૪
સુંદર જમનારે (૨) જીને કાંઠડેરે,
ઉગીયો શરદ પુનેમનો ચંદ. ૫
રાસ મંડલરે (૨) પ્રભુએ ત્યાં રચ્યોરે,
ગોપી મન પામ્યાં પરમ આનંદ. ૬
એક એક ગોપીરે (૨) વચમે વાલમોરે[1],
હમચી કુદે ને વળી ગાય. ૭
વાંકેને અંબોડેરે (૨) મન વેંધાઇ રહયારે,
વાંકા વાંકા વીવીધ વાજીંતર વાય. ૮
વાંકા વાંકા વેણુરે (૨) બોલે રસાલુઓરે,
વાંકા વાંકા ગાએરે મધુરાં ગ્યાન. ૯
નરસૈંયાના સ્વામીરે (૨) જાઉં બલીહારીરે,
વહાલે મારે આપ્યાં સુખના નીધાન[2]. ૧૦

૧ વાલમો=કૃષ્ણ, ભગવાન. ૨ નીધાન=આધાર.

# બલીહારીયોના કીર્તન.

## રાગ રામગ્રી[1].

### પદ-૧.

બલીહારીરે ધન ધન સંતોને, જેહેને કૃષ્ણ ઉપર છે ધ્યાન; ધન.
અહરનીસ જેહેને હરિગુણ ગાયા, તેહેને ચૌદ લોકમે માન. ધન. ૨
બલીહારીરે જેહેને હારગુણ ગાયા, તે તો તરીયા કુળ સહીત; જેહેને.
લજ્યા છાંડીને ભગતી માંડી, બાંધી હરિજન સાથે પ્રીત. ધન. ૨
બલીહારીરે સુણતાં સુખ ઉપજે, જેહેને કીરપા શ્રીઅવીનાસ; સુણતાં.
નરસૈંયાના સ્વામી એણીપેર બોલ્યા, તે હરિજનની કરૂઆશ. ધન. ૩

### પદ-૨.

બલીહારીરે જે નર જીવ્યારે, આવ્યા હરિરસ કીર્તન માંહ્ય; જે નર.
પરલોકે પલ ના સોહાય, તે તો જીવન મુગત કહેવાય. જે નર. ૧
બલીહારીરે ભવજલ નીધ તરવા, બીજા નથીરે અવર ઉપાય; ભવજલ.
કેશવ કીર્તન કરોરે નીરંતર, તમો લજ્યા છાંડીને ગાવ. જે નર. ૨
બલીહારીરે આ દેહી સ્થીર નહીં, તેને પડતાં ના લાગે વાર; આ દેહી.
ભણે નરસૈયો સંતો લુટો, આવા ગોવીંદ ગુણ ભંડાર. જે નર. ૩

### પદ-૩.

બલીહારીરે હરિએ વેંણ વાહીરે, સખી રામગ્રી ગાઇ; હરિએ.
ગોપી ગૃહે સુત પતિ છાંડીને, જોવાને ધાઇ. હરિએ. ૧
બલીહારીરે નેપુર કાનેરે, સખી કુંડલ પેહેર્યા પાય; નેપુર.
ટીલડીએ[2]સેંથો[3]ને સેંથે ટીલડી, એવા વીપરીત સણગારથાય. હરિએ. ૨
બલીહારીરે રજની શરદ તણી, સખી રાસ રમે બાલી[4] રજની.
વચ્ચે વનમાળી લે કર તાલી, સખી બોંહલડી વાળી. હરિએ. ૩
બલીહારીરે માનુનીને માન ઘણા, તે તો ગોકુળની બીજનાર; માનુની.
અંતરધ્યાન હવા હરિએ તતક્ષણ, વંદ્રાવન મોઝાર. હરિએ. ૪
બલીહારીરે કામનીને કાંહાંન મલ્યા, ત્યારે મુકયાંછે અભીમાન; કામની.
નરસૈંયાના સ્વામી રાસ રમે, જ્યાં સુરનર વાહે નીશાન. હરિએ. ૫

---

૧ રામગ્રી=એ નામનો એક રાગ. ૨ ટીલડી=નાનો ચાંદલો. ૩ સેંથો=કપાળે વાળમાં કાંસકીથી સીધો લીટો કરવો. ૪ બાલી=નાની ઉમરની ગોપીઓ.

પદ—૪

બલીહારીરે નાથ મુને મુકેશ માં, તારા ચર્ણ થકી અલગો; નાથ.
અમો પરમારથ કાંઇ નવ જાણ્યું, તારા નામ નાવે વળગ્યો. નાથ. ૧
બલીહારીરે વહાલે મારે વીઘન હર્યાં, એવાં વીઘન હર્યાં કંઇ વાર; વાલે.
ગોકળીયું રેલંતુંરે રાખ્યું, વહાલે બ્રીજની કીધી સાર. નાથ. ૨
બલીહારીરે તમો અમારે ને અમો તમારે, અંતર નહીં લગાર; તમો.
નરસૈંયાના સ્વામી એટલુંરે માગુ, મારા આવાગવન[1] નીવાર. નાથ. ૩

પદ—૫

બલીહારીરે અલબેલો આવે, સખી તોરણ બંધાવોરે દવાર; અ૦
ચૌવા ચંદન ઉવટ[2] કરીને, પધરાવો મોરાર. અ૦ ૧
બલીહારીરે સનેહ સબલો ધરીએ, જેમ પ્રાણજીવન વસ થાય; સ્નેહ.
મુખડુ નીહાળો સખી મોહનજીનું, તેણે ત્રીવીધી તાપ મટી જાય. અ૦ ૨
બલીહારીરે સુંદર શોભા, તે તો કોઇને કહી નવ જાય; સુંદર૦
ભણે નરસૈંયો પ્રાપતનું ફળ, જેણે હોએ કૃષ્ણ કીરપાય. અ૦ ૩

પદ—૬

બલીહારીરે મોહન મન વસીયો, તેહેની શી કહું પ્રેમની વાત; મોહન.
અમો અબળા આધીન જીવરે, કોણ હમારી જાત. મોહન. ૧
બલીહારીરે અમો તાહારે નામે રહ્યા, તહને નીરખ્યા વીના ન રહેવાય; અમો.
ભવના બંધન સેહેજે વામે,[3] જે તાહારા ગુણ ગાય. મોહન. ૨
બલીહારીરે આજનો દીવસડો, માહારા પ્રાણજીવન ઘેર આવ્યા; આજનો.
નરસૈંયાના સ્વામી પ્રીતે મળીઆ, અતી રૂડા ભાવ્યા. મોહન. ૩

પદ—૭

બલીહારીરે સુમરણ સાચુંરે, જ્યારે ભજીએ શ્રી ભગવાન; સુ૦
સરજણહાર તે સુખડાં આપે, એહેવા વેદ કરે વખાણ. સુ૦ ૧
બલીહારીરે ગુણકા તારીરે, તે તો છુટી ચારે ખાણ; ગુ૦
અજામેલ ઉગારી લીધો, એવા સમરથ સારંગપાણ. સુ૦ ૨

---

૧ આવાગવન=આવવું અને જવું તે, જન્મવું ને મરવું, ચોરાસીનો ફેરો.
૨ ઉવટ=સુગંધી પદાર્થ શરીરે ચોળવા. ૩ વામે=નાશ કરે.

બલીહારીરે ધ્રુવજી અટલ[1]થયા, વહાલે કીધી પ્રેહેલાદની સાર; ધ્રુ૦
અમરીસરાયના શ્રાપ નીવાર્યા, વહાલો અવતરીઓ દશવાર. સુ૦ ૩
બલીહારીરે દુખડાં દુર ગયાં, જ્યારે ઓળંગીઆ અવીનાસ. દુ૦
કહે નાહાનો ભવ બંધન છોડે, વહાલો આપે અનાપમ વાસ. સુ૦ ૪

પદ—૮

બલીહારીરે હરિ મુને હાથ ગ્રહો, તમો સમરથ છોજી દયાળ; હ૦
હું અપરાધી આધીન જીવરે, મુને બીવડાવે છે કાળ. હ૦ ૧
બલીહારીરે પ્રભુ એક પેર કરો, જ્યારે વલગાડો નીજનામ; પ્ર૦
આણે અવસર કાંઇ વીલમ ન કીજે, લીજે નીરભે ઠામ. હ૦ ૨
બલીહારીરે એકલાં તે કયમ રહીએ, જ્યારે સંસાર સગોનહીં કોય; એ૦
જમનો મારગ જેહને વહાલો, તેની સંગે કેમ હોય. હ૦ ૩
બલીહારીરે અમને તાહરી આસ ઘણી, હાવે પુરો હમારા કોડ; અ૦
નાહાના નીરબલ કાંઇ ન પ્રીછે, મુને ભવ બંધનથી છોડ. હ૦ ૪

પદ—૯.

બલીહારીરે પુરણ પામીરે, તાહારા ચરણ તણે પરતાપ; પુરણ.
ચઉદ લોકમાં કીધા જાણીતા, પડી નીરભે છાપ. પુરણ. ૧
બલીહારીરે મનગમતું કીજે, સખી મોહન સાથે આજ; મન૦
લટકે લાહો લીજીએ સજની, સરીયાં સઘળાં કાજ. પુરણ. ૨
બલીહારીરે રતન તે હાથ ચઢયું, સખી રાખોરે પ્રેમને પાસ; રતન.
નરસૈંયાના સ્વામી એટલું માગુ, તાહારા ચરણ કમલનીઆસ. પુરણ. ૩

પદ—૧૦.

બલીહારીરે થયું અજવાળુંરે, જ્યારે ઉગ્યો શશીયર[2] ભાણ;[3]; થયું.
કીરપા જેહેને જુગજીવન કેરી, તે કેમ રેહેસે અજાણ. થયું, ૧
બલીહારીરે મુખડે મોહી રહી, મુને લાગ્યારે મોહનાં બાણ; મુખડે.
સુધ ના રહી સુંદર વર જોતાં, સખી નીહાળે ચરણ ને પાણ[4]. થયું. ૨
બલીહારીરે ધન ધન જીવ્યાને, મારે મુગત સાથે નથી કામ; ધન.
જનમ જનમ જુગજીવનજી, મુને ચરણે રાખો શ્યામ. થયું. ૩
બલીહારીરે ગોઠડી તે કોને કહીએ, જ્યારે અંતરનું નહીં વહાલ; ગોઠડી.
ભણે નરસૈંયો સંતો લુટો, તમો સાજેથી[5] બાંધો પાળ. થયું. ૪

---

૧ અટલ=સારો હોશિયાર, પાકો પ્રવીણ. ૨ શશીયર=ચંદ્રમા. ૩ ભાણ=સુર્ય.
૪ પાણ=હાથ, કર. ૫ સાજેથી=વેળાસર.

# પ્રભાતીયાં.

પ્રભાતીયાં નબર ૧.

## ( કટખા. )

રાગ સીંધુડો.

### પદ ૧.

ધન તું ધન તુ એમ કહે શ્રીહરિ, નરસૈંયા તું માહારો ભક્ત સાચો;
મેલી પુરૂષારથ સખીને વેષે થયો, તાહેરા પ્રેમથી હુંરે રાચ્યો. ટેક
મુજમાં તુજમાં ભેદ નહીં નાગરા, માન તું માહારી વેદવાણી;
હજુ પરતીત[1] ન ઉપજે તુજને, મેં તુને મોકલ્યું ટાઢું પાણી. ૧
મોસાળું કીધું તે કેમ ગયો વીસરી, હાર આપ્યો પ્રતક્ષ ભુપ;
ચોદ લોકમાં માહારે તુજ સમો કો નહીં, તાહેરૂ માહેરૂ એક રૂપ. ૨
તાહેરા અક્ષર જે ગાએ ને સાંભળે, તેહેના કુટંબ સહીત પાવન થાયે;
ભણે નરસૈંયો મીઠુ બોલીસુ રીઝવે, કરજોડી કૃષ્ણજી સમ ખાયે. ૩

### પદ ૨.

જીરે રહીત રજની જયારે પાછલી ખટઘડી,[2] સાધુ પુરૂષને સુઇ ન રહેવું;
નીંદ્રાને પરહરી સમરવા શ્રી હરિ, કૃષ્ણજી કૃષ્ણજી એમ કહેવું. ટેક
જીરે વેદીયા[3] હોય તેણે વેદ[4] સંભાળવા, ભોગીયા[5] હોય તેણે ભોગ[6] તજવા;
જીરે જોગીયા[7] હોય તેણે જોગ[8] ઉપાસવા, વૈષ્ણવ જને કેવલ કૃષ્ણ કહેવા. ૧
જીરે કવીજન હોય તેહેને સકલ ગ્રંથ સોધવા, દાતારને દત દાન કરવા;
પતિવૃતા નારીએ પીઉજીને પુછવું, વચન કહે તે તો શીશ ધરવા. ૨
જીરે આપહી આપણા ધરમ સંભાળવા, મન ક્રમ વચન મેહેલ ટાલી;
ભણે નરસૈંયો હું એહ માગુ સદા, ચરણે રાખો મુને વાલી વાલી. ૩

---

૧ પરતીત=ભરોસો ખાત્રી, વિશ્વાસ. ૨ ખટઘડી=છઘડી. ૩ વેદીયો=કર્મકાંડ કરાવનારો, દુનીયાદારી વ્યવહારની સમજણ વગરનો માણસ. ૪ વેદ=આર્યપ્રજાનું ધર્મ પુસ્તક. ૫ ભોગીયા=સંસારી વિષયી, રસીક વિલાસી પુરૂષો. ૬ ભોગ=સુખનો લહાવો, સંભોગ, રતી. ૭ જોગીયા=વૈરાગી, ત્યાગી, જેણે સંસાર વિષય ઉપરથી ભાવ ઉઠાડયો હોય તે પુરૂષો. ૮ જોગ=ઇશ્વર સાથે એકત્રપણું કરવાનું જે શાસ્ત્ર તે.

પદ–૩.

મેહેલ પીતાંબરા અંબર માહેરૂ, સુરજ ઉગે કેમ સુઇ રહીએ;
સાસુ જુઠી ઘેર નણંદી અદેખી છે, કંથ પુછે ત્યારે શું રે કહીયે. ટેક
ઘેન દોહવી ઘેર વાછરૂ ટળવળે, મહીરે વલોવવું આજ માહરે;
લોકની લાજ લોપી લક્ષ્મીવરે, કાલે કોણ આવશે પાસ તાહરે. ૧
જીરે કંઠથી કુસુમનો હાર કરમાઇ ગયો, દીપક જોત તે ક્ષીણ થાયે;
પંખીયા શબ્દ કરે અતી સુંદર, ગાયન પંચમ[1] રાગ ગાયે. ૨
જીરે તું તારે મંદીર પ્રેમથી પોઢીયો, માહરે મંદીર દુર જાવું;
નરસૈંયાના સ્વામી મેલ પીતાંબરા, હવે બીજીવાર હું તો નેહીરે આવું. ૩

પદ–૪.

જસોદાએ શ્રી કૃષ્ણને જગાડયા તે વિષે.

જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજ વીના ઘેનમાં કોણ જાશે;
ત્રણસેંને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે[2] ગોવાળીયો કોણથાશે. જા૦ ૧
દહીતણાં દૈથરાં ઘી તણાં ઘેબરાં, કઢીઅલ[3] દુધ તે કોણ પીશે;
હરી તાહારો હાથીયો કાલીનાગ નાથીયો, ભુમીનો ભાર તે કોણ
હરશે. જા૦ ૨
જમુનાને તીરે ગૌધેન ચારતા, મધુરીસી મોરલી કોણ વાસે; ?
ભણે નરસૈંયો તારા ગુણ ગાઇ રીઝવે,બુડતાં બાંહોડી કોણસાહાશે. જા૦ ૩

પદ–૫.

પાછલી રાતના નાથ પાછા ફર્યા, શું કરૂં રે સખી હું ન જાગી;
નીરખતાં નીરખતાં નીંદ્રા આવી ગઇ, બોલ પાળ્યો હરિએ
બીરદ[4] ભાગી. ટેક.
કાંહાં હશે કૃષ્ણજી શોકય સુણસે વલી, પ્રથમ જઇ નાથને પાય
લાગુ;
સરલ છે શામળો મુકશે આમળો, માવ પાસે જઇ માન માગુ. ૧
ઉઠ આળસ તજી નથી ગયા નાથજી, દ્વાર ઉભા હરિ હેત જોવા;
ભણે નરસૈંયો એતો પ્રેમને વશ થયા, ઘેર જાઉં પછે ઘેન દોહોવા. ૨

---

૧ પંચમ=સપ્ત સ્વરમાનો પાચમો સ્વર તે. ૨ વડો=મોટો, આગેવાન.
૩ કઢીઅલ=ઉકારેલું. ૪ બીરદ=પ્રતિજ્ઞા, ટેક, વચન.

# કૃષ્ણજી મહારાજ ગાયો ચારવા ગયા હતા તે વિષેનું પ્રભાતીયું.

પ્રભાતીયાં નંબર ૨.

## ગોકુળ લીલા.

પદ-૧.

સાદ કરે જસોદા માવડી, સુતા જાગો દયાળ;
સે ના જાગો મારા નાથજી, તમને આવડી શી આલ[૧].
જુમનાના તીર રળીયામણા. ટેક.
શબ્દ કોકીલા કરી રહયા, થયો પ્રાતસકાળ;
મહીડાં મહીયારી ધુમી રહયાં, છોરૂ કરેરે કલોલ. જુમનાના. ૧
જસોદા જગાવે માહવને[૨], સુતા જાગોની તાત[૩];
સુરજ ઉગે ને પંખી સ્વર કરે, ફાટયો પોહો પરભાત. જુમનાના. ૨
આળસ મરડીને કૃષ્ણ ઉઠીયા, આવ્યા રંગ મહેલ[૪];
દાતણ આલો જસોદા માવડી, મારે થાય છે વાર. જુમનાના. ૩
સોના ઝારી જુમનાં જલ ભરી, આવેર દાતણ સાર;
દાતણ આલુ દીનાનાથને, મુખ લુવા રૂમાલ. જુમનાના. ૪
દાતણ કરીને કૃષ્ણ ઉઠીયા, દુધ આલો જસોદા માય;
કરમે દોહણી ને ખભે દામણું[૫], જસોદા દોહવાને જાય. જુમનાના. ૫
વાછરડાં વાળે ગોવાળીયો, જસોદા દુવે છે ગાય;
સોના વાડકા દુધે ભર્યાં, માંહે સાકર સાર. જુમનાના. ૬
દુધડાં પાઉં દીનાનાથને, હૈડાં ટાઢાં થાય;
રોટલી આલુ હરિના હાથમાં, માંહી માંખણ સાર. જુમનાના. ૭
સોના રૂપા કેરી કાંસકી, ચૌવા ચંદન સાર;
ચોટી ગુંથું દીનાનાથની વેણ[૬] મોટેરી થાય. જુમનાના. ૮

૧ આલ=આગસ, ૨ માહવને=કૃષ્ણને, ૩ તાત=બાપ. ૪ રંગમહેલ-શુશોભિત મંદીર. ૫ દામણું=જાડીદોરી, નેતરૂં. ૬ વેણુ=ચોટલી

પુરી તરૂ મસુરની, સીરો સુગંધીદાર;
અથાંણાં મંગાવું વીધ વીધનાં, ભોજન કરો ભગવાન. જુમનાના. ૯
તરતનાં તાવ્યાંઘૃત તૈયાર છે, દહી દુધ માંખણ સાર;
કપુરે ઉતારૂ હરિની આરતી, આરતી ઉતારે બ્રીજનાર. જુમનાના. ૧૦
ભોજન કરવા કૃષ્ણ ઉઠીયા, આચમન આલોમારી માય;
સોના ઝારી જુમના જલ ભરી, આચમન લ્યોને દયાળ, જુમનાના. ૧૧
ભોજન કરીને કૃષ્ણ ઉઠીયા, મુખવાસ આપો નંદજીતાત;
લવીંગ સોપારી ને એલચી, પાન બીડાં બે ચાર. જુમનાના, ૧૨
માળણ આવી મધુવનથી, લાવી ચોસર હાર;
પુલ ભરાવું હરિને અંબોડે[1], મોહી ગોકુળની બ્રાજનાર. જુમનાના. ૧૩
ચરણે મેલુ તારો ચાબકો, ડગલો પેહેરો દીનાનાથ;
ગજવે ઘાલુ બદામ પીસતાં, શેરડી દાડમ દ્રાક્ષ. જુમનાના. ૧૪
ચરણે મેલુ તારી પાવડી,[2] મોજાં પેહેરો માહારાજ;
હાથમાં આલુ લાલ લાકડી, ગાયો છોડો દીનાનાથ. જુમનાના. ૧૫
જસોદાએ મહીડાં વલોવીયાં, આશી ઓધારી રાત;
બળભદ્ર વાછરડાં બાંધશે, ગાયો છોડો માહારાજ. જુમનાના. ૧૬
ગાયો ચારવા હું તો નહીં જાઉં, એો જસોદાજી માત;
જુમનાંના જલ છે બીહામણા, સાથે મોકલો સુદામા તાત. જુમનાના. ૧૭
કદમ ચઢીને ઝંપલાવીયા, પેઠા સાત પાતાળ;
કૃષ્ણએ કાળીનાગ[3] નાથીયો, ત્યારે કોણ હતુ પાસ. જુમનાના. ૧૮
ગાયો ચારવા હુંતો નહીં જાઉં, એો જસોદા માત;
કાળીંદ્રીના જલ છે બીહામણાં, મોકલો બળભદ્ર ભ્રાત. જુમનાના ૧૯
કરથી ગોવરધન કર ગ્રહ્યો, ત્યારે કોણ હતુ પાસ;
ટચલી આંગળી[4] ઉપર રાખીયો, ત્યારે કોણ હતુ સાથ. જુમનાના. ૨૦
કાળીંદ્રીમાં ઝંપલાવીયા, નાથ્યો કાળીનાગ;
નાગ નાથીને તમે સાંચર્યા, તમને શું કરે સાપ. જુમનાના. ૨૧

૧ અંબોડો=સ્ત્રીયો પોતાના માથાના વાળને હેળીને માથા પછવાડે તેની જે ગાંઠ વાળે છે તે, કેશ પાશ. ૨ પાવડી=પાદુકા, જે ઘાટ ઉપર પગ મુકી ચલાય છે તે. ૩ કાળીનાગ=કાળા રંગનો સાપ, નાગ. ૪ ટચલી આંગળી=છેલ્લી નાની આંગળી, કનિષ્ઠિકા.

ગોકુળ રાખ્યું રેલતું, ત્યારે કોણ હતુ પાસ;
બ્રહ્મા વાછરડાં હરી ગયા, ત્યારે કોણ હતુ સાથ. જુમનાના. ૨૨
નવા નીપજાવ્યા તેટલા, કોઇએ ન જાણી વાત;
બ્રહ્મા આવીને ચરણે નમ્યા, વાછરડા આલ્યા દીનાનાથ. જુમનાના. ૨૩
જુમનાની તીરે જઇ ઉભા, મુખ મોરલીની ટેક;
વનમાં વગાડે રૂડી વાંસલડી, ગોપી સૌ કીધો ઘેર.[1] જુમનાના. ૨૪
ગાયો ચારીને કૃષ્ણ આવીયા, ઓ જસોદાજી માત;
નંદજીને આપો વધામણી, આવ્યા હળદર ભ્રાત. જમુનાના. ૨૫
ગોકુળ લીલા જે કોઇ સાંભળે, ગાયે નર ને નાર;
ભવસાગર ફેરો ટળે, ગાયે માધવદાસ. જુમનાના. ૨૬

પદ–૨

રાધાજીનો હાર.

રાધાને મંદીર હરિ ગયા, ચોર્યો હૈયાનો હાર;
કામની કંઠ સોહામણો, સુંદરીનો સણગાર.
આલો હરિ મારો હારડો, અબળાના આધાર. ટેક.
કૃષ્ણ–અગની કરો સૌ એકઠી, માંહી ગોળા ધીકાવ;
લીધો હશે તો દાઝશું, દઇસુ તમારો હાર.
રાધા–ડુંગર ડુંગર દવ[2] બળે, લાગી ચોદસ લાહ્ય;
દાવાનળ[3] હરિ પી ગયા, તમને શું કરે આગ. આપો હરિ.
કૃષ્ણ–નવસેં નદીના નીર લાવી, ઘોળી અમનેરે પાવ;
લીધો હસે તો દુઃખશે, દઇસુ તમારો હાર.
રાધા–સાત સમુદ્ર નવસેં નદી, ત્યાં છે હરિનો વાસ;
કઇરે નદી તમને દુભવે,[4] શું કરે સાગર નીર. આપો હરિ.
કૃષ્ણ–સાપ કરો સૌ એકઠા મારે કંઠ લગાવ;
લીધો હશે તો દંખશે, દઇસુ તમારો હાર.
રાધા–કાળીંદ્રીમાં ઝંપલાવીયા,[5] નાથ્યો[6] વાસુકી નાગ;
નાગ નાથી કર્યાં નેતરાં,[7] તમને શું કરે સાપ. આપો હરિ.

---

૧ ઘેર=ગોળ ફરતી હદ, પરીધ. ૨ દવ=લાકડે લાકડાં ઘસાયાથી એની મેળે જે આગ લાગવી તે, જંગલ બળવું તે દાવાગ્નિ, દાવાનળ. ૩ દાવાનળ=દવ, જંગલ બળવું તે. ૪ દુભવે=મન દુઃખાવે, નારાજ કરે. ૫ ઝંપલાવીયા=એકદમ યાહોમ કરીને કુદી પડયા. ૬ નાથ્યો=વીંધ્યો, અંકુશમાં નાખ્યો. નાથ ઘાલી. ૭ નેતરૂં=વલોવવાની રસી, દહી વલોવવાની રવૈએ બાધવાનું દોરડું.

નરસૈં-રાધાને બોલડે હરિ રીઝયા, રીઝયા અંતર જામ;
હાર આપ્યો હરિએ તતક્ષણ, નરસૈંયાનો શામ.
આપ્યો હરિએ મારો હારડો.

પ્રભાતીયાં નંબર-૩.

## દેશીફેર.

પદ-૧.

આજરે શામળીએ વહાલે, અમસું અંતર કીધાંરે;
રાધાબાઇનો હારજ લેઇને, રૂક્ષમાણીને આપ્યોરે. ટેક.
જાણતી તો જવા નવ દેતી, રહેતી મુખડું જોતીરે;
પ્રાણ તજુ પરસોતમ આગે, આપો હમારા મોતીરે. આજરે. ૧
સેરીએ સેરીએ સાદ[૧] પડાવું, ઘેર ઘેર હીંડુ જોતીરે;
રૂક્ષમાણીની કોટે મેંતો, ઓળખ્યાં મ્હારા મોતીરે. આજરે. ૨
હમારા મોતી કાંગરીયારા[૨], તમારા મોતી ગોળરે;
ચાલોને પેલા ચોકસીની હાટે[૩], તેના કરાવીએ તોલરે. આજરે. ૩
રાધાબાઇને રીસ ચઢી છે, સૌ મલી મનાવેરે;
કૃષ્ણજીને એટલું કહેજો, માહારે મંદીરીએ ના આવેરે. આજરે. ૪
પેટી ભરી પટોરાં લાવ્યા, બે પોઠીડાં મોતીરે;
દીવાને અજવાળે બાઇ હું, મરકડલે[૪] હાર પરોવતીરે. આજરે. ૫
નરસૈંયાના સ્વામીજી, માહારે મંદીરીએ આવ્યારે;
રાધાબાઇને મનાવવાને, નવલા મોતી લાવ્યારે. આજરે. ૬

પદ-૨.

માતા જસોદા મોકલો કુંવરને, મહીડા વલોવવા માહારારે. ટેક.
સાસુ માહારા ગામ સધાર્યાં, નણદલ તો રીસાયાંરે;
તે અટકે હું તેડવા આવી, સાંભળોની અરજ અમારીરે. મા૦ ૧
ગોળીરે મારી ટોક ભરાંણી, જરી ના સાંચરે પાણીરે;
હું નાનકડી વલોણું ભારે, નેતરૂ ના શકુ તાણીરે. મા૦ ૨

૧ સાદ પડાવવો=બુમ પાડીને સૌ સાંભળે તેમ જાહેર કરવું, ડાંડી પીટાવવી.
૨ કાંગરીયારા=નાના કાંગરાવાળા, ધારવાળા, કીનારીવાળા. ૩ હાટે=દુકાને.
૪ મરકડલે=હરખભેર, ઉમંગથી.

એક પાસે તાણે કાહાનજી કાળા, એક પાસે રાધકા ગોરાંરે;
ચુડી ખડુકે મારાં મહીડાં ધડુકે, આ શા વલોણાં વારારે. મા૦ ૩
જીવણ માહારા જુગના જાણે, અતી ઘણું માંખણ લાવેરે;
ભણે નરસૈંયો લેણું માગે, નરહર નેતરાં તાણેરે. મા૦ ૪

પદ-૩.

જસોદા તમારા કાહાંન કુંવરને, સાદ કરી બોલાવોરે;
બ્રીજમાં આવી ધુમ કરે છે, નહીં કોઇ પુછણ હારરે. ટેક.
સીકુ છોડયું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને દ્વારરે;
માંખણ ખાધું વેરી નાખ્યું, સરવે કીધું ખુવારરે. જસોદા. ૧
ખાં ખાં ખોળા[1] કરતો હીંડે, બીહે નહીં લગારરે;
મહીમથવાની[2] ગોળી ફોડી, આશાં કહીએ લાડરે. જસોદા. ૨
વારે વારે વારૂ મોહન, હવે નહીં રાખું ભારરે;
નીત ઉઠીને કહો કેમ સહીએ, રહેવું નગરમોઝારરે. જસોદા. ૩
માહારો કાંહાંનજી ઘરમાં છે, બાઇ કયારે દીઠો બહારરે;
દહી દુધનાં માંટ ભરીઆ, બાઇ ચાખે નહીં લગારરે. જસોદા. ૪
શાને કાજે સહુ આવ્યાં છે, આવી છો દશ બારરે;
નરસૈંયાના સ્વામી સાચા, જુઠડી સહુ બ્રીજનારરે. જસોદા. ૫

## રાગ ભૈરવ.

પદ-૧

ભજો ભગવંત[3] ભુલ મત જાવરે, મનુષ્યા જનમકો એહી લહાવરે;
ગુરૂ સેવા કરી ભક્તિ કમાઇ, તાથે મનુષ્યા દેહી પાઇ. ટેક
તા દેહીકુ વંછે[4] દેવા, સો દેહી તું કરીલે હરજીકી સેવા. ૧
શેવક સોહી જે લાગે સેવા, તાકુ મીલે નીરંજન[5] દેવા. ૨
સતગુરૂ મીલે તો ખોલે કપાટા, બોહોર ન આવે જોનીકી[6] વાટા. ૩
અબ ના ભજયો કબ ભજીસરે ભાઇ, આવેગો અંત ભજયોનાંહી જાઇ. ૪

૧ ખાંખાં ખોળા=ખુણે ખોચરે અહીં તહીં આમતેમ ખોળવું, શોધવું તે. ૨ મહીમથવાની=( મહી=દહીં+મથવાની=વલોવવાની ) દહીં વલોવવાની. ૩ ભગવંત=ભાગ્યશાળી, પ્રભુના અંશવાળો. ૪ વંછે=ઇચ્છા રાખે, ચાહના કરે. ૫ નીરંજન=પરમાત્મા, બ્રહ્મ. ૬ જોનીકી=( જોની=ગર્ભવાસ+કી=ની ) ગર્ભવાસની.

જે હરિ ભજ્યા સોહી તત્વ સારા, ફેર પસ્તાએગો વારંવારા. ૫
જબલગી જરા રોગ નહીં આયા, તબલગી કાળ ડસે નહીં કાયા. ૬
જબલગી ખીન્ન[1] પડે નહીં વાંણી, તબલગી ભજીલે તું સારંગપાણી.[2] ૭
આ તેરો અવસર આ તેરી વારી, હીરદા ભીતર સોચ વિચારી. ૮
કેહેત કબીર જીત ભાવે હારી, બહુ વીધી કહુ પોકારી પોકારી. ૯

પદ-૨

ધન સત ગુરૂજીને દીયા ઉપદેશા, ભવ ડુબત ગ્રહી કાઢયો કેશા.[3] ૧
સાકુતથા સો વૈષ્ણવકીના, શ્રી રામનામકા સુમરણ દીના. ૨
લોક લાજ કુળ કાંન બીહાઇ, સંત મીલે તબ સંત કહાઇ. ૩
પારસ પરસત કંચન હોઇ, લોહા ન વાકુ કહેવે કોઇ. ૪
કંચન મુધે મુલ બેકાઇ, પારસકા ગુણ દેખોરે ભાઇ. ૫
સ્વાંત બુંદ કંદલીમાં પરહી, રૂપ વરણ કછુ ઓરહી ધરહી. ૬
નામ કપુર વાસના હોઇ, કંદલી વાકુ કહેવે ન કોઇ. ૭
ચંદનકે ઢીગ ચંદન હોઇ, કાષ્ટ ન વાકુ કહેવે કોઇ. ૮
કેહેત કબીર સતગુરૂકા ખેલા, ફુલ પરસત તેલ ભયો ફુલેલા. ૯

પદ-૩.

આદ સનાતન હરિ અવીનાસી, સકલ નીરંતર ઘટ ઘટ વાસી;
જોતસરૂપી જગન્નાથ કહાવે, સો વંદ્રાવન મોરલી બજાવે. ટેક.
શ્રવણ નયન મુખ રસના નહીં નાસા[4], ચરણ કમલ બીન તન[5] પ્રકાશા;
નીરાકાર નીજ નામ કહાવે, સો જસોદા લેઇ ગોદ ખેલાવે. આદ. ૧
કોટ બ્રહ્માંડ એક રોમ[6] નીવાસી, રવી શશી કોટ નખ કાંતી પ્રકાશી;
દાતા ભકતા વીશ્વ સબ જીવે, સો માત પયોધર[7] ગ્રહી પયપીવે, આદ. ૨
સુક સનકાદીક કરત વીચારા, સનક સનંદન[8] પાવે નહીં પારા;
એક નીરંજન ધાવે[9] જ્ઞાની, સો મુખ ચુંબત નંદજીકી રાણી. આદ. ૩

૧ ખીન્ન=મનોભંગ થઇ પાછી પડેલી નિરૂત્સાહ, દુઃખી, નાસીપાસ. ૨ સારંગપાણી=ધનુષ છે હાથમાં જેના તે. વિષ્ણુ. ૩ કેશા=મુવાળા, વાળ. ૪ નાસા=નાસિકા, નાક, ગંધ ગ્રાહક ઇંદ્રિય. ૫ તન=શરીર. ૬ રોમ=રૂંવાડું. ૭ પયોધર=સ્તન, થાન. ૮ સનંદન=બ્રહ્માના કુંવરનું નામ છે. ૯ ધાવે=આરાધે.

અરૂણ[1] કુબેર વરૂણ[2] જાહી ધ્યાવે, મુની મનસા કોઇ પાર ન પાવે;
ઇંદ્ર આદ દેવ લોલાવે, સો પ્રભુકુ બ્રિજજન પારણે ઝુલાવે. આદ. ૪
અંજન રહીત મોહ નહીં માયા, માત પિતા સુત બંધુ ન જાયા;
ચરણ કમલ નીત રમા[3] પલાવે,[4] સો માટી કારણ માતા મુખ જોવે. આદ. ૫
જોગ ધ્યાને હરિ સ્વપ્ને ન આવે, કોટ કોટ જગનથં હરિ દુર રહાવે;
સો નવ નીત માતાપેં માગે, મુખ દધી લેપ દે હરિ ઓલંગે. આદ. ૬
પટા[5] અનુખળ તે લે ધરાવે, બેઠે સખા સંગ આપ ચઢાવે;
લે લકુટી[6] દધી ભાજન[7] ફોડે, પીવત મહી કહાન શીશડોલે. આદ. ૭
શબ્દાતીત[8] સકલ ઘટ[9] બોલે, સો બન બછુવા[10]ચરાવનડોલે;
વીશ્વંભર[11]વીશ્વ નામ કહાવે, સો ઘેર ઘેર ગોરસ જાયચોરાવે. આદ. ૮
પૃથ્વી તેજ પવન આપ[12] છાંયા, પંચતત્વ[13] કરી જગત ઉપાયા[14];
ચીંતામણી રીધ સીધ નીપાઇ, સો નંદ આહીરકે કુંવર કન્હાઇ. આદ. ૯
રચે લોક પાળે ઓર મારે, તીન લોક એક પલમે તારે;
કાળ ડરે જાકે બલ ભારી, સો અનુખળ બાંધ્યો મહતારી[15]. આદ. ૧૦
જા મુખતે એ નીગમ નીપાયા, સો નીગમે મુખ નાહીં હરાયા;
અગમ[16] અગોચર[17] લીલાધારી, સો રાધા સંગે કુંજ બીહારી. આદ. ૧૧
જે રસ ગોકુળ ગલી બહાયો[18], સો રસ બ્રહ્માદીક નહીં પાયો;

---

૧ અરૂણ=સુર્યનો સારથી, પ્રાતઃકાળ, ૨ વરૂણ=પાણીનો અધિષ્ટાતા દેવ, ૩ રમા=લક્ષ્મી. ૪ પલાવે=ચાપે. ૫ પટા=દોરડુ. ૬ લકુટી=લાકડી ૭ ભાજન=વાસણ, પાત્ર. ૮ શબ્દાતીત=( શબ્દ=શબ્દ+ અતીત=ન્યારો ) શબ્દથી ન્યારો. ૯ ઘટ=ઇશ્વરે ઘડેલો કોઇ પણ ઘાટ. ૧૦ બછુવા=વાછરડાં. ૧૧ વીશ્વંભર=વિશ્વનું ભરણ પોષણ કરનાર, પરમેશ્વર. ૧૨ આપ=પાણી, જળ. ૧૩ પંચતત્વ=૧ પૃથ્વી, ૨ પાણી, ૩ તેજ, ૪ વાયુ, અને ૫ આકાશ. એ પાંચ મહાભુત. જગતની ઉત્પત્તિના કારણ પાંચ મુખ્ય બીજ તે. ૧૪ ઉપાયા=નીપજાવ્યું. ૧૫ મહતારી=માતા. ૧૬ અગમ=જેની ગમ ન પડે તે. ૧૭ અગોચર=ઇંદ્રિયોથી ન જણાય તે. ૧૮ બહાયો=વહી ગયો. પથરાયો.

કાગ કીટ[1] હોઇ બ્રીજમે આયો, અવીગતકી ગત આપેહી
ભુલાયો. આદ. ૧૨
અખીલ બ્રહ્માંડ ખંડીત હોઇ જાવે, બ્રજ અંગના મલી
સુજસ જસ ગાવે;
તિન લોક તેં મથુરાં ન્યારી,જહાં સદા રમણ રસ રાસવીહારી. આદ. ૧૩
બડભાગી[2] સકલ બ્રજવાસી, જાકે સંગ ખેલે અવીનાશી;
દાસ કબીર ગુણ કહા બખાને, ગોવીંદકી ગત ગોવીંદ જાણે. આદ. ૧૪

પ્રભાત.

## રાગ વિભાસ.

પદ ૧.

રામ કહોરે પીંજર કે સુવા,
અજુ લગી ખબર પડત નહીં અંધે, ધંધો કરતાં સકલ જુગ મુવા. ટેક.
ધડીરે સુથારે કઠેરો કીનો, અજુ લગી સાધ નીશ્ચલ નહીં હુવા. રામ૦
અંતકાલ રીપુ હોત મંજારી,[3] હારી ચલ્યો જેસે જુવારે જુવા. રામ૦
આસારે મેટ પાંચ પણીયારી, ખુટત નહી કરમ જલ કુવા. રામ૦
કેહેતકબીર જેણે હરિરસ ચાખ્યો, વાહીકે મુખ અમરીત રસ ચુવા. રામ૦

પદ ૨.

રાગ દેસાખ.

તુમ મેરી પ્રભુતા બોહોત કરી,
માહા પતીત આયો સરણાગત, નીંચ દશા લેઇ ઉંચ ધરી. ટેક.
જનમ મરણ સંતાપ આપદા, તુમ પરસત મેરી સબે હરી;
અસ્ટસીધ નવનીધ મુકિત આદ દેઇ, કરજોડી રહી દ્વાર ખડી. તુમમેરી ૧
તીન લોક ઓર ભોવન ચતુરદશા, વેદ પુરાણે:સહી પડી;
સુરદાસ અપને ભગતનકુ, દેત પરમ સુખ ઘડીરે ઘડી. તુમમેરી ૨

પદ ૩.

તુમહી ગોપાલ મોસે બોહોત કરી, તુમહી દયાલ મોસે બોહોત કરી;
સુમરણકુ નર દેહી દીની, મો પાપીથેં કછુ ના સરી. ટેક.

---

૧ કીટ=જીવ ( માંછલું ). ૨ બડભાગી=મોટા નસીબવાળુ, સુભાગી.
૩ મંજારી=બીલાડી.

ગરભવાસ અતી ત્રાસ ઉંધેરે મુખે, તાંહાં ન મેરી સુધ બીસરી;
જઠરા અગનમાં રાખીરે લીનો, કંચનસી મેરી દેહ કરી. તુમહી. ૧
કહાકહુ અપરાધી જનમકો, આદ અંત મોસે બીસરી;
તુલસી પતીત નાથ તમો પાવન, બાંનેકી અબ લાજ પરી. તુમહી. ૨

પદ ૪.

કહા ભયોરે મુખે રામ કહ્યો,
જેસોરે મંત્ર ભોરીંગ વસ કીનોરે, અંતહકરણ વીખ નાંહી ગયો. ટેક.
માળારે તીલક સ્વાંગ[1] ધરે હરિકો, ધુત ધુત ધન આપ લીયો;
જો ટટરીકી હોત પારધી, અનેક જીવણકુ તેં ડાત્ર દીયો. કહા૦
હરદે કપટ વચન સીતલતા. અતીરે આધીન હોઇ નમણ નમ્યો;
કેહેતકબીર વાકો સંગ ના કીજેરે, વણરે વવેક જેણે ભેખ[2] લીયો. કહા૦

પદ ૫.

આજ નંદજીકે દુવારે ભીડ;
કૃષ્ણ અવતાર લીયો ગોકુળમાં, ઘેર ઘેર કીરડા કરત આહીર. ટેક.
ઘેરઘેરથી નીકસી બ્રીજવીનતા, પેહેરે પીતાંબર ઓઢે ચીર;
તાલ મ્રદંગ જાંઝ ડફ વાગે, નરત કરે તાંહાં મલી મલી ભીડ. આજ૦ ૧
એકનકુ તીલક દીયો કેશરકો, એકનકુ ઓઢાવત ચીર;
એક આવત એક જાત વીધ્યારે હોઇ, એકઠાડે જુમનાંજીકે તીર. આજ૦ ૨
બાવારે નંદ ખડગમે ઠાડે, કરત મહચ્છા ઓર ધરે મન ધીર;
પ્રેમાનંદ પ્રભુ સુખકે સાગર, કૈંસ બેહેન પ્રગટે બલવીર. આજ૦ ૩

પદ ૬.

મદન ગોપાલ હમારે શ્રી રામ,
ઇતહી ધનુસ ઇત બીમલ બેન કર, પીત બસન અરૂ તન ઘન શામ. ટેક
અપની ભુજા જેણે જલનીધી બાંધ્યો, ગોવરધન રાખ્યો કરવામ;[3]
દશ શીશ વીસ ભુજા અસુર બીડાર્યો, રાસ રમાડયા કોટીક કામ. ૧
જે અજોઠયા પંચવટી[4] પાવન, સોહી વંદાવન ગોકુળ ગામ;
સોઇ શેષ વેષ ધરી આયે, સાથે બંધવ લક્ષમણ બલરામ. ૨

૧ સ્વાગ=રૂપ. ૨ ભેખ=ગૃહસ્થનો વેષ છોડી દેવો તે, વૈરાગ્ય. ૩ કરવામ= (કર=હાથ +વામ=ડાબો ) ડાબો હાથ. ૪ પંચવટી=ગોદાવરી નદી ઉપરનો એક પ્રદેશ.

તબ રઘુવર અબ જદુવર મોહન, લીલા લલીત વીમલ બહુ નામ;
ભેદ રહીત દાસ પરમાનંદ, નીજ જન મલી ગાવે ગુણગ્રામ.[૧] ૩

પદ ૭.

રામ નામ વીના ના છુટે મળ[૨],
તીરથ વૃત કોટ કરે નીત નીત, પંડ પખાળી મરે જલથલ. ટેક.
સપ્તદ્વીપ[૩] નવખંડ પૃથ્વી, પરકંબા દેવે પલ પલ;
વેદ પુરાણ પઢી પઢી પંડીત, ભુલે પડે અખેર અખેર. રામ. ૧
જયાં ત્યાં સબ આન ભરોંસા, બીન ભગવંત ભયો કાહુ ભલ;
સુરદાસ ભગવંત ભજન બીન, મીથ્યા ઓર સકલ બુદ્ધીબલ. રામ. ૨

પદ—૮.

રામ નાંમ મોંસે કયું બીસરે,
જલસુત તાસુત તા, વાહન ભક્ષતા જનુની કો બરદ ટરે. ટેક.
જોપે વહની હોત સીતળતા, રવી શશી પશ્ચિમ ઉદીત ટરે;
નાહેર[૫] શીર હોત બન છેરી[૬] ડાબે બેરીયાં જો ગુજરે. રામ૦ ૧
જરા મરણ જાકે શીર પર, સો મુરખ તેં ગર્વ ધર્યો;
સુરદાસ વાકુ કાહુ ડોર નાંહી, જો હરિકે સરણે ઉગર્યો. રામ૦ ૨

## મંગલ આરતી.

રાગ વિભાસ.

પદ ૧.

જાગીએ માહારાજ કુંવર પંખીયાં બન બોલે;
જાગીએ બ્રીજરાજ કુંવર પંખીયાં બન બોલે. ટેક.
શશી કીરણ સીતળ ભયે, ચકવીધ પીયા મીલન ગએ;
અતી સુગંધ પવન વહે, દ્રુમલ[૭] પાત્ર ડોલે. જાગીએ૦ ૧
ઉદીત ભયો પ્રગટ ભાણ, જીવ જંત સુચીત માન;
ભમરા કરત ગુંજ, કમળ[૮] દલ ખોલે. જાગીએ૦ ૨

---

૧ ગુણગ્રામ=પુણ્યગ્રામ. ૨ મળ=કચરો, ગંદવાડ. ૩ સપ્તદ્વીપ=( સપ્ત=સાત +દ્વીપ=બેટ ). સાત બેટ ૧ જંબુ, ૨ કુશ, ૩ પ્લક્ષ. ૪ શાલ્મલી, ૫ ક્રૌચ, ૬ શાક અને ૭ પુષ્કર. પુરાણ પ્રમાણે. ૫ નાહેર=વાઘ. ૬ છેરી=બકરી.
૭ દ્રુમલ=દ્રુમ, વૃક્ષ, ઝાડ, તરૂ. ૮ કમળ=પાણીમાં પેદા થતું લાંબી દાંડીનું એક ફુલ.

તુલસીદાસ અતી આનંદ, નીરખત મુખારબીંદ;
દેનનકુ દેત દાન, ભુક્ષન અમુલે. જાગીએ૦ ૩

પદ ૨.

પ્રાત સમે રઘુવીર જગાવે, કૌશલ્યા મા તારી;
ઉઠો લાલજી ભોર[1] ભયો હે, સુરીનર મુની અધીકારી. ૧
બ્રહ્માદીક ઈંદ્રાદીક દેવતા, સનકાદીક મુની ચારી;
વાણી વેદ બીમલ જશ ગાવે, રઘુકુળ જશ વીસ્તારી. ૨
બંદીજન[2] ગંધ્રવ[3] ગુણ ગાવે, નાચત દે દે તાળી;
સન્યા સહીત શીવ દુવારે ઠાડે, હોત કુતુહલ[4] ભારી. ૩
ભરથ શત્રુઘન અમરછત્ર લીએ, જનકસુતા[5] લીએ ઝારી.
મેવા પાન લીએ કર લક્ષ્મણ, ભર કંચનકી થારી. ૪
સુણી પીયા વચન ઉઠે રઘુનંદન, નૈણ ન પલક સમારી;
ચીત વીત અભે કીયોહે ચરાચર[6] મુદીત ભયે નરનારી. ૫
કરી સ્નાંન દાંન દ્રવ દીનો, લેઇકિર તીલક સમારી;
જે જે કાર કરત જન માધો, તન મન ધન બલીહારી. ૬

પદ ૩.

રાગ ભોપાલ.

જાગોરે મોહન પ્રાત ભયો,
પ્રાત સમે જાગેકી બેરીયાં, ખેલત હો કછુ ખેલ રહ્યો. ટેક
દુવારે ઠાડીહે કુંવરી રાધીકા, ઉનકો ચોરાઇ તમો કાહાલીયો;
તબ હસી બોલે કુંવર કનૈયો,[8] મેં બ્રખુભાંણ ઘેર કબહુ ગયો. જા૦ ૧
લેઇ સંપટ પર દુર કીયોહે, ધનરે જનુની વાકુ દરસ દીયો;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, રવી કુરણામે ઉદીત ભયો. જા૦ ૨

પદ ૪.

જાગો ગોવીંદા તમો જાગોને હરિ,
તુમ જાગંતાં સબ જુગ જાગે, જાગે મથુરાં ઉમંગ ભરી. ટેક

૧ ભોર=મળસકું, પરોઢીયું. વહાણું. ૨ બંદીજન=ચારણ, વખાણ કરનારા. ૩ ગંધ્રવ (ગંધર્વ)=સ્વર્ગનો ગવૈયો. ૪ કુતુહલ=કૌતુક, વિસ્મય, અજબ. ૫ જનકસુતા=(જનક=જનકરાજા+સુતા=દીકરી)=જનકરાજાની દીકરી, સીતાજી, જાનકીજી. ૬ ચરાચર=જંગમ અને સ્થાવર, ચેતન અને જડ. ૭ મુદીત=પ્રસન્ન, ખુશી. ૮ કનૈયો=રંગીલો, છેલપુરૂષ, કૃષ્ણ.

કૃષ્ણ કૃષ્ણ કરી ગોવાળ ડોલત હે, માતા જસોદા આંન ખડી;
પેહેરો અજબ કમર કસી બાંધો, ઉઠો મેરે લાલ શીર મુગટ ધરી. જાગો૦ ૧
શીરપર વેરી તો કંસ બસત હે, દોનુ નૈણ અતી નીંદ્રા ભરી;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, મોહન મોરલી તો અધુર ધરી. જાગો૦ ૨

પદ ૫.

જાગો જાગો શ્રી કમલાપતિ, રતનજડીત મંગળા આરતી. ૧
તુમ જાગે જાગે સબ કોઇ, ચૌદ ભોવન અજવાળા હોઇ. ૨
તુમ જાગે ભક્તનકી ઇસા, તુમ જાગે જાગે તેત્રાસા. ૩
જાગે બ્રહ્મા જાગે ઇંદ્ર, સોલ કલા જાગે રવી ચંદ્ર. ૪
જાગે ધરતી ઓર આકાશા, મેરૂ મંડલ જાગે કૈલાસા. ૫
જાગે ઓધવ ઓર અકરૂડા, હનુમાન જાગે લે લંગુરા. ૬
નારદ સારદ કરે ખવાસી,[1] ચરણ તળાંસે કમલા દાસી. ૭
શંખ ચક્ર ગદા પદ મહીધરો, અજર અમર અવન્યાસી કરો. ૮
ઉઠો ઉઠો દરશણ દો શામળા, સંધાસણ મેહેલ્યા ચાકરા. ૯
શંખ શબ્દ બાજે ધ્વન ઘોરા, દુવારકાંમે રાજ કરે રણછોડા. ૧૦
ભણ ત્રીલોચન અબ ભયા ભોળા, તુમ સાહેબ મેં શેવક તોરા. ૧૧

પદ ૬.

મંગળ આરતી કીજે ભોર,
મંગળ જનમ કરમ ગુણ મંગળ, મંગળ રાધે જુગલ કીશોર. ટેક
મંગળ મુગટ વેણુ ધુની મંગળ, મંગળ હે મોરલી ધનઘોર;
મંગળ ગોવાળ બાલ સબ મંગળ, મંગળ જસોમતી નંદકીશોર. મંગળ. ૧
બ્રીજવાસી[2] કે ઘેર ઘેર મંગળ, નાચત ગાવત દો કર જોડ;
મંગળ ગુણ ગાવે પ્રેમાનંદ, મંગળ સબ વીધી માંખણ ચોર. મંગળ. ૨

પદ ૭.

આરતી ગોપાલરાયકી, કરોરે સંત લોલાઇ. ૧
મન કર વ્રત કાયાકર થારી, બ્રહ્મ અગન કર બાતી. ૨
પંચતત્વ લેઇ દીપક જોડો, બળોરે અખંડ દીન રાતી. ૩
ચીતકર ચંદન ધ્યાન સુવંદન, અનહદ ઘંટ બજાઇ. ૪

---

૧ ખવાસી=રખવાળી. ૨ બ્રીજવાસી=વૃજનો રહેવાસી, ચોબો ( ગોકુળ, મથુરાં અને વંદાવનની આજુબાજુ રહેનાર લોકોને બ્રીજવાસી કહેવાય છે. )

અજપા ધુન ભાવ કરે ભોજન, મનસા ભોગ લગાઇ. ૫
ચમરેસો પાવના ને અખંડ સોગાવના, નાભી કપાટ લગાઈ. ૬
ભીતર દવાર પુંજ પરમેશ્વર, આતમા પુષ્પ ચઢાઇ. ૭
શંખ શબ્દ સેહેજ ધુન ઉપજે, અનહદ બાજે બેહેનાં. ૮
બ્રહ્મા વીષ્ણુ માહેશ્વર નારદ, સકલ સંત લોલીના. ૯
દુષ્ટ નીકંદન સુરીનર વંદન, સંતોના પ્રાણ આધાર. ૧૦
કેહેતકબીર ભકિત એક માગુ, આવાગવન નીવારો. ૧૧

પદ—૮.

મંગળ રૂપ આરતી સાજે, અભે નીશાન ગ્યાન ધુની ગાજે. ટેક.
અખે બરખ જ્યાં ફુલન છાંયા, પ્રેમ પ્રતીત અમરીત ફળ પાયા. મંગળ.
નીસવાસુર જ્યાં ચંદન સુરા, પ્રેમ પ્રકાસ સકલ ભરપુરા. મંગળ. ૧
જરા મરણ ભે સાંકુસ્ટ મીટે, સમર સાચ જબ સતગુરૂ ભેટે. મંગળ. ૨
કેહેત કબીર અમરજન સોઇ, જા ઘટ એસી આરતી હોઇ. મંગળ. ૩

પદ—૯.

આરતી હો નાથ નીરંજન રાઇ, કરી લે ગગન મંડલમાં જાઇ. ૧
ચેતન કુંચી ચેતન તાળા, સંખ્યા સકલ જડાઇ. ૨
અલખ રાયસું શેવક સનમુખ, બ્રહ્મ કપાટ લગાઇ. ૩
પ્રેમ ગરીત બરાબર થારી, બાતી વ્રહે લગાઇ. ૪
ગગન મંડળમે ભયા અજુવારા, પાંચ પતંગ જલ જાઇ. ૫
અનહદ નાદ ઉપંગહી મરદંગ, ધીરજ ઘંટ બજાઇ. ૬
દાસ કબીર પરમપદ વંછે, માગે અખંડ પસાઇ. ૭

પદ—૧૦.

આરતી શ્રી જગનનાથ મંગળા કરી,
ફરસત ચરણારવીંદ આબદા હરી[૧]. ૧
ઘનન ઘનન ઘંટ બાજે બેન વાંસળી,
વાજત મૃદંગ તાલ નાદ ખંજરી. ૨
દીપક જોત જગમગે સી કંચના પુરી,
નવ બાતી અગર તેલ પાવકે જળી. ૩

૧ હરી=નાબુદ કરી.

ઇંદ્રદેવન સીંધુ ગાજે રોયણા ખડી,
મારકંડ શેષ ગંગા આનંદ ભરી. ૪
ગરૂડ ખંભ સીંગ ફોડ જાત્રા ભરી,
હીરા માણેક મોતીલાલ જોતસે જળી. ૫
એક નામ ત્રણ લોક ચૌદ ભોવન કંચના પુરી,
રોમ રોમ રેરંકાર કાળસુ ડરી. ૬
રતન સંધાસણ આપ બીરાજે બેદકી છડી,
છપન ભોગ નીત લાગે હોત હરી હરી. ૭
સુરીનર મુનીજન દુવારે ઠાડે બ્રહ્મા વેદ ઓચરી,
ધન ધન રાઘોસુર આજકી ઘડી. ૮

પદ–૧૧.

શ્રી રામ મંત્ર રામ મંત્ર આરતી કીજે,
શંકર સુનકાદ આદ એહી રંગ દીજે. ટેક.
હરદે તાલ બીમલ બોધ પંચ બાતી જારી,
તન મન નીત પરહરો સોહાય બીજનારી. ૧
અખંડ જોત બીમલ બોધ વ્રહે દીન રાતી,
આરતી રઘુનાથ જાકી કીજે પ્રભાતી. ૨
કેહેત કબીર સમર ધીર એસે લોલાયા,
ચરણે ટેક રઘુનાથ જાકે નીરભે પદ પાયા. ૩

---

## પ્રભાતીયાં.

પ્રભાતીયાં નંબર ૪.

( આરતી પછી બોલવાના ).

પદ–૧.

રાગ પ્રભાતી.

કૃષ્ણાજી કૃષ્ણાજી કેહેતાં ઉઠોરે પ્રાણી,
કૃષ્ણાજીના નામ વીના મીથ્યારે[1] વાંણી. ટેક.
પ્રભાતે ઉઠીને લીજે કૃષ્ણાજીનું નામ,
કૃષ્ણાજીએ વાસ્યુ રૂડુ ગોકળીયું ગામ. ૧

---

૧ મીથ્યા=નકામી, ફોગટ, ખાલી,

કૃષ્ણજી માતા હમારે ને કૃષ્ણજી તાત,
સગાં ને સહોદર[1] મારે કૃષ્ણજી ભ્રાત. ૨
કૃષ્ણજીએ મામો માર્યો ને માસી સંહારી[2],
પોતાનાં જાણીને હરિએ મુગતી આપી. ૩
કૃષ્ણજીએ ગુણકા તારી ને અહલ્યા ઓધારી[3],
કૃષ્ણજીના નામ ઉપર જાઉં બલીહારી[4]. ૪
દાસલડાં ભણેરે હરિની ભગતી જાંણી,
મહેતા નરસૈંયાના સ્વામીની બોલો અમરીત વાંણી. ૫

### પદ–૨.

માતારે જસોદાને ઘેર વલાંણાં વાગે,
મનમાં વીમાસીરે સહુ જુગતે જાગે. ટેક.
સાહેર[5] ભણેરે મુજમે રતન નથી;
હાવે માવજી તમો શું જોશો મથી. ૧
મેરૂરે ભણેરે હું તો ચોહોદસ ગાઠો;
હાવેનો રવૈયો કરશે ત્યારે કાંહાં જાઉ નાઠો. ૨
મહાદેવ ભણેરે મેંતો માગીને લીધાં;
હાવેનુ હલાહલ વીખ તે કેમ જાશે પીધાં. ૩
મનમાં ના બીહીશોરે તમો જસોદા માતા;
મહેતા નરસૈંયાના સ્વામીજી છે દીનના નાથા. ૪

### પદ–૩.

ભોળીરે ભરવાડેણ હરિને વેચવા ચાલી,
સોલ સહસ્ત્ર ગોપીના વહાલાને મટુકીમાંરે ઘાલી. ટેક.
સુંદર ચોળી અંગે પેહેરી ત્રહે વ્યાકુલી,
સેરીએ સેરીએ પોકારે કોઇ લ્યોને મોરારી. ભોળી. ૧
મટુકી ઉતારી માંહે મોરલી વાગી,
બીજની સુંદરી સરવે જોવાને લાગી. ભોળી. ૨

---

૧ સહોદર=ભાઇ, મા જાયાં છોકરા. ૨ સંહારી=નાશ કર્યો, કતલ કર્યો. ૩ ઓધારી=ઉદ્ધાર કર્યો. ૪ બલીહારી=જશની વાહવાહ, સાબાશી. ૫ સાહેર=સાગર, સમુદ્ર, દરિયો ૬ માવજી=કૃષ્ણજી, ભગવાન.

બ્રહ્માદીક ઇંદ્રાદીક સરવે કૌતક પેખે,
સોલ સહસ્ત્ર ગોપીના વહાલાને મટુકીમાં દેખે. ભોળી. ૩
બીજસુંદરીને ભાવે મલીયા અંતર જામી,
સકલ સંજોગે મલ્યા મેહેતા નરસૈંના સ્વામી. ભોળી. ૪

પદ—૪.

જસોદાના જીવણ ઉભા જમુનાંની તીરે,
મોરલી વાહીરે વહાલે મધુરે સ્વરે. ટેક.
મોર મુગટ ને કાંને કુંડલ ઉર માળા લેહેકે,
પીતાંબરની પલવટ વાલી ઓપે છે અંગે. જસોદાના. ૧
પ્રભાતે ઉઠીને ગોપી ગાયો હેરાવે,
ઓ કાનુંડા ઓ છોગાળા કહી બોલાવે. જસોદાના. ૨
આજ મારી ગાવડીએ દુધ થોડેલાં દીધાં,
ઓરે ધુતારે નંદને છૈયે દોહીને પીધાં. જસોદાના. ૩
સાંભળરે સલુણી[1] ગોપી વાત હમારી,
તુજ સરખી લક્ષણવંતી[2] ગાવલડી તાહારી. જસોદાના. ૪
એવાં એવાં વચન સુણીને ગોપી આનંદ પામી,
ભક્ત ઓધારણ ભુદરા મ્હેતા નરસૈંના સ્વામી. જસોદાના. ૫

પદ—૫.

આજને ઉજાગરે હીંડુ હરિને જોતી,
સેરીએ સામા મલે ત્યારે વધાવું મોતી. ટેક.
ચીર પટોળાંની ગાંસડી મારે પૈઠણુ હુતી,
મરતી વેળાએ જુનો કડડો ઓઢીને સુતી. આજને. ૧
બાંધી રૂંધીને બહાર કાઢી ઉમાડા સાથે,
પાળી પોસીને મોહોટાં કીધાં પરજાળ્યાં હાથે. આજને. ૨
બાઇરે અમારા જુગના જીવણ મન માંને ત્યાં જાય,
મોહનજી વીના મારે ઘડી ના સોહાય. આજને. ૩
મોહનજી મારે મન વસીયા અંતરજામી,
સકલ સંજોગે મલ્યા મ્હેતા નરસૈંયાના સ્વામી. આજને. ૪

૧ સલુણી=સુંદર મનોરંજક, મનોહર કાંતિવાળી. ૨ લક્ષણવંતી=સારા લક્ષણવાળી, લાયકીવાળી, ચતુર, કાબેલ.

પ્રભાતીયાં નંબર ૫.

પદ ૬.

આજ અમને કીરપા કીધી વૈકુંઠ નાથે;
પલંગ આવીને બેઠા અમારી સાથે. ટેક
પલંગ પાથરી આપું સુખીયા થાઓ;
રસોઇ નીપજાવું, હરિ તમો જમતા જાવો. ૧
આળસડાં મોડીને હરિ હીંડવા લાગ્યા;
ઘડી એક ટકોને પ્રભુજી ઉતારો વાધા. ૨
ખાંડ ખાજાં જલેબી મેં તુવેર તળી;
પુડાપુરી અતી ઘણાં માંહે વેઢમી ગળી. ૩
ઘી આણ્યાં મેં ગવરી તણાં તરતનાં તાવ્યાં;
નરસૈંયાના સ્વામી જમવા બેઠા, રાધા પીરસવા આવ્યાં. ૪

પદ ૭.

શાંને કાજે બેઠા છો હરિ મારૂ બારણું બાંધી;
જસોદા ઘેર જમવાને તેડે રહ્યા છે રાંધી. ટેક
જાણું છું જે માંખણ લેઇને નાશીરે જાવા;
શું છોકરાંના ચારા કરો છો ખાવું લ્યો ખાવા. શાંને કાજે. ૧
માખણનું શું મેણું દે છે, ઘેલીરે ગોપી;
કાલનો વીસરી ગયો છું એ પેલી ટોપી. શાંને કાજે. ૨
હહિહર કરતા ઉઠયા દામોદર દેવા;
મેહેતા નરસૈંયાના સ્વામીજીની આશીરે ટેવા. શાંને કાજે. ૩

પદ ૮.

જુવોને જસોદાને કાંહાંને ગોળીરે ફોડી;
તમોને કહીએ તારે કહોછો ગોવાળણ ભુંડી. ટેક
વાછરડાં છોડીને મેલ્યાં કીધાં છે જાન;
માંખણીયાં ચોરીને ખાધાં શામળ વરણ. જુવોને. ૧
આવો તો દેખાડુ કૃષ્ણજીએ કીધાં છે કામ;
ત્યારે બાળક થઇને ખોળેરે બેઠા સુંદીર શ્યામ. જુવોને. ૨
બાઇરે બાલુડો મારો કાંઇએ નવ જાંણે;
મ્હેતા નરસૈંયાના સ્વામીની લીલા વેદ વખાણે. જુવોને. ૩

પદ ૯.

છાંનો માનો કાંહાન આવ્યો પાછલી રાતે;
મોરલીનો ભેર વગાડયો ઉઠી પ્રભાતે. ટેક
સમ ખાઇને સુતી હુતી નહીં બોલુ તમ સાથ;
દુવાર ઉઘેડીને પાયે લાગી મોરલીને નાદે. છાંનોમાનો. ૧
કાંણુ તપ કીધાંરે હશે આહીરડાંની જાતે;
મ્હેતા નરસૈંયાના સ્વામી મલ્યા તે ગોપીઓની નાદે. છાંનોમાનો. ૨

પદ ૧૦.

મહીડા મથવાને ઉઠયા જસોદા રાણી,
વીસામો દેવાને આવ્યા સારંગપાણી. ૧
સાહેર કંપ્યોરે જાણે મથશેરે વારી[1],
શોકય તણા ભયેરે કંપ્યા કમલારે રાણી. ૨
વાસુકી[2] કંપ્યોરે જાણે નેતરૂ સાહાસે,
સકલ દેવતાએ જાણ્યું જે અમ્રીત પાસે. ૩
ભગત કારણ હરિએ અવતારજ લીધો,
મ્હેતા નરસૈંયાના સ્વામી મલ્યા ત્યારે કીરતારથકીધો. ૪

પદ-૧૧.

ધામસ ધુમસ કરી વીશ્વ વગોયો;
સંસાર સાગરરે માયા કંપમે કુંપ્યો. ટેક.
મુઢમતીતો કાંઇએ ના જાણે ને આપ વખાણે;
કારમા કુટુંબ કેરૂ જુસરૂં તાંણે. ૧
સંસાર સાગરરે ઉંડો ને માયા છે મોહોટી;
રામજીનું નામ ના જાણ્યું ને થયો છે ખોટી. ૨
રામજીનું નામ ના જાણ્યું ને વીષીયાસું રાચ્યો;
રૂડુ રતન તજીને કાચે ઠીકરે બાઝયો. ૩
કંપમાં ખુંપ્યોરે એને કોણજ કાહાડે;
મહેતા નરસૈંયાના સ્વામી મલ્યા ત્યારે પાર ઉતારે. ૪

૧ વારી=પાણી. ૨ વાસુકી=શેષનાગ. ૩ ધામસધુમસ=ધામધુમ.

પદ ૧૨.

માતારે જસોદા મુજને રમત આલો,
મોટા મોટા તારા વીણીને મારે ગજવે ઘાલો,
ચાંદલીયો ચુંટીને મારા હાથમાં આલો. ટેક.
રૂવે રૂવે ને રાતો થાયે ચાંદા સાહામુ જુવે,
માતારે જસોદા હારનાં આંસુડાં લુવે. માતારે. ૧
ભાત ભાતનાં રમકડાં આલે તોએ ના રીઝે,
આકાશમાંનો ચાંદલીયો તે લેવાને ઇચ્છે. માતારે. ૨
બાળકડાં તો સૌ કોઇને હસે કાં થયો અજાણ,
આકાશમાંનો ચાંદલીયો કેમ ઉતરે ભોળા કાંહાંન. માતારે. ૩
સાવ સોનાનું પારણું ને હીરની દોરી,
હાલરડુ હુલરાવે માતા જસોદા ગોરી. માતારે. ૪
વાટકડામાં જલ જુમનાનાં ચાંદલીયો દાખ્યો,
મ્હેતા નરસૈંયાના સ્વામીને જસોદાએ રડતો રાખ્યો. માતારે. ૫

પદ ૧૩.

જેવોને તેવોરે તમારે પાલવે બાઝયો,
અણછતો અબળારે તમારો વધાવ્યો વાધ્યો. ટેક
અણતેડયો આંગણીએ આવું ને તાણ્યો ના તુટું;
તારો પ્રેમનો બાંધ્યોરે સખી કયુ ના છુટું. જેવોને તેવોરે. ૧
રમાડયો રમુરે સખી તારો જમાડયો જમુ;
તમારે સમેરે ગોપી હમારે સારૂ. જેવોને તેવોરે. ૨
હુંકારે આઘેરો જાવું ને ટુંકારે રાચુ;[1]
જ્યાં નરસૈંયો ધ્યાન કરે ત્યાં પ્રેમે હું નાચું. જેવોને તેવોરે. ૩

સાખીઓ.

સેના માટે શ્રીહરી પોતે, નાપીક થઇને આવ્યા;
અમરીસ દળવા બેઠા ત્યારે, વિંજણો લઇને ધાયા. ૧
મયુરધ્વજનું અંગ લેવાને, વિપ્રવેશ પ્રભુ ધરીયા;
નામદેવની છાપરી છાવી, પ્રેમે પગલાં ભરીયાં. ૨

---

૧ રાચુ=ખુશ થાવું.



દ્વારકાંદાસ કલ્યાણદાસ, સ્વામી માધવલાલ હરિલાલ.
પટેલ-માસ્તર. ધામ-હાંસાપુરા.
જન્મ સં. ૧૯૦૯ ના માહ સુદ ૫
(વસતપચમી).

## પદમવાડીનું[1] પ્રભાતીયું.

### સાખી.

ધન્ય ધન્ય છે પદમનાભને, જંગલના છો રસીયા;
આગળ પાછળ ઝાડ ઝુંડ છે, વચમાં પોતે વસીયા.

### પદ.

વાડીએ જઇએરે વૈષ્ણવ વાડીએ જઇએ;
ગોમતી નાહીને કાયા નીરમળ કરીએ. ટેક
પ્રેમ ધરી પદમવાડીએ જઇએ ને પ્રદક્ષણા ફરીએ;
શ્રી પદમનાભજીના[2] દરશણ કરતાં ભવસાગર તરીએ. વાડીએ. ૧
વાડી તણી રજ અંગે અડે તો દુઃખ સરવે જાશે;
શ્રી પદમવાડીનાં દરશણ કરતાં કુળ પાવન થાશે. વાડીએ. ૨
જન્મો જન્મનાં સુકરીત હોય તો વાસો વાડીમાં રહીએ;
લક્ષ ચોરાસીના હેરાફેરા ક્ષણુ માત્રમાં તજીએ. વાડીએ. ૩
વાડીમાં વૈકુંઠ બીરાજે ને જ્યાં બેઠા શ્રી અવીનાશી;
તેત્રીસ કોટી દેવતા બીરાજે ને મુનીવર સહસ્ત્ર અઠયાસી. વાડીએ. ૪
અડસઠ તીરથનો મહીમારે મોટો ને શ્રી પદમવાડીથી હેઠો;
નરસૈંયાના સ્વામી કહે કરજોડી ભાવ કરીને ભેટો. વાડીએ. ૫

---

## પ્રભાતીયાં.

પ્રભાતીયાં નંબર ૫.

### પદ—૧.

ઘડી ઉપર ઘડીઆળાં વાગે, ઉમર ઓછી થાયેરે;
આ અવસર છે હરિ ભજવાનો, કહો કેમ રહીએ સુઇરે. ટેક.

---

૧ પદમવાડી=પાટણ શહેરની બહાર આશરે એક માઈલ દુર જંગલમાં એક વાડી છે કે જેની અંદર પદમનાભજી, કબીર સાહેબ, આનીજી માહારાજ, ધનરાજ પંડયા (અધ્યારૂજી) જીવણજી માહારાજ, અને પાંડવો વિગેરેના તુલશીક્યારા છે તે વાડી.

૨ પદમનાભજી=પાટણમાં કુંભારને ત્યાં જન્મેલા તે.

નાહાના થકી મોટેરાં કીધાં, માતા મંગળ ગાયેરે;
કાળ અવસર કોઇયે નવ દેખ્યો, ઓચીંતો વલી આવેરે. ૧
સંસાર સઘળો કાળે ખાધો, આખર મુસ્તક કુટેરે;
જમ દુતો તો જોતા રહેશે, હરિને નામે છુટેરે. ૨
હરિને ભજીએ ભવજલ તરીએ, નરહરિને નમીએરે;
લાડકોડ તો લક્ષ્મી વરના, રમાડે તેમ રમીએરે. ૩
હરિને ભજીએ બીજું તજીએ, માયા મોટી ખાઇરે;
દેખત પેખત ડુબકાં મારે, દુનીયાં બુડી માંહેરે. ૪
કોઇએ કાયા બાળીરે જાલી, કોઈએ કાયા દાટીરે;
પવન મલતો પવન જાશે, માટી મલતી માટીરે. ૫
આ અવસર છે હરિ ભજવાનો, જો જો મન વિચારીરે;
જે જન હરિનું સુમરણ ભુલ્યો, જીતી બાજી હાર્યોરે. ૬
નરસૈંયાનો સ્વામી શામળીયો, વેદપુરાણે સાચોરે;
જમના શીર પર પગલું દેઇને, વેગે વૈકુંઠ જાશોરે. ૭

પદ–૨.

જોબનીઆની મોજે ફોજે, જાય નગારા દેતીરે;
પાછળથી દલ વાદળ આવ્યું, જરા જોબનને લેતુંરે. ટેક.
કાયાકોટ લાગી ચોટ, બત્રીસ કાંગરા તુટયારે;
કાળાં કાળા છેદાઈ ગયાં, ધોળાં થાણાં[1] બેઠારે. ૧
ખુણે બેસી મુસ્તક ધુણે, આયુષ્ય રહ્યું છે ખુટીરે;
નૈન નાસીકા ગળવારે લાગ્યા, બંધ ગયા સૌ તુટીરે. ૨
જોબનીઆમાં માન ઘણેરાં, આદર કરે સૌ કોઇરે;
જોબન રતન તો ગમાવી બેઠો, પછી વાત પુછે ન કોઇરે. ૩
બાળપણામાં ભરજોબનમાં હરિનું સુમરણ કરવુંરે;
કર જોડીને વીનવે નાભો,[2] રામ ભજનમાં રહેવુંરે. ૪

પદ–૩.

જોબનીઆના જોરે ગોવીંદજી સે ના ગાયારે
આજકાલ કરતા ઘટ જાજરીઆં, ઓચીંતો કાળ આવેરે. ટેક.

૧ થાણું=થાણાનો ખરો અર્થ તો પોલીસને રહેવાનું સ્થાન. ચોકી, નાકુ, અને વાવવા માટેનું ખામણું થાય છે પણ આ જગ્યાએ માથાના વાળ છે. ૨ નાભો=નાભાસ્વામી

સાજ ઘાટ તે સજ ના કીધો, ધામસ ધુમસ ભાગ્યોરે;
મંદીરીઆમાં અગ્નિ પરજળીઓ, ત્યારે કુપ[1] ખોદાવા લાગ્યોરે. ૧
સામા સરોવર પાર ના બાંધી, વીખીયા પાર ના આવેરે;
જીવતાં જીવડો વલખાં મારે, તરવાને તુમડાં વાવેરે. ૨
સંસાર રમણી તું રમી રમી આવ્યો, હજુ ના જીવડો જાગ્યોરે;
ઘટમાં ઘા પડે ઘડઘડતા, તો મુરખ અંગ મારેરે. ૩
સામા સરોવર ઝીલવાને બેઠો, હરિ ભજી ભલુ ના કહાવ્યુંરે;
ભણે નરસૈંયો જનમ ધરીને, મુખડે નામ ન આવ્યુંરે. ૪

પદ—૪.

મેં જોગી જશ ગાઉંરે બાલા, મેં આનંદ જશ ગાઉંરે. ટેક.
અલખ અલખ[2] કરતાં જોગી આવ્યા, બ્રીજમંડલમાં આવ્યારે;
નગન દેખકર જઈરે મંદીરમાં લેકર અમર ઓઢાડયોરે, ૧
કયા કરૂ મૈયા તેરા પાટ પીતાંબર, કયા કરૂ કંચન માયારે;
મુખ દેખલાવ તેરા બાળકજીકા, ગુરૂજીકો મેં બતલાવોરે. ૨
દો કર જોડી કહે નંદરાણી, સુણો શંકર રાયારે;
બાલક નહીં દેખલાઉં દીગંબર,[3] બાલક જાઇ ડરાવ્યારે. ૩
જાકી દ્રષ્ટી સકલ ઘટ વ્યાપી, સો કેમ જાએ ડરાવ્યારે;
મેરા સ્વામી અંતરજામી, તે ત્રીભોવન છુપાવ્યારે. ૪
બાલક કૃષ્ણ લેઇ આવી નંદરાણી, શંકર શીશ નમાવ્યારે;
ચરણ પખાળી ચરણામૃત લીનો, સીંગ નાદ બજાવ્યારે. ૫
સફળ જીવરે મઇયા બાળક તેરા, દેખી શંકર સુખ પાયારે;
ધન નંદજી ને ધન જસોદા, કહેત કબીર પદ પાયારે. ૬

પદ—૫.

ડોશી રામભજન કર ભુંડી, થરથર તારી કાયા કંપે આંખ્યો ગઇ છે ઉંડીરે.
ડોશીના ઘરમાં સીકોતરનો વાસો, ખેતરનો રખવાળોરે.
જે કોઇ મને રામનામ સંભળાવે, તેને ફળીઆમાંથી કાઢુંરે.
ભાઇરે ભગત હું કહું છુંરે તુજને, તું મારે ઘેર ના આવરે.
જો તને રામનામ વહાલું હોયતો, તારા ઘરડાને સંભળાવરે.

૧ કુપ=કુવો. ૨ અલખ=બ્રહ્મ, પરમાત્મા, શીવ, (ગોસાંઇબાવાઓ માગતાં એ શબ્દનો ઉચ્ચાર કરે છે). ૩ દીગંબર=શીવજી.

કહે કબીર ડોશી કહ્યું ના માને, એ મારગ છે ધાડોરે.
અંતકાળે જમ આવીયો, તો ખાસડા મારી કાઢેરે.

પદ—૬.

નારાયણનું સુમરણ કરતાં, વારે તેને તજીએરે;
મનસા વાચા કરમના, શ્રી લક્ષમીવરને ભજીએરે. ટેક.
કુળને તજીએ કુટંબને તજીએ, તજીએ મા ને બાપરે;
ભ્રાત સહીત ભગનીને[1] તજીએ, જેમ તજે કાંચળી સાપરે. ૧
પરથમ પિતા પ્રહેલાદે તજીયા, ના તજ્યા હરિ નામરે;
ભરથ શત્રુઘને તજી જનેતા, વહાલા કીધા શ્રી રામરે. ૨
રૂષિ પતનિએ શ્રીકૃષ્ણજી મલવા, તજેલા ભરથારરે;
તેમાં તો કુડુ કાંઇ ના પડીયું, પામી પદારથ ચારરે. ૩
બીજનારી વીઠલને કાજે, વરતજી વન ચાલ્યારે;
ભણે નરસૈંયો વંદ્રાવનમાં, મોહન સાથે માહાલ્યારે. ૪

પદ—૭.

દેખો બાવાજી રામ કલંદર, કેસી બાજી લાયારે;
આદ અંત્ય મધ્યે સદા નીરંતર, અલખ નીરંતર હાર્યારે. ૧
લંકા તોડી પાગ બંધાઇ, સમુદ્ર જેસી ખાઇરે;
રાવણ મારી વીભીક્ષણ થાપ્યો, ફીરગઇ રામ દુવાઇરે. ૨
મથુરાંથી હરિ ગોકુળ આએ, પ્યાલે દુધ પીલાયારે;
નંદબાવાજીકી ધેન ચરાઇ, જસોમતી સુત કહાવ્યારે. ૩
કેશ પકડ કર કંસ પછાડયો, ઓર પુતના ધાઇરે;
વાકી સર ભર કોણ કરતહે, જાકા હળધર ભાઇરે. ૪
ફીકર ફીકર કર સબ જુગ જાઓ, ફીકર કીનહુ ના પાઇરે;
ભણે નામદેવ સુણો તીલોચન, રામકલંદર આઇરે. ૫

પદ—૮.

રાગ રામગ્રી.

પઢોરે પોપટ શ્રીરામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરૂં, હીરા રતને જડાવે. પઢોરે. ૧

૧ ભગની=બ્હેન.

પોપટ ત્હારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરૂં, હીરા રતને જડાવું. પઢોરે. ૨
પોપટ ત્હારે કારણે, શી શી રસોઇ રંધાવું;
સાકરનાં કરૂં ચુરમાં, ઉપર ઘી પીરસાવું. પઢોરે. ૩
પાંખ પીળીને પગ પાંડુરાં, કોટે કાંટલો કાળો;
નરસૈંયાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢોરે. ૪

---

## દધી લુંટયાના ઝઘડા.

### પદ-૧.

વંદ્રાવન જમનાં ત્રડ, મોહન વેંણુ બજાવે;
ગોપીએ માંડયો રાસ, મોહન વેંણુ બજાવે. ટેક.
ગઢથી તે ગ્વાલણ ઉતરી, મોહન, માથે દધીકા માંટ. મોહન. ૧
કાંહાંકે હો તુમ દાંણી, મોહન, કાંહાંકે હો કોટવાળ. મોહન. ૨
કાંહાંકી હે તુમ ગ્વાલણી, મોહન, કાંહાં દધી બેચન જાય. મોહન. ૩
બરસાણેકી હમ ગ્વાલણી, મોહન, મથુરાં બેચન જાય. મોહન. ૪
આડો કાંહાનૈયો હો રહ્યો, મોહન, સાનુ માગોછો દાંણ. મોહન. ૫
સોલ બરસકી સુંદરી, મોહન, સાત બરસકે કાંહાંન. મોહન. ૬
સુણોરે લાલજીની વીનતી, મોહન, સુરદાસ બલ જાય. મોહન. ૭

### પદ-૨.

ઠાડી ગુજરી મેરા દાંણ દે, માધોજી ગોવાળા;
માગે જદુપતિરાય, લંગુર કાંહાંનરે માધોજી ગોવાળા. ટેક.
કાંહાંકી હો તુમ ગ્વાલણી, માધોજી, કાંહાં દધી બેચન જાય, લંગુર. ૧
ગોકુળકી હમ ગ્વાલણી, માધોજી, મથુરાં બેચન જાય. લંગુર. ૨
કાંહાંકે હો તુમ દાંણી, માધોજી, કાંહાંકે હો કોટવાળ.[1] લંગુર. ૩
ગોકુળકે હમ દાંણીરે, માધોજી, મથુરાં કે કોટવાળ. લંગુર. ૪
આડો કાંહાંનૈયો હો રહ્યો, માધોજી, માગત મહીકેરાં માંટ. લંગુર. ૫
દાંણ તે લવંગ સોપારીઆં, માધોજી, ગોરસકેરાં દાંણ ન હોય. લંગુર. ૬

---

૧ કોટવાળ=શહેર-ગામની વસ્તીનો બંદોબસ્ત રાખનાર અમલદાર.

છોડ કાંહાંન મેરો અંચલો માધોજી, ફુટસે મહી કેરાં માંટ. લંગુર. ૭
જાઈરે પોકારૂં મેં કંસકુ, માધોજી, પકડ મંગાવું મેં તોહે. લંગુર. ૮
એસોતો કબહુ મેં ના સુણ્યો, માધોજી, ન માને કંસકી આંણ. લંગુર. ૯
સુરદાસ પ્રભુ ગોવાળણી, માધોજી, દાંણ દીએ ઘેર જાય. લંગુર.૧૦

પદ—૩.

તુમ નંદ મેહેરકે લાલરે, તુમ કાહેકુ બઢાવત રાઢ. ટેક
ગઢથી ગોવાળણ ઉતરીરે, શીર દધીકો માંટ;
આડો કનૈયો હો રહ્યો, સોતો માગે દધીકો દાંણ. મોહન જાણદે. ૧
કીસ ગઢકી તુમ ગોવાળણીરે, કાહા તુમારો નામ;
રાવલકી હમ ગોવાળણી, પ્યારે રાધે હમારો નામ. મોહન જાણદે. ૨
વંદ્રાવન અતી ભલાંરે, વરણ વરણકે ફુલ;
ધેન ચરાવા જાતહો, લાલા ત્રડ જુમનાં કે તીર. મોહન જાણદે. ૩
તમારે ઓઢણ પામરી,[2] અમારે ઓઢ પેહેરણ ચીર;
ઉમટી આઇ બાદલી, લાલા બરખ્યો ચાહે નીર. મોહન જાણદે. ૪
તુમહી ઢોટા નંદકે, હમ બ્રખુ ભાંણ દુલાર;
તનેક[3] દધીકે કારણે, તુમ કાહેકુ બઢાવત રાઢ. મોહન જાણદે. ૫
લે મટુકી આગેધરી, શ્રીકૃષ્ણકે પાસ.
લેના હોયસો લીજીએ, બચેસો બેચન જાસ મોહન જાણદે. ૬
વંદ્રાવનકી કુંજમે, પકડ અંચલા દોર;
નામ દહીકો લેત હે, લાલા ચાહત હો કછુ ઓર. મોહન જાણદે. ૭
સુખ ભયો આનંદ ભયો, ભલે શામ ગુણ ગાય;
સુખકી સીમા શી કહુ, તાંહાં સુરદાસ બલ જાય. મોહન જાણદે. ૮

સાખી.

કબીર કબીર કયા કરો, ખોજો આપ શરીર;
પાંચે ઇંદ્રિ વશ કરો, તો પોતે દાસ કબીર. ૧

---

૧ અંચલો=છેડો, પ્રદર, પલ્લો. ૨ પામરી=(પામીર, અફઘાનીસ્થાનમા એક શહેર છે જે રેશમ માટે પ્રખ્યાત છે તેનું) ઉન-રેશમનું વણેલું ખભે ઓઢવાનુ કપડુ.
૩ તનક=જરાક, થોડુ.

# વેલાવલના કીર્તન.

પ્રભાત.

સાખી.

ગુરૂ ગોવીંદ દોનું ખડે, કીસકે લાગુ પાય;
બલીહારી ગુરૂ આપને, ગોવીંદ દીયા બતાય.

પદ ૧.

ભાઇરે સતગુરૂ શબ્દે છુટશો, કીજે અતબારા[1];
એ સંસાર સબ બાંધીયા, જમ જાલ પસારા. ટેક.
ભાઇરે કીર[2] ભયે તીનો જના, દીયા વીખકા ગારા;
મોહકી ફાંસી ડારકે, પકડયા સંસારા. ૧
ભાઇરે બ્રહ્માએ વેદ સહી કીયા, શીવે યોગ પસાર્યા;
વિષ્ણુ દયા ઉતપન ભઇ, ઉરલા[3] વેહેવારા. ૨
ભાઇરે તીન લોક દશો દીશા, જમે રૂંધ્યા[4] દુવારા;
જોત સરૂપી હાકમાં, નીજ અમલ સીંહાર્યા. ૩
ભાઇરે અમલ છોડાવું મેં તાસકા, પઠાવું ભવપારા;
કેહેત કબીર અમર કરૂ, નીજ હોય હમારા. ૪

પદ–૨.

રામ ભજે સો જાણીએ, જાકે આતુર નાહીં;
સીલ સંતોષ લીએ રેહે, ધીરજ મન માંહી. ટેક.
કામ કરોધ બ્યાપે નહીં, તૃષ્ણાકુ જલાવે;
પરફુલીત આનંદમે, ગોવીંદ ગુણ ગાવે. રામ ભજે. ૧
પરનીંદા ભાવે નહી, મુખ અસત્ય ન ભાખે;
કલહ કલ્પના મેટકે, ચરણે ચીત રાખે. રામ ભજે. ૨
આનદેવ આશ્રેય નહીં, પતિવૃતા ધરમ પેખે;
સંત સમાગમ નીત કરે, કાહુ દોષ ન દેખે. રામ ભજે. ૩
સમ દ્રષ્ટિ સીતળ સદા, દુબધા નહીં આને;
કેહેત કબીર તા દાસસુ, મેરો મન માને. રામ ભજે. ૪

૧ અતબારા=વિશ્વાસ. ૨ કીર=પારધી. ૩ ઉરલા=ઉલટા. ૪ રૂંધ્યા=રોક્યા.

પદ-૩.

રામ સનેહી સાધવા, મુખ પાટ ન ખોલે;
નામ જપે નીરવાણુ પદ, મીથ્યા નહીં બોલે. ટેક
ધણીસુ ધ્યાન લાગ્યું રહે, વિશ્રામ ન છાંડે;
બીન બોલે રહે આપસુ, વીખવાદ[1] ન માંડે. રામ સનેહી. ૧
જો બોલે તો હરિકથા, કછુ આન ન ભાંખે;
સુરત નુરત મન પ્રેમસુ, અનભે ચીત રાખે. રામ સનેહી. ૨
સાર સુધારસ સંગ્રહ કરે, ત્યાગે સબ છોઈ;
કેહેત કબીર તીહુ લોકમે, તત્વવેતા[2] સોઇ. રામ સનેહી. ૩

પદ ૪.

ભાઇરે સંત ચલે દસા બ્રહ્મકી, તજી જુગ વેહેવારા;
સીધે મારગ ચાલતાં, નીંદે સંસારા. ટેક
ભાઇરે દાદા બાવા ચાલતે, સો તો મારગ ખોટા;
સો વેહેપાર કયું કીજીએ, જામે આવે ટોટા. ભાઇરે. ૧
ભાઇરે જે મરજાદા વેદકી, સોતો સંતે મેટી;
જેસે ગોપી કૃષ્ણુસુ, સબ તજકર ભેટી. ભાઇરે. ૨
ભાઇરે પંથ પુરાતન ના લખે, તાથે બહોતેક છેટા;
દાસ કબીર ઉલટે ચલે, જબ સતગુરૂ ભેટયા. ભાઇરે. ૩

પદ-૫.

આજ મારા નૈણાં સફળ થયાં, જોયા નાથને મેં નીરખી;
સુંદર વદન નીહાળીને, હૈડામાં હરખી. ટેક.
જેહેવુ મન મારૂં હતું, તેહેવુ વહાલે કીધું.
પ્રેમે પ્રભુજી પધારીઆ, આલીંગન દીધું. આજ૦ ૧
શીવ વીરંચી મહામુની, તેને ધ્યાન ન આવે;
પરમ ભાગ્ય બ્રીજનારનું, વહાલો લાડ લડાવે. આજ૦ ૨
માહારો વહાલોજી બીહારીલા, તેને જોવા ન દીજે;
હાથથી હરિને ન મુકીએ, અંતરગત લીજે. આજ૦ ૩

૧ વીખવાદ=વેર ઝેર થાય એવી બોલચાલ; કજીયો; તકરાર. ૨ તત્વવેતા=તત્વજ્ઞાની, તત્વજ્ઞ.

શામજી સંગ શામા રમે, અલાપીને[1] ગાએ;
સ્વર પુરે સર્વ સુંદરી, અતી આનંદ થાયે. આજ૦ ૪
ધન ધનરે જમુના ત્રઠ, ધન બ્રીજનો વાસ;
પરમ ભાગ્ય આ ભોમનું, વહાલો રમીઆ રાસ. આજ૦ ૫
અમર લોક અંત્રીક્ષથી[2], જોવાને આવે;
પુષ્પ વૃષ્ટિ દેવતા કરે, નરસૈંયો વધાવે. આજ૦ ૬

પદ-૬.

ભાઇરે યું સાધુ સંસારમે, કમલા જલ માંહી;
સદા સરવદા સંગ રહે, જલ પરસે નાંહી. ટેક.
જુગત જાણે જલ કુકડી, જલ માંહી રહાઇ;
પાણી પાંખ લેપે[3] નહીં, કોઇ કસરત પાઇ. ભાઇરે યું ૧
મીન તળે જલ ઉપર, કછુ લાગે ન ભારા;
આડ અટક માને નહીં, વીચરે[4] જલ સારા. ભાઇરે યું. ૨
ખટરસ[5] ભોજન પાય કરી, કર મુખ લપટાઇ;
જીભ્યાએ લાગે નહીં, ધ્રતકી ચીકનાંઇ. ભાઇરે યું ૩
ભોગલવિદ્યા[6] નટ ખેલહી, કર મોહ પસારા;
ખંડમખંડા હો રહયા, ફેર સારાકા સારા. ભાઇરે યું. ૪
ભેદ જંબુરા જાનહી, સરપ રહયા લપટાઇ;
ભય કાંઇ લાગે નહીં, કછુ ગુરૂગમ પાઇ. ભાઇરે યું. ૫
જે સે સીપ સમુદ્ર વસે, જલ વસે આકાશા;
કુરમકલા[7] .વીચારકે, વીચરે નીજ દાસા. ભાઇરે યું. ૬
જ્યું બીખ[8] વસીયર[9] વસે, કોઇ લેન ન પાવે;
કેહેત કબીર ગુરૂ મંત્ર તે, સેહેજે ચલી આવે. ભાઇરે યું. ૭

પદ-૭.

સુખ દુઃખ મનમે ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં. ટેક.

---

૧ અલાપીને=લલકારીને. ૨ અંત્રીક્ષથી=અદ્ધરથી, ઉંચેથી. ૩ લેપે=સ્પર્શે.
૪ વીચરે=ફરે. ૫ ખટરસ=છરસ (૧ ખાટો, ૨ ખારો, ૩ કડવો, ૪ કટાણો, ૫ તીખોને ૬ મીઠો.) ૬ ભોગલવિદ્યા=એક જાતની જાદુઇ વિદ્યા. ૭ કુરમ=કાચબો.
૮ બીખ=રાફ. ૯ વસીયર=નાગ.

હરિશ્ચંદ્ર સરખા રાજીયા, તારા લોચન રાણી;
પોતાને સતને કારણે, નીચ ઘેર ભરીયાં પાણી. સુખ દુઃખ. ૧
નળરાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળે અન્ન ને પાણી. સુખ દુઃખ. ૨
શેઠ કહીએ સગાળસા, ચંગાવતી શેઠાણી;
કેલીયા કુંવરને ખાંડતાં, નેણે ન આણ્યાં પાણી. સુખ દુઃખ. ૩
પાંચ પાંડવ છઠાં દ્રુપતિ, હીંડે વન વન ભમતાં;
છત્ર છાંહી નવ બેસીયા, સુખે નીંદ્રા ન સુતાં. સુખ દુઃખ. ૪
સીતા સરખી મહાસતી, જેના રામચંદ્ર સ્વામી;
તેણે તે રાવણ હરી ગયો, સીતા મહાદુઃખ પામી. સુખ દુઃખ. ૫
દેવતાને મહાદુઃખ પડયાં, સમર્યા સારંગપાણી;
ભાવટ ભાગે છે ભુદરો, મ્હેતા નરસૈંયાના સ્વામી. સુખ દુઃખ. ૬

પદ ૮.

ભાઇરે ગુરૂ સમ દાતા કો નહીં, સબ માગન હારે;
સબરે જીવનમે એક તું, ઓર જાચક સારે. ટેક.
ભાઇરે અપરાધી તીરથ ચલ્યો, કાહા તીરથ તારે;
કામ કરોધ કોરે[1] રહે, કાહા અંગ પખાળે.[2] ભાઇરે ગુરૂ૦ ૧
ભાઇરે કાગદકી[3] હોડી રચી, બીચ લોહા ડારે;
આગે નદી અથાગ હે, ગુરૂ પાર ઉતારે. ભાઇરે ગુરૂ૦ ૨
ભાઇરે વૈંસ મનોરથ પીલકે, બીચ દયા મીલાઈ;
અડસઠ કો ફળ ચીન લે,[4] એક સંત જમાઇ. ભાઇરે ગુરૂ૦ ૩
ભાઇરે સેવા સુમરણ જાંહાં નહીં, પંચ[5] મુરખ હારે;
કેહેત કબીર સાધુ સુણો, સંત ખરે પોકારે. ભાઇરે ગુરૂ૦ ૪

પદ ૯.

ભાઇરે એસી ભકિત ના કીજીએ, જેમાં હોવેરે હાંશી;
અંતકાલ જમ મારશે, ગળે દેગારે ફાંસી. ટેક.
ભાઇરે મંજારી[6] સુણત કથા, ખોટા વ્રત કીના;
હાથેથી દીપક[7] ડારકે, મુસા[8] ગ્રહી લીના. ભાઇરે એસી. ૧

૧ કોરે=ભીન્યા વગરના. ૨ પખાળે=ધુવે. ૩ કાગદકી=(કાગદ=કાગળ+કી=ની) કાગળની ૪ ચીનલે=ઓળખી લે. ૫ પંચ=સભા. ૬ મંજારી=બીલાડી. ૭ દીપક=દીવો. ૮ સા=ઉંદર.

ભાઈરે જલમાં કુંજર[૧] પેઠકે, નાહ્યા ભરપુરા;
બાહેર નીકસી ઠાડા ભયા,[૨] શીરપર ઘાલ્યા ધુરા. ભાઈરે એસી. ૨

ભાઈરે લાખા તે પીગળી ચલી, પાવકશીરે[૩] સંગા;
દુરશીએ પીગળે નહીં, હરદા વજ્ર[૪] રંગા. ભાઈરે એસી. ૩

સીલ[૫] પકડીએ સાયકા, પાંચોસું[૬] લડીએ;
કેહેત કબીર ગુરૂ ગ્યાનથે, જીવતહી મરીએ. ભાઈરે એસી. ૪

---

# ધન્યાશ્રી રાગનાં કીર્તન.

### ધન્યાસી રાગની સાખીઓ.

ધબલ ધન્યાસી ગાઇએ, દીવસ ચઢથો ઘડી સાત;
અતી આનંદમાં ગાઇએ, જબ દેખ્યો ગોકુળનાથ. ૧

સુખ ઉપન્યો દુઃખ ગલ ગયો, ધન્યાસી પેહેચાણ;
ધન્યાસી જબ જાણીએ, તબ નીત હોય કલ્યાણ. ૨

### પદ–૧.

હરિ વીના કોઇ મેરે કામ ન આયો, પ્રભુ વીના કોઇ મેરે કામ ન આયો;
એ માયા જુઠી પરપંચકી, રૂડો રતન સો જનમ ગમાયો. ટેક.

કંચન મેહેલ સમાર્યો જતન કરી, રૂચી રૂચી ભોવન બનાયો;
વેગે[૭] વેગે કાઢયો ઘરહુંસે પલ એક રેહેણુ ન પાયો. હરિ૰ ૧

અનેક જતન કરી સુત એક જાયો,[૮] ને બોહોતેક લાડ લડાયો;
કાટ લીયો કમર હુંથે ધાગો, બદન પર આગ જલાયો. હરિ૰ ૨

ત્રીયા કહે પીયા તેરે સંગ જલહું, દીન દીન સ્નેહ બઢાયો;
અંત સમે છુપી ઘર ભીતર, ડગ એક નાંહી પહોચાયો. હરિ૰ ૩

અધમ[૯] ઓધારણ ગુણકારે તારણ, મેં સઠ કયું બીસરાયો;
નામ ના લીયો માયાકેરે ધાંખે, માધો મન પીસતાયો. હરિ૰ ૪

---

૧ કુંજર=હાથી. ૨ ઠાડાભય=ઉભો રહ્યો. ૩ પાવક=અગ્નિ. ૪ વજ્ર=વજર ૫ સીલ=હથીયાર. ૬ પાંચોસું=[૧]કામ, [૨]ક્રોધ, [૩]લોભ, [૪]મોહ, અને [૫]મમતા ૭ વેગે=જલદી. ૮ જાયો=જન્મ્યો, પેદા કર્યો, બાળકને જન્મ આપ્યો. ૯ અધમ=હલકી, ધીક્કારવા યોગ્ય.

પદ—૨.

ના કછુ ના કછુ રામજી વીના,
દેહી ધરેકી એહી પરમગત, સંત સંગતમે રહેના. ટેક.
મંદીર રચત માસ દશ લાગે, ને વણસંતા એક ક્ષણુ;
પલ એક સુખકે કારણુ પ્રાણી, પરપંચ કરત ઘણા. ના કછુ. ૧
માત પિતા સુત લોક કુટુંબમાં, ફુલ્યો ફીરત મના;
કેહેત કબીર રામ ભજ પ્રાણી, ઓર છાંડ સકલ ભ્રહ્મણા. ના કછુ. ૨

પદ—૩.

કાંનૈયો મેરો જુમનાંમાં જઇ પડયો;
જલ જુમનાંકો ઘેરોરે પાણી, દેખત નાંહી ડર્યો. ટેક.
આરે નગરકે લોક ઠગારે, ને ગીરતાં કાહે ના કહ્યો;
રૂદન કરત જસોદા મઇઆ, નેનમાં નીર ભર્યો. કાંનૈયો. ૧
પકડ મંગાવો ગોપી ગ્વાલનકુ, ગીરતાં કયું ના ગ્રહ્યો;
કંસરાય ઘેર હોત વધાઇ, મેરે શીરકો સાલ ટલ્યો. કાંનૈયો. ૨
પેસી પાતાળ કાળીનાગ નાથ્યો, સુણતહી કંસ ડર્યો;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, સરણે આઇ ઉગર્યો. કાંનૈયો. ૩

પદ—૪.

મઇઆ મોંહે દાઉદજી[1] બોહોત ખીજાયો;
મોકુ કહે તોકુ મોલકો[2] લીનો, કબચે જસોદાએ જાયો. ટેક.
નંદજી ગોરે જસોદાજી ગોરે, તુમ ક્રીત શામ શરીર;
ચુટકી[3] દે દે ગોવાળ હસત હે, શીખવત બલભદ્રવીર. મઇઆ૦ ૧
બકણે દે અ બલદાઉકુ, મીથ્યાવાદી ધુત;
અગ્રદાસ હરિ ગોવરધન ધરસ્યો, હું જનુની ને તું પુત. મઇઆ૦ ૨

સાખી.

ભાવે જાઓ દવારકાં, ભાવે જાઓ જગન્નાથ;
સંત સંગત હરિ ભકિત વીના, કછુ ન આવે સાથ. ૧

૧ દાઉદજી=બલભદ્રજી. ૨ મોલકો=પૈસા આપીને. ૩ ચુટકી=ચપટી, આંગળાથી વગાડેલી ટીચકારી, ટીચકી.

# ટોડીના[1] કીર્તન.

## સાખી.

કબીર ગુરૂ ગોવીંદ કર જાણીંએ, રહીએ શબ્દ સમાય;
મીલેતો દંડવૃત બંદગી, પલ પલ ધ્યાન લગાય. ૧

### પદ—૧.

માધોજી મેરા જનમ નીવારો, કાજી બહોર જ્યારે પર જારો;
દો દુઃખ મેટો સાહેબ મેરા, આગે ધેન ઓર ગર્ભ વસેરા. ટેક.
આવત જાત બહોત કઠણાઇ, રાખી લ્યો સંતન સરણાઇ;
આવા ગવનકા તોડોની દોરા, તુમારી હાંસી મરણ હે મેરા. માο ૧
જો જન દુઃખીયા તુમ દુઃખ ફેડો, બોહોર રામજી તુમ પસ્તાઇ;
કેહેત કબીર સુણો રઘુરાઇ, તુમ સુ રામ કાહે ચતુરાઇ. માο ૨

### પદ—૨.

રામ ભક્તિ વીના ધીક નર નારી, ને મીથ્યા જનમ ગયો સંસારી;
પંડ ધરી નર દેહી વગોઇ, પુત્ર પેહેલી તોરી માતા સે ના મોઇ. ટેક.
કુંવારી કન્યા જો ધરે સણગારા, શોભા ન પાવે સંતો બીન ભરથારા;
ગુણકાકો પુત્ર પિતા કાહાંસુ, કેહેવે, ગુરૂ વીના ચેલા પાર નપાવે. રાο ૧
રજ વીના જેસે રજપુતા, જ્ઞાન વીના કેસે અબધુતા;
કેહેત કબીર મેં કેહેતા ના ડરહુ, શુકદેવ કહેતો મેં કાહા કરહુ. રાο ૨

### પદ—૩.

માહારા આજ સમે દુઃખ જાસેરે, દુઃખ જાસે ને સુખ થાશેરે;
કૌશલ્યાજીને પરતાપે, રૂડા રામજીનાં દરશણ થાશેરે. ટેક.
રાજા દશરથનો નોધડીઓ,[2] મારા પ્રાણ થકી મુને ગમશેરે;
ઝાંઝરડી ઘુઘરડી પાવલે, મારો વાલમોજી આંગણામાં રમશેરે. માο ૧
નીરાકાર નીરલેપ નીરંજન, વેદ વખાણે જેનેરે;
રૂદીયા સાથે ચાંપી વહાલે, તો સાયણું દેશે તેહેનેરે. માο ૨
રેચક કુંભક પુરવક[3] ભરીયા, ને પેલા જોગીડા તે ધ્યાનજ ધરશેરે;
બાળ ચરીત્ર પવીત્ર ગુણ ગાતાં, જન જશવંત ભવ તરસેરે. માο ૩

---

૧ ટોડી=સવારે સાત વાગે ગવાતી એક રાગણી. ૨ નોધડીઓ=છોકરો. ૩ રેચક કુંભક પુરવક=પ્રણાયમ.

પદ–૪,

હમ મમતાકે બાંધે માધો, કોણ કોણ દુઃખ પાયો;
કીટ પતંગ ઓર પશુ પંખી, નાહાના જોન ફરીઆયો. ટેક.
કબહુ એક સુત ભયો કાહુકો, કબહુ એક પિતા કહાયો;
કબહુ એક નરપતિ રંકજ હોય કે, ઘેર ઘેર ટુંક મંગાયો. હમ૦ ૧
હરિગુણ કથા સુણી નહીં શ્રવણે, મુખહી ના રામ ગુણ ગાયો;
માધોદાસ જનમ ધીક તાકો, જનુનીને તાત લજાયો. હમ૦ ૨

પદ–૫.

બહોત અપરાધ કીયો મેં માધો, મેં જનમો જનમ અપરાધી;
કરૂણામે કરૂણા નીધી કેશવ, તમારી ભક્તિ ન સાધી. ટેક.
પતીતનમે માહા પતીત શીરોમણ, મેં રોમ રોમકા ખોટા;
નીરમલ નીરમલ નામ નારાયણ, સમરી સમરી જન છુટયા. બ૦ ૧
માયા મોહ વીષેરસ[1] બાહયો[2], દીનાનાથ મોરારી;
જન ગ્યાનીકા કરો હો નીવેડા, આયો સરણ તુમારી. બ૦ ૨

પદ–૬.

પતીતનકે હો પાવન માધો, મેં તુમ તજી અનીત ન જાઉં;
મેં જો અપુંજ પુંજ ભયો તુમથે, નામ અમુલખ ગાઉં. ટેક.
અષ્ટા દશ પુરાણ વખાણે, ત્રણ કાળ ખટ જીતે;
વીષ્ણુ ભકિત અંતરગત નાંહી, તો તાથે ધ્યાન કનીષ્ટ. પતી૦ ૧
સુપચ શ્વાન કો માંસ ભક્ષણ કરી, હરિ ચરણે ચીત લાવે;
જીવન મુક્ત સદા તે જનરે, અંતે પરમપદ પાવે. પતી૦ ૨
જાત અસોચ[3] નીચ કુળ જનમ્યો, સજન કુટુંબ કરે હાંશી;
ભણે રોહીદાસ રામ ભજ રસના, કાટે કરમકી ફાંસી. પતી૦ ૩

પદ–૭.

માધોજી મેરા કરો નીવેડા, મેં તો જનમો જનમકો પાપી;
આગે પતીત અનેક ઓધારે, તારે સરણ તમો આપી. ટેક.
અજામેલ બહુ જીવ સંહાર્યા, ગુણકા સંગ ઉને કીનો;
નામ નારાયણ પુત્ર બોલાએ, સોહી અપનો કર લીનો. માધોજી. ૧

૧ વીષેરસ=વીષય વાસના ૨ બાહયો=મચ્યો, રચ્યો. ૩ અસોચ=અપવીત્ર

અધમ નાર અસોચ હાથકે, જુઠે બોર તુમ પાએ;
પોપટ એક પઢાવત ગુણકા, વાહીકુ વેમાન પઠાએ. માધોજી. ૨
કાહા કહુ કછુ કેહેત ન આવે, હરિએ સબકી પેર સમારી;
મેરી બેરીઆં[1] વીલમ ન કીજે, સાચી ટેક તમારી. માધોજી. ૩
કરૂ પોકાર કાળ ભય ભારી, મેરી દાઝ સુણો રઘુરાઇ;
નાહાનાકુ નીરભે કરી લેજો, ચરણ કમલકી છાંહી. માધોજી. ૪

પદ-૮.

મારે ઘેર આવો તો એણીપેરે આવજો, જેરે માગુ તે લાવજોરે;
ભાવ ભકિત ને દીન ગરીબી, બીજુ ચરણ કમળ ફળ લાવજોરે. ટેક.
જોરે આવો તો નહીં દેઉં જાવા, ને એવું છે મન મારૂંરે;
અખંડ હેવાતન[2] એટલુંરે માગુ, મારા રૂદીયામાં ધ્યાન તમારૂંરે. મારે૦ ૧
તમો વીના મુને એવુંરે લાગે, પુરૂષ વીના જેમ નારીરે;
એકવાર રોહીદાસજીને મંદીર પધારો, તો રાખોને લાજહમારીરે. મારે૦ ૨

પદ-૯.

રામ સમરરે હો મન અંધા, બીન સમરે જમ માંડે ફંદા. ટેક.
કુડ કપટ કરી જો ધન લાવે, તો સુત દારા કે મન ભાવે;
સુત દારાકા ના કર પતીઆરા,[3] અંતકી બેર માંડે કચીઆરા[4]. રામ૦ ૧
માયા ઉપર માયા માંડી, સંગ ન ચલે ખોખરી હાંડી[5];
સો કયું ના સમર્યો અંત ઉગારે, ઠાડી બાહેર કબીર પોકારે. રામ૦ ૨

પદ-૧૦.

હરિનામ હીરા હરિ નામ હીરા, હરિ નામ લેત મીટે સબ પીડા. ટેક.
હરિનામ જાતી હરિ નામ પાતી, હરિ નામ સકલ દેવન શીર રાતી. ૧
હરિ નામ સકલ સુખનકી રાસી, હરિનામે કાટે જમકી ફાંસી. ૨
હરિ નામ તીન લોક તત્વ સારા, હરિ નામે નામદેવ ઉતરે પારા. ૩



૧ બેરીઆ=વખત. ૨ હેવાતન=સૌભાગ્ય, એવાતણ. ૩ પતીઆરા=વિશ્વાસ.
૪ કચીઆરા=કચકચાટ, બકવાદ, તકરાર. ૫ હાંડી=હાંલ્લુ, માંટીનું વાસણ.

# સારંગનાં કીર્તન.

## સારંગ રાગની સાખીઓ.

સારંગ[1] બાજ્યો તન તપ્યો, ઓર વ્રહે લગાયો અંગ;
ઉભેથી લથડી પડી, ડશીયો કામ ભોરીંગ. ૧
સારંગ ચલ્યો શીકારકુ, હાથમાં લાલ કમાન;
મુરખ હો તે સો ચલ ગયે, વીંધ્યો ચતુર સુજાણ. ૨
સબ વરણમાં દ્વીજ[2] બડો, ઓર નદીયનમાં ગંગ;
સબ દેવનમાં વિષ્ણુ બડો, રાગનમાં સારંગ. ૩
સારંગે સારંગ ગ્રહ્યો, સારંગ પહોચ્યો આય;
રતકો સારંગ જો કહું, તો મુખકો સારંગ જાય. ૪
સારંગ રાગ શીરોમણો, વેદ શીરોમણી શામ;
ભક્તિ શીરોમણી રાધીકા, જે પ્રગટી ગોકુળ ગામ. ૫

### પદ-૧.

સંત સુ અંતર નાંહી, નારદ મેરે સંત સુ અંતર નાંહી;
જે માહારા સંતની નીંદા કરશે, સોઇ નરકમે જાહી. ટેક.
સંત ચલે તો મેં ચલુ આગે, સંત સુવે તો સુઉ;
જે માહારા સંતનકુ દુઃખ દેવે, તાકે જડા મુળસેં ખોઉં. નારદ. ૧
સંત જમે તો મેં જમુ આગે, હરિ ભકતનકી આશા;
જે માહારો કેવલ જશ ગાવે, તાંહાં કરૂં મે વાસા. નારદ. ૨
લક્ષ્મી હમારી અરધ શરીરા, હરિ ભકતનકી દાસી;
કોટ તીરથ માહારા સંતને ચરણે, કોટી ગંગા ઓર કાશી. નારદ. ૩
મોહે ભજે સંતનકુ સેવે, સોહી પરમપદ પાહી;
કેહેત કબીર સુણો ભાઇ સંતો, સંતનમે હરિ માંહી. નારદ. ૪

### પદ-૨.

રામકો નીત કીજેરે, સુમરણ રામકો નીત કીજે;
નીરમળ નીરમળ પ્રેમ હરિરસ, સંત સંગત મલી પીજે. ટેક.

---

૧ સારંગ=સારંગના અર્થ ઘણા છે [1]મોર, [2]વીંછી, [3]મેઘ અને [4]વરસાદ ઋતુનું નામ પણ સારંગ છે. ૨ દ્વીજ=બ્રાહ્મણ.

જુઠીરે માયા મોહ વીષેરસ, આ મનસે ત્યાગીએ;
હરદ કમલ બીચમેં નીશદીન હરિ હરિ, એહી વીલમ ના કીજે. સુ૦ ૧
તન મન ધન સબ મનસારે વાચા, રામ સમરપણ કીજે;
કેહેત કબીર મેં ઓર ના માગુ, ચરણ કમલ ચીત દીજે. સુ૦ ૨

પદ—૩.

સાચે કલજુગ આયો, અબતો સાચે કલજુગ આયો;
પુત્ર પિતાકો કહ્યો ના માને, કરતહા અપનો ભાયો. ટેક.
કન્યા વેચત સંખ્યા ના માને, દીન દીન મુલ સવાયો;
તાથે વરખ્યા અલપ[1] ભયોહે, પાપે કલજુગ છાયો. અબતો સાચે. ૧
કટત વંદ્રા[2] ઓર બેચત મધુગરી,[3] જુઠે સાચ છુપાયો;
એ અપરાધ દેખવાકે કારણ, વ્યાસકુ કહા જીવાયો. અબતો સાચે. ૨

પદ—૪.

જોઉંરે તમારાં મોળીયાં,[4] રામજી જોઉંરે તમારાં મોળીયાં;
તમારે મોળીએ રામજી રંગ ઘણેરો, કુકમ કેશર રોળીયાં. ટેક.
ખીર ખાંડ ઘ્રત તરતનાંરે તાવ્યાં, પીરસુ પાતળી પુરીયાં;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, પાવન કીધાં ખોળીયાં. રામજી૦ ૧

પદ—૫.

સાચે ભક્ત કબીર, કલીમા સાચે ભક્ત કબીર;
જબથેં ચરણ કમલ રૂચી વાધ્યો, તબથેં બન્યો નહીં ચીર. ટેક.
દીયો ના લે જાચે[5] નહીં કબહુ, એસે મનકે ધીર;
જોગી જતી ઓર તપીરે સંન્યાસી, ઉનકી મટી નહીં પીડ. કલીમાં. ૧
પાંચ તત્વ[6] વાકુ કબહુ ના વ્યાપે, કાળ ન ગ્રહે શરીર;
વ્યાસ ભગતકો ખેત જુલાહા, હરિ કરૂણામય[7] નીર. કલીમાં. ૨

પદ—૬.

આનંદકો ઘર પાયોરે, અબહમ આનંદકો ઘર પાયો;
જબથે કીરપા ભઇ સત્ય ગુરૂકી, અનભે નીશાન બજાયો. ટેક.
કામ કરોધકી ગાગેર ફુટી, દુરમત દુર બહાયો[8];
હદ છોડી બેહદ ઘેર આસન, ગગન મંડલ મડ છાયો. અબ૦ ૧

૧ અલપ (અલ્પ)=થોડો, કમી. ૨ વંદ્રા=તુલસી. ૩ મધુગરી=સુખડી, માગેલું અનાજ.
૪ મોળીયું=ફેંટો, ખેસ, ફાળીયું. ૫ જાચે=માગે. ૬ પાંચતત્વ=૧ પૃથ્વી, ૨ જલ, ૩ અગ્નિ, ૪ વાયુ અને ૫ આકાશ. ૭ કરૂણામય=દયાળુ. ૮ બહાયો=કાઢી મુક્યો,

પ્રેમ પ્રીતકો કીયો હે ચોલનો[1], સુમતીકો ટોપ બનાયો;
તજી પરપંચ વેદ મત કીયા, ચરણ કમલ ચીત લાયો. અબ૦ ૨
ધરણ ગગન પવન નહીં પાણી, તાંહાં જાઇ મઠ છાયો[2];
કેહેત કબીર મેં પીયાજીકે પ્યાસી, પીઉં પીઉં રટ[3] લાયો. અબ૦ ૩

પદ–૭.

વંદ્રાવનકો નીકો,[4] વસવો શ્રી વંદ્રાવનકો નીકો;
નીતપ્રત[5] દરશણ જુગલ જોડીકો, સદા આનંદ મન જીયાકો[6]. ટેક.
ધન એ મથુરાં ધન એ ગોકુળ, ધન જમુનાં જલ જીકો;
મંજન[7] કરી કરી તીલક બીરાજે, આન ધરમ સબ ફીકો. વસવો૦
સકલ સંત મલી નીરગુણ સેવ્યો, સો કૃષ્ણ ગોપીકો;
વ્યાસ દાસકી આસ વંદ્રાવન, જનમ જનમ હરજીકો. વસવો૦

પદ–૮.

કાહેકુ માયા જોડીરે, નર કાહેકુ માયા જોડીરે. ટેક.
મે જાણ્યું માયા સંગ ચલેગી, ગાય ભેંસ ઘેર ઘોડીરે;
હાથી ઘોડા મોહોલ ખજાના, તો એ કહે માયા થોડીરે. નર કાહેકુ. ૧
સજન કુટુંબ સબ મીલકર બેઠે, લેસે કંદોરો છોડીરે;
સખા ચાર મીલ લે જાઇ, બેસણ બાંસકી ઘોડીરે. નર કાહેકુ. ૨
ખોખરી સી હાંડી મહી ભર્યાં લાહારા, બાંધણ ડાભકી દોરીરે;
સુરદાસ ભગવંત ભજન વીના, ફુંક દીયો જેસે હોરીરે. નર કાહેકુ. ૩

પદ–૯.

ગોવીંદ નામ ધર્યો, કોણે તેરો ગોવીંદ નામ ધર્યો;
ચાર પદારથ દીયોરે સુદામા, તાંદુલ મુખમાં ધર્યો.
સંદીપકે[8] સુત આન દીયો હે, વીદ્યા પાઠ કીયો;
દ્રુપત સુતાકી લજ્યા રાખી, ચીરકો દાન કીયો. કોણે તેરો. ૧
લેન દેનેકુ હે હરિદાતા, મોસે કછુ ન સર્યો;
સુરકી[9] બેર કઠણ હોઇ બેઠે, જનમકો અંધ કર્યો. કોણે તેરો. ૨

૧ ચોલનો=પહેરણ. ૨ છાયો=રહયો. ૩ રટ=રટણ કરવું, સુમરણ કરવું.
૪ નીકો=ભલો, સારો. ૫ નીતપ્રત=( નીત=હમેશાં+પ્રત=પ્રત્યક્ષ ) હમેશા પ્રત્યક્ષ.
૬ જીયાકો=જીવનો. ૭ મંજન=સ્વચ્છ. ૮ સંદીપ=સુદામા અને કૃષ્ણના વિદ્યાગુરૂ.
૯ સુરકી=સુરદાસજીની.

પદ-૧૦.

મંદીર દેખ ડરે, સુદામાજી મંદીર દેખ ડરે;
કાંહાં ગઇ મેરી તનકી ઝુંપડીયાં, તા ઘેર મોહોલ ખડે. ટેક.
જા ઘેર બાજત તાલ પખાવજ, તા ઘેર નોબત ખડે;
જા ઘેર હોત છત્રીસે રાગ, તા ઘેર અભ્ર[1] ભરે. સુદામાજી. ૧
પહેલીરે પોળે હસ્તીરે[2] ઝુલે, બીજીએ તોરીંગ ખડે;
ત્રીજી પોળે વસ્તર ભારે, ચોથીએ રતન જડે. સુદામાજી. ૨
ઇધર ઉધર ફરી આયે સુદામા, મનમાં સોચ કરે;
પરમ સુંદરી બેઠી ઝરૂખે, કેસે ઓ કંથ ખડે. સુદામાજી. ૩
મોહોલાંમાં બેઠી નાગર બ્રાહ્મણી, પંડીત આવોને ઘરે;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, દરિદ્ર દુર ખડે. સુદામાજી. ૪

પદ-૧૧.

માનોની વચન હમારો, રાજાજી માનોની વચન હમારો;
પાંચ ગામ પાંડવકુ દીજે, ઓર સબ રાજ તીહારો. ટેક.
દો દો ગામ સબ દેશમાં દીજે, એ સબ કુટુંબ તીહારો;
ભીસ્મ દ્રોણ કરણ દુરજોધન, સબ મળી મનમાં વિચારો. રાજાજી. ૧
ઉત્તર દક્ષીણ પુર્વ પશ્ચિમ, દેશ હસ્તીનાપુર દીજે;
સોયના અગ્ર[3] જેટલુ ના આપુ, તો રણસંગ્રામ સીધારો. રાજાજી. ૨
ખડીયા દપતર લેઇ કાંહાં ધરોગે, રાજા કરણે વચન ઑચાર્યો;
રાઢ વીના રસ હોય ના હમારે, નરપતિ રહે ન ન્યારો. રાજાજી. ૩
રાજ રીતકી તુમ કહા જાણો, ગૈઆં ચરાવન હારો;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, કોણ જીત્યો કોણ હાર્યો. રાજાજી. ૪

પદ-૧૨.

દેખત શામ[4] હશે સુદામાજી, દેખત શામ હશે;
ફાટારે વસ્તર દેહી દુરબળ, ડોલત પાવ ધસે. ટેક.
જાકુરે પ્રીત નીરંતર હરિસુ, કાહેકુ દુર બસે;
કહા કહુ કછુ કહેતા ના આવે, તો વીધન બહોત હશે. દેખત. ૧
ભોજાઇ મેવા દીઓરે લાઇ, તાંદુલ[5] એક પાશેર;
જાકો તીન લોકમાં નાંહી, એવા ભાવ હશે. દેખત. ૨

૧ અભ્ર=અખુટ. ૨ હસ્તી=હાથી. ૩ અગ્ર=અણી. ૪ શામ=કૃષ્ણ. ૫ તાંદુલ=ચોખા.

વીશ્વકરમાકુ[1] આગના દીની, કનક મહોલ રચે;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, એવા શેવક હશે. દેખત. ૩

પદ–૧૩.

આએ હો નંદલાલ, વીદુર ઘેર આએ હો નંદલાલ;
કોન પુન્યથે સુકિત કીનો, મોહે દીન દયાલ. ટેક.
ભાજી ભોજન લેત કીરપા કરી, મંજન કરત રસાલ[2];
મેરે મન આનંદ ભયો હે, રાજા કે હૈયે સાલ. વીદુર ઘેર. ૧
અપરમપાર પરમ પુરસોતમ, મોહે ભગતનકો આધાર;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, ભગ્તવચ્છલ ગોપાલ. વીદુર ઘેર. ૨

પદ–૧૪.

ગઇરે ભોમ તમારી, પાંડવો ગઇરે ભોમ તમારી;
અંધનો સુત જ્યારે અવળુંરે બોલ્યો, વિષ્ટી[3] ના માની હમારી. ટેક.
દીલ્લીમાં તમને દ્યુત રમાડયા, હાર્યા ગરથ ભંડારી;
લાખા ઘરમાં તમોને ઉતાર્યા, તારે શીરે સગાઇ સંભાળી. પાંડવો. ૧
ખાંડા[4] વીનારે ક્ષત્રી વટ કેમ રહેશે, નપુસક[5] ઘેર જેમ નારી;
પોતાની હોય તો તાણીને બાંધો, ભુપત ન રહે ભીખારી. પાંડવો. ૨
ક્ષત્રી હોય તો ખાંડુરે ખેડો, નહી તો શુરાપે ભગ્તી સારી;
અંધનો સુત જ્યારે અવનીરે લેશે, ત્યારે ફુલશે ગાંન્ધારી.[6] પાંડવો. ૩
પાપ તણો એણે પાયોરે માંડયો, પંચાળીરે પોકારી;
સગાઇ તણુ એણે કંઈ નવ જાણ્યું, જુઓ ધરમ વિચારી. પાંડવો. ૪
પાંડવને ઉકળાંટોરે[7] આવ્યો, બોલ્યા ભીમ અહંકારી;
સુરનોસ્વામી જ્યારે આજ્ઞનારે દેશે, ત્યારે લેઉં સરવે સંભાળી. પાંડવો. ૫

પદ–૧૫.

ચલત વીદુર ઘેર જાઇએ, ઓધા ચલત વીદુર ઘેર જાઇએ;
દુરજોધન ઘ્રહે કોણ કામકો, આદર ભાવ ના પાઇએ. ટેક.
મતકોરે હીણો ને બડોરે અભીમાની, સેવા કહાપેં કરાઇએ;

---

૧ વીશ્વકરમા ( વિશ્વકર્મા )=દેવનો શિલ્પી, કારીગર. ૨ રસાલ=સ્વાદિષ્ટ.
૩ વિષ્ટી=સલાહનું કહેણ, સમાધાનીની પંચાત ૪ ખાંડુ=હથિયાર. ૫ નપુસક=જેનામા વંશ વૃદ્ધિ કરવાની શકિત નથી તે, હિજડો, નામર્દ, વીર્યહીન, શકિતહીન, બાયલો.
૬ ગાન્ધારી =ગન્ધાર દેશના રાજાની પુત્રી અને કૌરવોની માતા. ૭ ઉકળાંટો=અકળામણ, ગુસ્સાથી થતો જે કલેશ તે,

દેખત વદન દુરાવત નેના, ભોજન કહાપેં કરાઇએ. ઓધા૦ ૧
મુખ નહીં ભાવ સેવા નહીં ચીતમાં, ભકિત નહીં સોહાઇએ;
કામી ક્રોધી બડોરે અભીમાની, ઉહાંતો જમ સીરાઇએ.[2] ઓધા૦ ૨
તુટીસી છાંહે મેઘકી બરખ્યા, ત્રીયા કહે પ્રભુ આઇએ;
ચરણ પખાલી ચરણોદક લીનો, તુટીસી પલંગ બીછાઇએ. ઓધા૦ ૩
બથુઆકી[3] રોટી અલુણીસી[4] ભાજી, રૂચીકર પ્રભુ પાઇએ;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, સંતનકે હાથે બેકાઇએ.[5] ઓધા૦ ૪

પદ–૧૬.

ભાવત કુબજા કુબડી, હરિકુ ભાવત કુબજા કુબડી;
કુબજા મોકુ એસી લગત હે, જાંણે કડવી વેલડી. ટેક.
ઇથેરે ગોકુળ ઇથે મથુરાં નગરી, બીચમે હમારી ઝુંપડી;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, કંચન લોહા બરાબરી. હરિકુ. ૧

પદ–૧૭.

એક પલક જો રહીએ, મથુરાંમે એક પલક જો રહીએ. ટેક.
જનમો જનમકો પાપ કટત હે, કૃષ્ણ કૃષ્ણ મુખે કહીએ. મથુરામે. ૧
શીતળ જલ જુમનાજીકો નીકો, રૂચીત રૂચીત જલ પીએ. મથુરામે. ૨
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, ભાગ્ય વીના કાંહાસે લૈએ. મથુરામે. ૩

પદ–૧૮.

બોહત ગુમાન ભરી, મોરલી તું બોહોત ગુમાન ભરી;
જાત ભાત તોરી સબ કોઇ જાંણે, જંગલકી લકડી. ટેક.
અપણે તન પર છીદ્ર પડાવે, બાળાપણમેં બગડી;
રતન સંધાસણ ચઢકર બેઠી, મોહન અધુર ધરી. મો૦ ૧
વંદ્રાવનકી કુંજગલનમે, રાધેસુ ઝઘડી;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, સંગત સે સુધરી. મો૦ ૨

પદ–૧૯.

ખેતી ખેડો હરિનામકી, સંતો ખેતી ખેડો હરિનામકી;
તન કરો ભોમ મન કરો હલવા, સુરત રાખો ગુરૂ ગ્યાનકી. ટેક
એ ખેતીકો કર નાંહી બેસે, ફીકર નહીં કછુ દામકી;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, અરજ સુણો ખાજાં જાંણકી. સંતો.૧

---

૧ દુરાવતનેના=આડુ ભાળે. ૨ સીરાઇએ=વખાણ કરીએ. ૩ બથુઆકી=બાવટાની.
૪ અલુણી=મીઠા વગરની. ૫ બેકાઇએ=વેચાઇએ.

# માલ ગૉડીના કીર્તન.

## માલ ગૉડીની સાખીઓ.

બનથે બની આવત સખી, મોહન મદન ગોપાલ;
મોર મુગટ લખી ઓરહી, કમળ ફીરાવત લાલ. ૧
ગૉડી પુછે ગૉડીઆ, કોણ ભલેરો દેશ;
સંપત હોય તો ઘર ભલા, નહીં તો ભલો પરદેશ. ૨
સંપત દેખી નવ હરખીએ, વીપત પડે મત રોય;
સંપત હે વાંહાં વીપત હે, હરિ કરે શો હોય. ૩
સાંજ પડે દીન આથમે, ચકવી દીનો રોય;
ચલો ચકવા વા દેશમાં, રેન પડંતી ન હોય. ૪
ચકવી બીછરે રેનસે, આનમીલી પરભાત;
જે નર બીછરે રામસું, દિવસે મીલે ન રાત. ૫

### પદ–૧.

આવે આવેરે ગોવાળીયાની સંગે રમતો. ટેક
સંગે રમતો મારે મન ગમતો;
વહાલો ફુલનો તે તોરો[1] મેલે મન ગમતો. આવે. ૧
ફુલનીરે પોંચી[2] ને ફુલનોરે હાર;
વહાલો દડુલો ડોટાવતો[3] આવે નંદલાલ. આવે. ૨
જે નર જાણે તમારીરે સાર;
મ્હેતા નરસૈંયાના સ્વામીની જાઉં બલીહાર. આવે. ૩

### પદ–૨.

તમો મારે ઘેર નાથજી સે ના આવ્યા,
સે ના આવ્યારે તમો સે ના આવ્યા. ટેક.
કુમ કુમ પીરૂ તમારા પાય,
તમો મારે ઘેર આવો શ્રી જાદવરાય. તમો. ૧

---
૧ તોરો=ઘણા ફુલ એક સાથે બાંધેલા તે, ગોટો. ૨ પોંચી=કાંડે પહેરવાનું ઘરેણું, પહોંચી. ૩ ડોટાવતો=ગબડાવતો.

સેરી વરાવી પથરાવું ચીર;
હરિનાં પંથીડાં નીહાળી નૈણે ઢાળુ નીર. તમો. ૨
કનક કચોલામાં કઢીઅલ[1] દુધ;
માંહે ભેરૂ ભેરૂ સાકર દીપ કપુર. તમો. ૩
ખટરસ ભોજન કીધેલાં સાર;
મારા પ્રભુજી આરોગો વારંવાર. તમો. ૪
નરસૈંયાના સ્વામી દીન દયાલ;
વહાલા ભગતવચ્છલ કેરા પ્રતિપાલ. તમો. ૫

પદ–૩.

ચાલો ચાલો બ્હેની જોવા જઇએ નાવલો નંદ;
રમે રમેરે વાંદ્રાવન ગોપી ને ગોવીંદ. ટેક.
હસીને બોલાવે મારો નાથ;
તાળી તે લે પેલી ગોવાળણીની સાથ. ચાલો. ૧
એરે કાનુંડાસું લાગ્યું મારૂ ધ્યાન;
જેટલી તે ગોપીયો ને તેટલા કહાંન. ચાલો. ૨
માહા મનોહર[2] વાહીરે વંસ[3];
પ્રેમ સરોવર મોહેલા હંસ. ચાલો. ૩
નરસૈંયાના સ્વામી સુંદર શ્યામ;
અવીચલ કીધાં શ્રી ગોકુળ ગામ. ચાલો. ૪

પદ–૪.

તમો મારે ઘેર આવોરે શામળીયા,
હું તો વારી વારી જાઉંરે પાતળીયા. ટેક.
તમો દીઠડે સુખ પામે મારી દેહ,
વહાલા પ્રીત કરી નવ દીજોરે છેહ[4]. તમો. ૧
વાત કરંતાં લાગી ઘણી વાર,
આવડા મોંઘા શું થાવ છો નંદકુમાર. તમો. ૨
ભોળે ભાવે મુને ભેટેલા કાંહાંન,
મ્હેતા નરસૈંયાના સ્વામી છે રૂપ નીધ્યાન. તમો. ૩

૧ કઢીઅલ=ઉકાળેલું. ૨ મનોહર=મનને હરનાર, ૩ વંસ=વાંસળી. ૪ છેહ=તરછોડવું.

પદ–પ.

સંતો અમોરે વેહેવારીયા શ્રી રામ નામના;
વહેપારી આવે મારે ગામ ગામના. ટેક.
સંતો અમારૂં વસાણું સૌ કોઇને ભાવે;
સંતો અરાઢે વરણ ઘેર ઓરવાને આવે. સંતો. ૧
સંતો અમારા વેહેપારમાં ન આવે ખોટ;
ઘેર બેઠા પ્રાણીયા તું બીજમાં લોટ. સંતો. ૨
રામ નામ ધન મારે ગાજે ને વાજે;
સંતો છપન ઉપર ભેર ભુંગળો[1] વાગે. સંતો. ૩
એ ધન કાળે દુકાળે ના ખુટે;
રાજા ના દંડે ચોર ના લુંટે. સંતો. ૪
નારાયણે દયા કરી લખેશરી થાપ્યા;
મ્હેતા નરસૈંયાના સ્વામીએ રૂડા જશ આપ્યા. સંતો. ૫

---

## રમેણીઓ.

પદ ૧.

સાખી.

તીરથ ગએ ફળ એક હે, સંત મળે ફળ ચાર;
સતગુરૂ મીલે ફળ અનેક હે, કેહેત કબીર વિચાર. ૧

હું તુંને પુછું ગંગારે માતા, સકલ સંસાર તોરે સંગે રાચ્યા. ૧
તુજમાં નાહાવે ને તુજમાં ધોવે, ઇસકો પાપ તું કીસ બીધી ખોવે. ૨
ગંગા કહે સુણો કીરતારા, તુમહી પાપ છોડાવન હારા. ૩
અંધીરે દુનીઆં મારી પાસે આવે, મુંડ મુંડાવે ને ફજેત હોઇ જાવે. ૪
શ્રાધ સરાવે ને લાંદા નાખે આઘા, પુત્રકે રાજમે પિતા ભયા કાગા. ૫
જીવત પીતાકુ મારત દંડા, મુવે હાડ લઇ જાવેરે ગંગા. ૬
મુવા તે બેલ ઘાસ કહાંસે ખાવે, મુવા બાપ શ્રાધ કહાંસે પાવે. ૭
ડાભકી સલીયાં ને પસલીમાં પાણી,મુવા તે બાપકી કરે મીજબાની. ૮
કેહેત કબીર મુજને હાંશીરે આવે, કાગ ખાવે ને પિતા કહાંસે પાવે. ૯

---

[1] ભુંગળ=ધંતુરાના ફુલના આકારનું ફુંકીને વગાડવાનું નળાકારનુ વાજું, રણશીંગુ, તુરાઇ.

પદ ૨.

સાખી.

સંત સગા કે ગુરૂ સગા, અંતકાલ સો રામ;
કહે કબીર આ જીવકુ, ત્રણ ઠામ[1] વીસરામ. ૨

ઉંચારે મંદીર સાલર સોહીએ, તામે ક્ષેણુ એક રહેણુ ન હોયે. ૧
ભાઈરે બંધવ સગારે સાળા, લ્યો લ્યોરે કહેસે કાઢો ઘર બહારા. ૨
દગારે બાજ લોક લુંટે ને રોવે, બાળી ઝાળી વાકુ તન કરી ખોવે. ૩
કેહેત કબીર સુણો નર લોઇ,[2] હરિકી ભકિત વીના સગા નહીં કોઇ. ૪

પદ–૩.

સાખી.

કબીર ભુત ભયે જબ જાંણીએ, માગે લોઆ ધાર;
સો નર બુડયા બાપડા, તાકી વાર ન પાર. ૩

જેને નરહરિકી તો ભકિત ના સાધી, જીવતા સે ના મુઓરે અપરાધી. ૧
ગર્ભ ભંજન સે ના મોઇ તોરી માતા, જનમો જનમ સે ના સેવ્યા રઘુનાથા. ૨
માનવ દેહી ધરીને વગોવી, પુત્ર પહેલી તોરી માતા સે ના મોઇ. ૩
કેહેત કબીર સુંદર સારે રોપા, હરિકીરે ભક્તિ વીના જીવતારે ભુતા. ૪

પદ–૪.

સાખી.

કબીર સાત ગુરૂ સંસારમાં, શેવક સકળ હી જાંણુ;
ગુરૂ સદગુરૂને ચીનહી, સો શેવક પરમાણુ. ૪

ગુરૂ ગુરૂ કરહી સકલ સંસારા, સોહી ગુરૂ હે ભવજલથી ન્યારા. ૧
પરથમ ગુરૂ કહીએ માતા ને પિતા, રગદ બુંદકા દોનુ દાતા. ૨
દુસરા ગુરૂ જનમકી દાઇ, ગરભ વાસસે બાહેર લાઇ. ૩
તીસરા ગુરૂ જેને ધરીઆરે નામા, લેઇ લેઇ નામ પોકારત ગામા. ૪
ચોથા ગુરૂ જેને વીદ્યારે દીની, કુળ પરિવાર મરજાદા કીની. ૫
પાંચમા ગુરૂ જેને કંઠી રે દીના, રામકૃષ્ણકા સુમરણ કીના. ૬
છઠા ગુરૂ જેને બ્રહ્મગઢ તોડયા, સબસે તોડ એકસેં જોડયા. ૭
સાતમા ગુરૂ જેને સત્ય લખાયા, કેહેત કબીર સો બોહોર ન આયા, ૮

---

૧ ત્રણઠામ=૧ગુરૂ, ૨સંત અને ૩રામ. ૨ લોઈ=સ્ત્રી. ૩ લૌઆધાર=લોઢાની ધાર.

# કેહેરાના પદ.

## સાખી.

અમૃત મળીયું પણ અમર થયો નહીં, પીવાની જુક્તિ નહીં જાંણી;
કાંતો ઘટમાં ગયું નહીં કે, પીવામાં આવ્યું પાણી. ૧

## પદ–૧.

અબ મેં ભજુ તજુ કહો કાહાકુ, કહો કહાં તુમ નાહીં હો;
એક જોત સકલ ઉજીયારા, જયું તરૂવર ફળ માંહી હો. ૧
માયા બ્રહ્મ ભીન મત જાણો, વીના બ્રહ્મ નહીં માયા હો;
જેસે શબ્દ દેહમે વરતે, બીરછ[1] તળે જેમ છાંયા હો. ૨
માટી એક ઘડે બહુ ભાંડા,[2] સબમે આપ સમાના હો;
લઘુ દીર્ઘ અબ કાહા સુ કહીએ, કોણ રંક કોણ રાણા હો. ૩
કંચન એક અનેક આભુષણ, સબમે એક હોઇ હોઇ હો;
એસે બ્રહ્મ સકલ ઘટ ભીતર, વા વીન અવર ન કોઇ હો. ૪
લીલા અગમ અપાર બહુ વીધ, સબમે બ્રહ્મ સમાઇ હો;
કેહેત કબીર એક જબ દરસે,[3] દલકી દુરમત જાઇ હો. ૫

## પદ–૨.

મુલ સીંચ મન મુલ સીંચ મન, મુલ સીંચ બનમાળી હો;
મુલકે સીંચે ફુલ ફળ લાગે, એસે ફલે તેરી વાડી હો. ૧
ફલકે લાગે અનહદ ગાજે, ખુલ ગઇ ભર્મ કપાટી[4] હો;
પાંચ પચીસો નિકટ ન આવે, સુરત કરે રખવાળી હો. ૨
ગગન મંડલ બીચ આસન કીયા, ત્રીકુટી લગી હે તાળી હો;
કેહેત કબીર નામકા કેહેરા, મહીરમ[5] રહ્યા સો વિચારી હો. ૩

## પદ–૩.

સંતો આ ગતી કોઇ ન બુઝે હો;
કે પ્રભુ ગુપત કે અગમ અગોચર, ઇત ઉત કછુએ ન સુઝે હો. ૧
જોવા પ્રભુ કે આદ ન હોતી, તો આદ[6] કહાં તે આઇ હો;
આદ અનાદ ખોજ કર દેખો, દોયમે કહા ઠેરાઇ હો. ૨

---

૧ બીરછ=વૃક્ષ, ઝાડ. ૨ ભાડા=વાસણ ૩ દરસે=દેખાય. ૪ કપાટી=કમાડ.
૫ મહીરમ=ભેદુ, જાણનાર. ૬ આદ=શરૂઆત.

જો વા પ્રભુ કે ઇંદ્રિ ન હોતી, તો ઇંદ્રિ સ્વાદ કો કરતા હો;
ઇંદ્રિ વિના નીષ્ટ કહે ગ્યાની, વિન ઇંદ્રિ પથરતા હો. ૩
જો વા પ્રભુ કે બીજ ન હોતા, તો કા કરતા વિસ્તારા હો;
બીજહી વિના ખેત નહીં નિપજે, તાકો કરહો વિચારા હો. ૪
જો વા પ્રભુ કે રૂપ ન હોતા, તો વિના રૂપ કાહા દેખ્યા હો;
રૂપ અરૂપ ખોજ કર દેખો, તાકો કરહો વીવેકા હો. ૫
પ્રગટ યોગ ગોરખ ગોસાંઇ સાચા, ગુપત યોગ હે ચોરી હો;
યોગહી તે પરમપદ પાવે, કેહેત કબીર મત મોરી હો. ૬

પદ-૪.

ધણી હમારા પ્રેમ પિયારા, સબમે સબસે ન્યારા હો;
નહીં બોલી ભાષામે આવે, નહીં લેખન લખાયા હો. ૧
સકલ બ્રહ્માંડ જીને પ્રગટ કીના, રાઇકે અર્ધ ફારા હો;
રાઇસે પરવત કરી ડારે, પરવત રાઇમે ગારા હો. ૨
ગુરૂ જુહારી ભેદ બતાવે, વિના ગુરૂ અચરજ ભારા હો;
સુખ કો સાગર રૂપ મહા નીધી, શોભા સુંદર સારા હો. ૩
એકહી સાહેબ શ્રેષ્ટકા કરતા, એકહી કીઆ પસારા હો;
કેહેત કબીર સુણો ભાઈ સંતો, જીનકા સકલ વીસ્તારા હો. ૪

પદ-૫.

સંતો દુબધા કયાંસે આઇ હો,
નાનાવીધ કે વિચાર કરત હે, કો તેરી મતી બોહોરાઇ હો. ટેક.
એક કહે સીરગુણ[૧] પરમેશ્વર, દશ અવતાર આયા હો;
ગોપીયનકે સંગ રાસ રમેત હે, વેદ પુરાણે ગાયા હો. ૧
એક કહે નીરગુણ[૨] પરમેશ્વર, અગમ અગોચર સાંઇ હો;
આવે ને જાએ મરે નહી જનમે, રૂપ રેખ કછુ નાંહી હો. ૨
એક કહે ઓ બ્રહ્મ અખંડીત, ઓર ન દુજા કોઇ હો;
આપે આપ રમે પરમેશ્વર, સત્ય પદારથ ઓહી હો. ૩
એક કહે પરપંચ દીસે, સત્ય પદારથ નાહીં હો;
જો ઉઠી જાય બોહોર ન આવે, મરી મરી કયાં સમાઇ હો. ૪

૧ સીરગુણ=જેટલી વસ્તુ નજરે દેખાય છે તેટલી. ૨ નીરગુણ=આકાર વગરની પણ હેવી આકાર ખરો.

ઓ પરમાણુ કીયો સબ હીલમીલ, જ્યું અંધ નરનકો હાથીહો;
જન્મ પિતાકો કૈ કરી જાણે, પુત્ર ન હોત સંઘાતી હો. ૫
શબ્દાંતીત શબ્દ સંગ રમતાં, બુઝે વીરલો કોઈ હો;
કેહેત કબીર સંત ગુરૂકી સમસ્યા, આપ મીટયા તબ ઓહી હો. ૬

પદ–૬.

હજીુરે સમજ મન હજીુરે સમજ મન, હજીુરે સમજ મન ભમરા હો. ૧
કાયારે વાડી કુશલ મત જાણો ને, દોદન પુલન કેરા ગજરા હો. ૨
જલમાંરે મીન કરત સુખ ચેના, ઢીમ્મર ખેંચે જેસા જમરા હો. ૩
હરિકી ભક્તિ વીના ભયો નર ગધો, શીરપર માયા કેરા લગડા હો. ૪
કેહેત કબીર સુણો ભાઇ સંતો, શબ્દ ના માને જેસા નુગરા[1] હો. ૫

## ધોળનાં[2] કીર્તન.

સાખી.

બ્રાહ્મણ ભંગી રાવળા, ચોથા કહીએ કાગ;
કહે કબીર એ ચારો જણકા, મુડદા ઉપર લાગ. ૧

પદ–૧.

જેને મુખે રામનો નહીં રંગ, તેનો કબુ ન કરવો સંગ. ટેક.
લપટુંરે બોલે ને લોભ ઘણેરા, પુણ્યની પાર તોડે;
અથાગ જલમાં અંગ બોળે, બળીયો થઇ બુડાડે. જેને મુખે. ૧
પાપી ઉભો પાપ કરે ને, જાતાં વળતાં જોઇએ;
જો પાપીને છાંયે જઇએ, પાપી સરખાં થઇએ. જેને મુખે. ૨
ઘઉં ચોખા ને બાજરી, પોતાના મુખમાં ધરતા;
સડેલું સોઇલું ઝાડકણઝુટકણ[3], તે કણવતિયાને[4] કાજ. જેને મુખે. ૩
નથી સ્વર્ગમાં સુપડુ ને, નથી ખાંયણીયો ને ઘંટી;
ઘઉં ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટી. જેને મુખે. ૪
અડધું ખાધું ઉંદરડે, ને અડધું ખાધું વ્યાજે;
પેટ બાળીને ભેળુ કીધું, દેશપતિને કાજે. જેને મુખે. ૫

---

૧ નુગરો=ઉપકાર ન માનનાર, બે શરમી, ગુરૂ વગરના. ૨ ધોળ=સ્ત્રીઓને ગાવાનું ગીત, ગીતનો ઢાળ. ૩ ઝાડકણ ઝુટકણ=દાણા કુણી વિગેરેને ઝાડકી વીણી કાઢેલો કચરો. ૪ કણવતિયો=ભિક્ષા માગીને ગુજરાન ચલાવનારો ભિક્ષુક.

એ શીખામણ માન્યા સરખી, સાધુ જન હમારી;
દુરીજનીયાંથી દુર રહીએ, રાખ્ય રણછોડ બલીહારી. જેને મુખે. ૬

પદ-૨.

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ[1] પરસે, તે તો હોય હેમ જોને. ટેક.
કથીર[2] કાંસુ[3] હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
સુન્ય છીપ તે ઉપર ન આવે, સોમણ સ્વાંતી[4] વરસેજોને. સંત સમાગમ. ૧
અચેતને ઉપદેસ ન લાગે, શીવ બ્રહ્મા સમજાવે જોને;
જેના અવળાં અંતસકરણ, તેને સમજણ ન આવે જોને. સંત સમાગમ. ૨
કુબુદ્ધી કાળક જેને હીરદે, તેહેને ન લાગે રંગ જોને;
અડદ ઉજળા કબહુ ન હોયે, જઇ ઝબોળે ગંગ જોને. સંત સમાગમ. ૩
કુસકાતો કુટે શું થાયે, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મુરખ નરને, સમજણ આવેક્યાંથી જોને. સંત સમાગમ. ૪
પાપીને પરમોદ[5] ન કરીએ, મુન્ય ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસીદલ તોડી, પ્રેત[6] પુંજવા ન જઇએજોને. સંત સમાગમ. ૫

પદ-૩.

આટલો સંદેસો મારા સદગુરૂને કહેજો, શેવકના રૂદીઆમાં રહેજો. ટેક.
કાયાનું દેવળ અમને કાચુરે લાગે, તેની ભલાંમણ અમને દેજો. ૧
કાયા પડશે ને હંસા કયાં જઇ સમાશે, તે ઘર બતલાવી અમને દેજો. ૨
બ્રહ્મા સ્વરૂપ મારી નજરે ના આવે, આવીને દરશણ અમને દેજો. ૩
જનમો જનમ મારા રૂદીઆમાં રહેજો, એવી વરતી અમને દેજો. ૪
ધરમદાસની અરજી સુણોરે ગોસાંઇઆ, ભગ્તી ને મુક્તિ અમને દેજો. ૫

૧ પારસ=પારસમણિ, એક જાતનો મણી, એમ કહેવાય છે કે, પારસમણિના સ્પર્શથી લોઢુ સોનુ થઈ જાય છે. ૨ કથીર=કલઈ અને સીસાની મેળવણીથી બનાવેલી ધાતુ, જસત, એ જલદીથી કાળી પડી જાય છે અને તાપથી પીગળી જાય છે તેથી તે ઘણી હલકી કીમતની ધાતુ ગણાય છે. ૩ કાસું=તાંબુ, જસત, અને કલાઈ એની મિશ્રણ ધાતુ. ૪ સ્વાંતી=પંદરમું નક્ષત્ર, એ આસો સુદમા આવે છે, સ્વાતીના જળ બીંદુના મોતી થાય છે એમ કહેવાય છે. ૫ પરમોદવું=બહુ સમજાવીને કહેવું. ૬ પ્રેત=ભૂત, પિશાચ, અવગતિયો જીવ, મડદું, શબ, લાસ.

પદ–૪.

સંત પધાર્યા સજનીરે, તું થાને વેહેલી;
અમૃતના ઘન[1] વરષ્યારે, આનંદની એહેલી. ૧
સંત ચરણની રજમાંરે, સજની જઇ લોટો;
અડસઠ તીરથ આવ્યાંરે, આ અવસર છે મોટો. ૨
કોઇ કામ નહીં આવેરે, કાચી છે કાયા;
ધંધો કરતાં ઢલસોરે, મુકી દો માયા. ૩
શબ્દ ગુરૂના સાચારે, જઇ ઉરમાં લાગ્યા;
માયા મોહ નીંદ્રાથીરે, ઝબકીને જાગ્યા. ૪
જાગ્યો જગત ન દીસેરે, તેનો સંશય ભાગ્યો;
તનના પડદા તુટયારે, અનુભવ થઇ લાગ્યા. ૫
અગમ અગોચર જોગીરે, કોઇ એક જાણે;
સાહેબ કબીરના પદનેરે, કોઇ વીરલા માણે. ૬

પદ–૫.

સંત સમાગમ દુર્લભ ભાઇ, જાણે કોઇ સંત સુજાણ સોહાગી,
જેની સુરતા લાગી છે.
સુરતા લાગી છે જેની બ્રહ્મણા ભાગી છે. ટેક.
નટડીનો ખેલ એતો રચ્યોરે ચોગાનમાં,
વ્રત વીનારે બીજુ નજરે ના આવે. જેની સુરતા૦ ૧
મીનને જળ સાથે સ્નેહ બંધાયો,
પ્રાણ તજે તોહી તરસા ના જાય. જેની સુરતા૦ ૨
નાદના મોહ્યા પેલા મૃગ મુઆ છે,
શબ્દના માર્યા કોઇ સંત બન્યા છે. જેની સુરતા૦ ૩
ચાત્રુક સ્વાંતીનું બુંદ પોકારે,
અવર નીર બીજું નજરે ના આવે. જેની સુરતા૦ ૪
મરજીવા સંત એતો મનવશ કીધાં,
પેસી સમુદ્ર મધે મોતી લાધાં. જેની સુરતા૦ ૫
પતંગને દીપક સાથે સ્નેહ બંધાયો,
તન મન પ્રાણ અરપી દીધો. જેની સુરતા૦ ૬

૧ ઘનઃમેઘ, વરસાદ.

અગમ અગોચર કોઇ સંત પીછાણે,
અનુભવીયા હોય તે મહાસુખ માણે. જેની સુરતા૦ ૭
સુરાના લક્ષણ એવાંરે કહીએ,
જુધે ચઢે ત્યારે પુઠે ના રહીએ. જેની સુરતા૦ ૮
ભકિતનો મારગ એવોરે કહીએ,
જીવણના સ્વામી મારા વસીયા છે હૈયે. જેની સુરતા૦ ૯

પદ—૬.

મન તું અલગુરે કાં અથડાય, બીજો નથી બોલતો. ટેક.
મન તું દરીઆની લેહેર સમાન છે, લેહેર સમતાંમાં સમુદ્ર દેખાય. ૧
તારે ઓથે હરિને નથી જાંણતો, કુંદન ઓથે જેમ કનક ઢંકાય. ૨
તારે ઠેકાણે હરિને ઠરાવ્યને, એવું સમજે તો માહા સુખ થાય. ૩
તું તો જાગીને જોને તારા રૂપને, ખોળી જોતાંમાં તુંરે ખોવાય. ૪
કહે પ્રીતમ એવારે અનુભવી, તેને લરી લરી લાગુ પાય. ૫

પદ—૭.

બડેરે ભાગ્ય ઘેર સંત પધારે, સંત પધારે કરે સુમરણ ભવસાગર તારે. ટેક.
સંત આયે વાકુ આદર દીજે, ચરણ પખાળી ચરણામૃત લીજે. ૧
સોઇ સંત હે પરઉપકારી[1], આયે સરણ વાકુ લેત ઉગારી. ૨
સાહેબકે ઘેર સંતન માંહી, સાહેબ સંતમાં અંતર નહીં. ૩
કેહેત કબીર સંતો ભલેરે પધારે, જનમો જનમ વાકો કારજ સારે. ૪

પદ—૮.

સદગુરૂ સહાય કરો એકવારરે, મારો તો મુરખનો અવતારરે. ૧
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારૂંરે, તેમાં તો નામ ના જાણ્યું તમારૂંરે. ૨
મારા તો મનની વાતો છે વાંકીરે, સદગુરૂએ પથ્થર નાખ્યાં છે ટાંકીરે. ૩
સદગુરૂ શબ્દ ચેતો મન ધીરારે, સદગુરૂએ પથ્થરના કીધા છે હીરારે. ૪
ટાંકીને મારગ મુગતા કીધારે, મુને તો મંત્ર[2] અનોપમ દીધારે. ૫
આતમ જ્ઞાન વિના ઘર સુનુંરે, સગપણ શોધીને લેજો જુનુંરે. ૬
ભીતર ભરમ ના ભટકો શાંનેરે, જુઓને વેદ પુરાણને પાનેરે. ૭

---

૧ પરઉપકારી=( પર=પરાયા ઉપર+ઉપકારી=ઉપકાર કરનાર ) પારકા ઉપર ઉપકાર-કરનાર. ૨ મંત્ર=કાર્ય સિદ્ધિ થાય તેવું શુભ વાક્ય, શુભ વિચાર.

જીવ તું તો જાગીને જોને વિચારીરે, મુવા પછી મુકિત કયાં થકી માગીશરે. ૮
આતમ જ્ઞાન વીના દેહ ધારીરે, પશુ સમાન તે તો છે નરનારીરે. ૯
એવી છે દાસ હરિની વાણીરે, તેને તમે રાખજો રૂદીઆમાં જાણીરે. ૧૦

પદ–૯

ભલે પધાર્યા મારા મનના માન્યા સંત, તમને મળીએ પુરણ પ્રેમથીરે. ૧
પ્રેમ કરીને ગુરૂ પ્રીતે લાગુ પાય, વળી વળી વદનતણા લેઉં વારનાંરે. ૨
મારા તે મનમાં મોટી છે ઉમેદ, ચંદન કેરા ચ્યાક પુરાવીએરે. ૩
રતન બાજટીઆ ઢાળાવું મંડપ માંહ્ય, ગુરૂને પ્રેમ કરીને પધરાવીએરે. ૪
ડમરો મરવો ગલતોરીનો[1] હાર, સંતોની કોટમાં સોહાવરાવીએરે. ૫
ગુરૂને વધાવું માણેક મોતી સાર, તન મન ધન ગુરૂને આરોપીએરે. ૬
ચમક દીવડો મેલુ થાળી માંહય, સૌ સખી મળી ઉતારે આરતીરે. ૭
હરખી નીરખી થઇ છે હું તો નીહાલ, રૂદીઆ કમલ ટાઢાં હીમ છેરે. ૮
ગુરૂભાણુ પરતાપે મગન ભયા રવીદાસ, સંતના ચરણ પખાળી મુખમે ધરૂરે. ૯

પદ–૧૦.

મોઘો મનુષ્યા જનમ જોને આવીયો, દેવતાને દુર્લભ દેહ. ટેક.
ચરણ આપ્યા છે મંદીર ચાલવા, કર આપ્યા છે કરવાને દાંન, મોઘો. ૧
નેન નાસીકા વદન સોહામણાં, શ્રવણ આપ્યાં છે સુણવા કીર્તન. મોઘો. ૨
માટે સંત સમાગમ કીજીએ, મુકી દેહ તણું અભીમાન. મોઘો. ૩
સ્વામી અમરના ચરણ સોહામણા, ભજીલ્યોને પતીત પાવન થાય. મોઘો. ૪

પદ–૧૧.

ભુલશો નહીં ભાઇ ભુલશો નહીં, રામનું ભજન કોઇ ભુલશો નહીં. ટેક.
આરે મનુષ્યા દેહનો મોહોટો મેળાવો, કાંકરે કાંકરે ઉડી જશે કાંઇ. ૧
આરે કાયા હવે હાલવાની થઇ, માથે વેરણ નીંદ્રા થઇ. ૨
પ્રેહેલાદની તમે પ્રતીજ્ઞા પાળવા, સ્થંભમાં પુર્યો વાસ છે સહી. ૩
મ્હેતાને મંડળીક મારવાને આવ્યા, કેદારો[2] લાવ્યા મધરાતે જઇ. ૪

[1] ગલતોરીનો=ગલગોટાનો, હજારી ગોટાનો. [2] કેદારો=એ નામનો એક રાગ.

ટીટોડીના[1] તમે બાળ ઉગાર્યાં, ઘંટો તુટી પડયો મહી. ૫
નરસીંહ મ્હેતાને તમે હારજ આપ્યો, ભક્તની તો લજ્જા રહી. ૬
રોહીદાસની પાતરી લીધી, ના જોઇ જાત કે ભાત ભાઇ. ૭
પંચાળીના તમે ચીરજ પુર્યાં, રાજ સભામાં લજ્જા રહી. ૮
રાજા રાવણ તો અતીસે અહંકારી, અતીસે અહંકારે લંકા ગઢ ગઇ. ૯
આજે માહારે ઘેર પ્રભુજી પરોણા, આનંદની તો એહેલી થઇ. ૧૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, જન્મ મરણની આબદા ગઇ. ૧૧

પદ—૧૨.

ભજન કરી લ્યો ભાવેરે, ભવ ભટકણ ભાગે;
સંસાર સાગર તરતાંરે, ક્ષણુ વાર ન લાગે. ૧
માયા મોહ નીંદ્રામાંરે, ગાફલ શું ઘોરે;
પાંચ ચોર વસે પાસેરે, આતમ ધન ચોરે. ૨
અચેત શું ઉંઘે છે રે, જોને આંખ ઉઘાડી;
વેગે વણસી જાશેરે, કાયાની વાડી. ૩
ચેત ચીતાનંદ મળશેરે, ટળશે અંધારૂં;
આ અવસર છે રૂડોરે, થાય કારજ તારૂં. ૪
માહા પુરૂષનો મારગરે, તે પગલું સાહાજે;
પ્રીતમ પ્રેમ ધરીનેરે, હરિના ગુણ ગાજે. ૬

પદ—૧૩.

તું તો રામ રટણ કર રંગમાં, તારૂં જાય છે જુવાનીનું જોર.
અવસર આવો નહીં મળે. ટેક.
જીરે કાચો તે કુંભ જલે ભર્યો, તેને ફુટતાં કેટલી વાર. અ૦ ૧
જીરે કાચા સુતરનોરે તાંતણો, તેને તુટતાં કેટલી વાર. અ૦ ૨
જીરે વાડી ખીલી ને ફુલ્યો મોગરો, તેને કરમાતા કેટલી વાર. અ૦ ૩
જીરે બાજીગરે બાજી રચી, એને સમેટતાં કેટલી વાર. અ૦ ૪
જીરે પાંચતત્વનું પુતળુ, માંહા બોલન વારો રામ. અ૦ ૫
જીરે ગગન મંડલમાં ચૉરી રચી, ત્યાં તો પરણે છે આતમ રામ. અ૦ ૬
જીરે દાસ પ્રીતમની વીનતી, અમને મળીયા છે સદગુરૂ શામ. અ૦ ૭

૧ ટીટોડી=એક જાતનું કાબર જેવડું જળાશય નજીક રહેનારૂં પક્ષી. એવું કહેવાય છે કે એ પક્ષીને ભવિષ્યની અગમ ચેતી થાય છે.

પદ-૧૪.

તું તો રામ રટણ કર રંગમાં, તારા અંગમાં ઉપજે આનંદ;
ગોવીંદ ભજો ભાવસુ. ટેક.
પરમારથ અર્થ વીચારીએ, તજ સ્વારથ માયાનો ફંદ. ગોવીંદ૦ ૧
કાયા માયા તે તો કારમી[1], તેને વણસતાં ન લાગે વાર. ગોવીંદ૦ ૨
મૃગ તૃષ્ણાના જળેરે આશક[2] ભર્યો, એવો જાણ નાશવંત
સંસાર. ગોવીંદ૦ ૩
ગુંજા વહની[3] તે મરકટે માનીઓ, તેણે ટાઢ ટળે ન લગાર. ગોવીંદ૦ ૪
ઉસ ઉદક બીડી બરાસની, તેણે ઉડયા તણો ઇતબાર. ગોવીંદ૦ ૫
સ્વપ્નામાંરે સમૃદ્ધી પામીએ, જાગી જોતાં ન રહે જરાય. ગોવીંદ૦ ૬
ધુમાડાના ઢગરે સોહામણા, ભરે મુઠીમાં નવરે ભરાય. ગોવીંદ૦ ૭
સાચી સંગત સદગુરૂ સંતની, તેથી જીવપણું ટળી જાય. ગોવીંદ૦ ૮
કહે પ્રીતમ પ્રભુને સંભાળતાં, માહા પાપી પાવન થાય. ગોવીંદ૦ ૯

પદ-૧૫.

આજ ગયાં તાં સખી રામસભામાં,
પૅાસલીએ રસ પીધો હરિરસ પુરણ પાયો. ટેક.
પહેલો પીયાલો મારા ગુરૂજીએ પાયો, બીજે પીયાલે થઇછુ ઘેલી. હ૦ ૧
ત્રીજે પીયાલો મારે રોમ રોમ પ્રગટયો, ચોથે પીયાલે થઇછું ઘેલી. હ૦ ૨
રસબસ[4] થઇછું સ્વામી રસીયાની સાથે, હાવે ના જાઉં બીજી વાટે. હ૦ ૩
મોટા જોગેશ્વર હરિનો મર્મ ન જાણે, તે મારા મંદીરીઆમાં મહાલે. હ૦ ૪
અગમ અગોચર હરિને જાહેર જાણે, બ્રહ્મા તે વેદ વખાણે. હ૦ ૫
પ્રેમેસોહાગણ મારા ગુરૂજીએ કીધાં, અખંડ હેવાતણ અમને દીધાં. હ૦ ૬
ભલે મલ્યા મ્હેતા નરસૈંના સ્વામી, ગોપીઓ તે આનંદ પામી. હ૦ ૭

પદ-૧૬.

આ અવસરમાં હરિને ઓળખો, જ્ઞાન પામવા તતપર થાવજો;
નહીં તો ભવસાગરમાં ભટકશો, એવું જાંણીને ગોવીંદ ગુણ ગાવજો. ટેક
ઘરના સુખમાં શું રાચી રહયો, ઉમરડા ફળ જંતુની પેરજો;

૧ કારમી=ચમત્કારીક, અદભુત, કામરૂપ, ૨ આશક=પ્રેમી, અનુરાગી.
૩ વહની=અગ્નિ ૪ રસબસ=રસમય, રસથી પુર્ણ.

હરિમાયાનું બળ જાણ્યું નહીં, હોય ભવસાગરની લેહેરજો. આ અ૦ ૧
જેવો સ્વારથમાં સુરો થયો, એવો પરમારથ આચરતો જો;
તો તું અવીચલ પદવી પામતો, શાને મરતોને અવતરતો જો. આ અ૦ ૨
હરિના નામનો બાંધેલ પ્રાણીઓ, તે સેહેજે ઉતરે પારજો;
પ્રીતમ જે પરમારથ પ્રીછસે, તેનો પુનરપી[1] નહીં અવતારજો. આ અ૦ ૩

---

## ચાલતો કેદારો.

### સાખી.

પારાશર પ્રભુતાને ત્યાગી, મોહ્યા મચ્છગંધામાં;
ઇંદ્ર ચંદ્ર સરખા લલચાયા, ગૌતમની ભામામાં. ૧

### પદ-૧.

વૈષ્ણવ જનતો તેહેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે;
પર કાજે ઉપકાર કરે, તોય મન અભિમાન ન આણેરે. ટેક.
સકલ લોકમાં સઉને વંદે,[2] નિંદા ન કરે કોઇનીરે;
વાચ કાછ[3] મન નિશ્ચલ રાખે, ધન ધન જનુની તેનીરે. વૈષ્ણવ. ૧
સમ દ્રષ્ટિ અને ત્રષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે;
જીભ્યા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે. વૈષ્ણવ. ૨
મોહ માયા વ્યાપે નહીં તેને, દ્રઢ વૈરાગ જેનાં મનમાંરે;
રામનામ સુ તાલી લાગી, સકલ તીરથ તેના તનમાંરે, વૈષ્ણવ. ૩
વણલોભીને કપટ રહીત છે, કામ કરોધને નિવાર્યારે;
ભણે નરસૈંયો તેનું દરશણ કરતાં, કુળ ઇંકોતેર તાર્યારે. વૈષ્ણવ. ૪

### પદ-૨.

આવોરે અલબેલા વહાલા, મોહન મારા રસીયારે;
આવડી વાર કહો કયાં લાગી, કોને મંદીર વસીયારે. ટેક.
તમને ટેવ પડી પરઘરની, હાવે શી પેર કરીએરે;
ચૌદલોકમાં નહીં તમ સરખુ, કોને તે જોઇ ઠરીએરે. આવોરે. ૧
આજ પછી એવું નવ કરીએ, લોક હસારત થાશેરે;
નરસૈંયાના સ્વામી અમને તજશો તો, લાજ તમારી જાશેરે. આવોરે. ૨

---

૧ પુનરપી=ફરીથી. ૨ વંદે=નમસ્કાર કરે. ૩ કાછ=કછોટો, કાછડી.

પદ—૩.

તું મારે ચાંદલીએ ચોટયો, સારી મુરતમાં શામળીયો;
એક પલક અલગો નવ રહેતો, પ્રાણનો જીવન પાતળીયો. ટેક.
ખડકીએ જોઉં તો અટકીને ઉભો, બારીએ જોઉં તો બેઠોરે;
સેરીએ જોઉં તો સનમુખ આવે, અપ્રીત પે અતિ મીઠોરે, તું મારે. ૧
જમતો અમારી જોડે બેસી, સુતો અમારી સેજડીએ;
વંદ્રાવનને મારગ જાતા, આવીને વળગ્યો બેલડીએ.[1] તું મારે. ૨
પ્રીત કરે તેની પુંઠ ન મુકે, એવો વહાલો રસીયોરે;
નરસૈંયાનો સ્વામી ભલે મલ્યો, અમારા રૂદીઆ કમલમાં
વસીયોરે. તું મારે. ૩

પદ—૪.

છમકલડાં શું કરો છો છાના, હું છું નારી નાનીરે;
ઉર પર અલવું કાંહાં કરો છો, એ વાતો તે કાંહાંનીરે. ટેક.
તમને બ્રહ્મચારી[2] કહે તે ઘેલું, સદાએ છો વ્યભીચારીરે;[3]
અમો સતીઓના પાલવ તાણો, ઘટે નહીં દેવ મોરારીરે. છમકલડાં. ૧
પ્રેમ ધરી વહાલે ઉરપર લીધી, રાખી ચારે જામરે;
રંગભરી રમતાં થઇ ગયું વાહાણું, મારાં સીધાં સઘળાં કામરે. છમકલડાં. ૨
અધુરસ સુધારસ[4] પાન કરે ત્યાં, કૃષ્ણ એ કરૂણા કીધીરે;
નરસૈંયાના સ્વામી સંગે રમતાં, અબળા ઉરપર લીધીરે. છમકલડાં. ૩

પદ—૫.

આ ટાંણે શું આવ્યા મારા વહાલા, હું તો મંદીર નહીં ઉઘાડુંરે;
તમે કુડુ કીધું મુજ સાથે, હું તો રમત નહીં રમાડુંરે. ટેક.
સાંભળ અબળા સાચું કહુ તુજને, હું મારે મંદીર હુતોરે;
કહેતો સમ ખાઉં તુજ આગળ, હવડે લગી હું સુતોરે. આ૦ ૧
મુજ આગળ કુડુ શું બોલે, તારૂ નવલ નારસું મનરે;
રમી રજની[5] આવ્યો મુજ પાસે, તે તારૂ મુખડું દીસેરે. આ૦ ૨
મન મનાવ્યું માનુની[6] કેરૂ, મંદીર ઉઘાડીને મલીઆરે;
નરસૈંયાના સ્વામી વાચા દેઇને, મારા મનના મનોરથ ફળીયારે. આ૦ ૩

---

૧ બેલડીએ=બેઉ બાજુએ. ૨ બ્રહ્મચારી=જે પુરૂષ સ્ત્રીની સોડમાં સુતો નથી તે.
૩ વ્યભીચારી=છીનાળવો, કાછડી છુટો, જાર કર્મી. ૪ સુધારસ=અમૃત જેવો રસ.
૫ રજની=રાત્રી. ૬ માનુની=નારી, સ્ત્રી, બાયડી.



સ્વામી જદુનાથ જગન્નાથ. દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ.

ધામ-પુનીઆદ. મારતર.

જન્મ-સં. ૧૯૬૧ ના શ્રાવણ સુદ ૧૫
ને મંગળવાર, તા. ૧૫-૮-૧૯૦૫.

# મ્હોટી સજની.

આજ સખી હું તો તુજનેરે કહું છું, એક માહારા મનની વાતરે. સજની. ૧
રજની માંહે મુને રંગભરી મલીયા, ચૌદ ભોવનના નાથરે. ૨
અહનપણા માંહે સુતીરે હુતી, નીંદ્રાવસ મોરી દેહરે. ૩
જાગંતાં માહારા વહાલાજીસું, નીરખતાં થયો નેહરે. ૪
વાત કરંતા માહારા વહાલાજીસું, ચમકી ચીતમાં ઉઠીરે. ૫
માંહો માંહે અમો અંગ ભીડંતાં, કમખાની[1] કસ[2] તુટીરે. ૬
હળવે સું આત્રંતારે માહારી, ધસીને ગ્રહી મોરી બાંહ્યરે. ૭
મેંજ કહ્યું માહારા વહાલાજીસું, હવે મુને દીજો સાંઇરે. ૮
જે દહાડાનું મહને શામળાએ, સાંઇડુ રંગ ભરી દીધુંરે. ૯
તે દહાડાનું મહને ચેન નહીં, મારૂ મન હરીને લીધુંરે. ૧૦
ઘર આંગણે મહને કંઇ ના સોહાય, ના ગમે કોઇનો સંગરે. ૧૧
નેહ[3] જણાવ્યો એ નાવલીએ[4] ત્યાર પુઠે લાગ્યો રંગરે. ૧૨
મા ને બાપ માહારી કેડે પડીયા, સાસુ નણુદીનું સાલરે. ૧૩
દુરીજન લોક તે તો દોહેલું બોલે, સહીસુ તેહેની ગાળરે. ૧૪
સખીરે સજોડ મળીને બેસંતાં, કરતાં મનની વાતરે. ૧૫
હઇડાં માંહે હરખજ પામી, ત્યારે પુઠે લાગ્યો તાતરે. ૧૬
માહારે તો સુંદર વર સાથે, મન ઘણેરૂ લાગ્યુંરે. ૧૭
શા માટે એ તો સોર[5] કરે છે, કંઇ અંતર મારૂં જાગ્યુંરે. ૧૮
મારા પિતાને કહોરે જઇ કોઇ, સાસર પીયર જાણેરે. ૧૯
પ્રીત કરી પુરસોતમ સાથે, એ દુઃખ શાને આણેરે. ૨૦
થનાર હોય તે થાય મહારી બહેની, દુઃખડુ એક ના આવેરે. ૨૧
પીંઉજીની સાથે અમો પ્રેમે હસંતા, ઘણા ઘણેરૂ ભાવેરે. ૨૨
લોક તણું દોહેલું દેખ્યું, પીઉજીનો જોતાં પંથરે. ૨૩
સહી શકીએ તો સનમુખ આવે, રાધાજીનો કંથરે. ૨૪
સખીરે સમોવડ[6] સૌ કો મળીને, કરતાં હરિની વાતરે. ૨૫

---

૧ કમખાની=કાંચળીની, કાપડાની, ચોળીની. ૨ કસ=કાંચળી–કાપડાનો બંધ.
૩ નેહ=સ્નેહ, પ્યાર. ૪ નાવલીઓ=ધણી, વર, પતિ. ૫ સોર=બકવાદ, કચકચાટ.
૬ સમોવડ=સમાન, સરખી, બરોબરીયણ.

મારા તો મનમાં કંઇએરે નહોતું, સેહેજે મલીયા નાથરે. ૨૬
શ્યા શ્યા અંગે ઉલટજ કરીએ, શા ધરીએ સણગારરે. ૨૭
ઓચીંતા સુંદર વર આવ્યા, કર્યો મોરલીનો ઝણુકારરે. ૨૮
મારા પુન્યનો પારજ નહીં, હવડાં કંઇ નવ કીધુંરે. ૨૯
સનેહ ધરીને એ શામળીએ, મારૂ મન હરીને લીધુંરે. ૩૦
મોર મુગટ મોરલીધર મોહન, નીરખંતાં કેમ રહીએરે. ૩૧
શું જાણે એતો સુખનીરે વાતો, દુરીજન દુઃખડાં સહીએરે. ૩૨
મોરલી માંહે માહારૂં મન હરીને, મોહનજી મુખે ગાયરે. ૩૩
જ્યાં જોઉં ત્યાં શામળીઓ, તે કેમ અલગો[1] થાયરે. ૩૪
નીરખંતાં સખી નાવલીઆને, નૈણે આવ્યાં નીરરે. ૩૫
ભેટંતાં ભુધર વરને, ખસીયાં મારાં ચીરરે. ૩૬
કંદ્રપ[2] કોટ કલેવર[3] સુંદર, એહેવો હળધર વીરરે. ૩૭
હળવેસું આલીંગન[4] દેતાં, ચંચળ થાય મારી ધીરરે. ૩૮
સાલ ઘણું છે પેલી શોકય તણું, એ દુઃખ કયારે ટળસેરે. ૩૯
દુરીજન લોક તે દોહેલું બોલે, હઇડાં તેહેનાં બળસેરે. ૪૦
સેજ તણું સુખ શું શું કહીયે, કંઇ હરખે ના કેહેવાયરે. ૪૧
વાત કરંતાં માહારા વહાલાજીસું, હઇડાં ટાઢા થાયરે. ૪૨
વૈંસીવટ વંદ્રાવન માંહે, રમવાની પેર[5] લાધીરે. ૪૩
કુંજ સદન માંહે ક્રીડા કરંતાં, પ્રીત નીરંતર બાંધીરે. ૪૪
અહમો અબળાનું કોણજ ગજું, જેને વેદ નીરંતર ગાયરે. ૪૫
મુનીજન મોહોટા કોઇ મરમ ન જાંણે, અહરનીસ જેહેને ધાયરે. ૪૬
ગોકુળ માંહે ગાયો ચારંતા, સુધ હરીને લીધીરે. ૪૭
વંછ[6] તણાં વર સેહેજે પાંમી, માહારી બુધ સનાથ કીધીરે. ૪૮
મારગ માંહે મોહનજી મુજને, મલીયા અલગે[7] ઠામરે. ૪૯
ઉરવર[8] માહારે વસીને રહયા, નરસૈંયા કેરા સ્વામીરે. ૫૦

૧ અલગો=વેગળો. ૨ કંદ્રપ=કામદેવ, મદન, અનંગ, સ્ત્રી પુરૂષમાં રતી સબંધી જુસ્સો. ૩ કલેવર=શરીર. ૪ આલીંગન=ભેટવું, બાથ ભરવી, અંગની સાથે અંગ જોડવું. ૫ પેર=લેહે, હોંશ. ૬ વંછ=ઇચ્છા, ચાહના. ૭ અલગે=એકાંતે, કોઈ ન દેખે એવી એકાંત જગ્યાએ. ૮ ઉરવર=છાતીએ, હૈડે, કાળજે.

# વનલીલાની આંખમીંચામણી.[1]

વંદ્રાવનમાંરે, સહીયર સહુ મલી ચાલો;
સુખમાં માહાલોરે, ભવના દુઃખડાં ટાળો. ૧
જઇને રમીશુંરે, સુંદર વરની સંગે;
આભુષણ સજીયાંરે, મનના ગમતાં અંગે. ૨
વનમાં જઇનેરે, નીરખ્યા સુંદર વરને;
વદન નીહાળીરે, વળતી લાગ્યાં ચરણે. ૩
શ્રી હરિ બોલ્યારે, શું છે તમારા મનમે;
રાધાજી બોલ્યાંરે, લીલા રમીસું વનમે. ૪
શ્રી હરિએ માંડયોરે, રમવા રાસ વીલાસે;
ગોપી સહુ મંડળરે, રાધા પ્રભુજીની પાસે. ૫
અબળા આલાપેરે, ગોવીંદના ગુણ ગાએ;
મોહન મીઠડીરે, મધ્યે મોરલી વાહે. ૬
રાધાજી રંગેરે, જેમ જેમ પાડે તાળી;
તેમ તેમ રીઝેરે, નટવર[2] શ્રી વનમાળી. ૭
એવી એવી લીલારે, શ્રી હરિ સાથે કરતાં;
મુખડું જોતાંરે, મોહનના મન હરતાં. ૮
દુત્તી બોલીરે, ઉપજ્યુ હમારા મનમાં;
આંખ મીંચામણીરે, આપણ રમીસું વનમાં. ૯
સહીયર સઘળીરે, મધ્યે દુત્તી ડાહી;
ચંદ્રાવળીનીરે, આંખ્યો મીંચી સાહી. ૧૦
ભામા ભોળીરે, ચંદ્રા ને ચંદ્રભાગા;
જઇને છપીયાંરે, ઝાડ કદમની છાંયા. ૧૧
શામને સાહીનેરે, લાવ્યા લલીતા પાસે;
ત્યારે રાધાજીરે, હરિસુ જોઇને હસીયા. ૧૨

---

૧ આંખ મીંચામણી=આંખની ઇશારત કરી રમવાની એક જાતની રમત, આંખની સમશ્યા. ૨ નટવર=છેલ બટાઉ ફક્કડ. ૩ દુત્તી=આશુક માશુકનો મેળાપ કરાવી આપનાર સ્ત્રી.

દુત્તી બોલીરે, અલબેલા[1] અહીં આવો;
રાધાજી રમસેરે, જો તમો આંખ મીંચાવો. ૧૩
શ્રી હરિ બેઠારે, દુત્તી આંખો મીંચે;
રાધાજી ચાલ્યાંરે, ત્રહે વરખની નીચે. ૧૪
હરિને ઠગવારે, હળવે હળવે પેઠાં;
ચતુરા જઇનેરે, ચંપક વનમાં બેઠા. ૧૫
પીળી પટોળીરે, ચંપક વરણી ચોળી;
ઉવટણ કીધાંરે,[2] અંગે કેસર ઘોળી. ૧૬
કનક લત્તાનીરે, વેલો વીંટી અંગે;
કોઇ ન દેખેરે, મળીયું એકજ રંગે. ૧૭
આંખ ઉઘાડીરે, ચતુર શીરોમણ રાયે;
ડગલે ડગલેરે, ચોહોદસ જોતાં જાયે. ૧૮
શ્રી હરિ શોધેરે, વરખ વરખ પ્રતે જોતાં;
શ્રમજલ[3] ચુવેરે, પીતાંબર સું લોહોતા. ૧૯
કાહુ ન જડીયાંરે, ફરી આવ્યા તેણે ઠામે;
નીચું જોઇનેરે, મનમાં સંખ્યા પામે. ૨૦
દુત્તી બોલીરે, રાધાજી અહીં આવો;
શ્રી હરિ બોલ્યારે, મુજને શોધી કાઢો. ૨૧
લલીતા પાસેરે, રાધાજી આંખો મીંચાવે;
શામ સધાર્યારે, જ્યાં નહીં રાધા આવે. ૨૨
ચતુરા ચાલ્યાંરે, તાલ તમાલક વનમાં;
કૌતક કરવારે, ઘણા મનોરથ મનમાં. ૨૩
કુંજ ભોવનનીરે, ભોમજ કહીએ કાળી;
લીલા કદમનીરે, જોડે જોડે જાલી. ૨૪
અગર ચંદનનારે, કસ્તુરીના કાદવ;
તાંહાં છપીયારે, જુગત કરીને જાદવ. ૨૫
આંખ ઉઘાડીરે, રાધાજી લાગ્યાં જોવા;
વીનતા વીચીક્ષણરે,[4] વ્રેહેની વેદના ખોવા. ૨૬

---

૧ અલબેલો=ઇશકી, છેલ, ફાકડો. ૨ ઉવટણ કીધા=સુગંધી પદાર્થ શરીરે ચોળ્યાં.
૩ શ્રમજલ=શરીર અને મનને કામ કરતાં વળેલો પરસેવો. ૪ વીચીક્ષણ=ચતુર, ચાલાક.

સહીયર સઘળીરે, મળી છે એકજ ટોળી;
નેપુર ઉંચારે, લેજો તે નવ બોલી. ૨૭
સહીયર સઘળીરે, વન વન જોઇને થાકી;
તેમાં મક્યેરે, દુત્તીએ વાણી ભાખી. ૨૮
મોહન મળસેરે, પુરણ પ્રીતજ જેને;
રાધાજી બોલ્યાંરે, વાત મળી છે એને. ૨૯
રાધાજી બોલ્યાંરે, હું એકલી ના જાઉં;
દુત્તી બોલીરે, સૌ પે આગળ થાઉં. ૩૦
એમ જુગત કરીનેરે, જુવે એક એક અલગી;
તેમાં સુંદરરે, રાધા માંથે કલગી. ૩૧
એવી એવી લીલારે, શ્રી હરિયે કીધી;
જ્યારે ઉઠી ચાલ્યાંરે, કુંજ ભોવનને દ્વારે. ૩૨
મધુકર[1] મહાલેરે, ગોવીંદના ગુણ ગુંજે;
લેહેજત[2] ઉડીરે, શામ સુંદરની કુંજે. ૩૩
શ્રી હરિ ઉઠયારે, સામા આદર આપે;
નોહોરા[3] કરતારે, રૂદીયા સરસુ ચાંપે. ૩૪
અબળા જીત્યાંરે, અમો આહીરડા હાર્યા;
એકને પંથેરે, સહુનાં કારજ સાર્યા. ૩૫
લીલ કદમનીરે, કોમળ સજ્જા રોપી;
સુરત સંગ્રામણરે, લાજ પરસ્પર લોપી. ૩૬
અબળા બોલ્યાંરે, આવડા કઠણ ના થઇએ;
દુત્તી બોલીરે, શ્રી હરિને શું કહીયે. ૩૭
આંખ મીંચામણીરે, જે કોઇ હરિની ગાસે;
નરને નારીરે, સહુ કોઇ પાવન થાશે. ૩૮
નરસૈં મ્હેતોરે, વંદ્રાવનમાં રાચે[4];
એવી એવી લીલારે, જોઇને મનડાં નાચે. ૩૯

---

૧ મધુકર=ભમરો. ૨ લેહેજત=અંદરની ખુબી, સ્વાદ, રસ. ૩ નોહોરા=કાલાવાલા,
૪ રાચે=ખુશી થાય, રાજી થાય.

# તાલી ભજન.

## પદ—૧.

સાતવારનો ગરબો (ઓધવજી પ્રત્યે ગોપીઓ કહે છે.)

કેમ રહીએ ગોકુળીઆમાં કેમ રહીએ,
મારા હરિ વીના લાગે બેરાન,[1] ગોકુળીઆમાં કેમ રહીએ.
સોમવારે શામળીઓ સધાવ્યારે, ગોકુળ મેલી મથુરામાં આવ્યારે;
સૌ ગોપીઓને મન ભાવ્યા, ગોકુળીઆમાં કેમ રહીએ. ૧
મંગળ મેહેર કરોને મોરારીરે, હું તો જન્મની દાસી તમારીરે;
પ્રભુ લજ્જા[2] રાખોને હમારી, ગોકુળીઆમાં કેમ રહીએ. ૨
બુધવારે બેસી શું રહ્યારે, વહાલો ગરૂડે[3] ચઢીને ગયારે;
દીનાનાથ નમેરા[4] શું થયા, ગોકુળીઆમાં કેમ રહીએ. ૩
ભેસ્તર વારે તો ભર જોબનમાંરે, માહારો વહાલો મેલી ગયા વનમાંરે;
હું તો દાઝુ મારા દીલમાં, ગોકુળીઆમાં કેમ રહીએ. ૪
શુકરવારે તો સૌ સણગારીરે, મને મહેણાં[5] દે છે બહુ નારીરે;
મને બળતા ઉપર દે છે બાળી, ગોકુળીઆમાં કેમ રહીએ. ૫
શનિવારે તો સાંણુ કરીનેરે, વહેલા આવો તે તેડી હરિનેરે;
હું તો નહીંરે જાવા દેઉં ફરીને, ગોકુળીઆમાં કેમ રહીએ. ૬
આતવારે[6] હરિ ઘેર આવ્યારે, વહાલો જળ જમુનામાં નાહ્યારે;
મહેતા નરસૈંયાને મન ભાવ્યા, ગોકુળીઆમાં કેમ રહીએ. ૭

## પદ—૨.

કરના ફકીરી[7] કયા દીલગીરી, સદા મગનમા[8] રહેનારે. ટેક.
માત પિતાને જનમ દીયો હે, કરમ દીયો ફીરતારેરે. કરના. ૧
કોઇ દીન હાથી ને કોઇ દીન ઘોડા, કોઇ દીન પાઉંસે ચલનારે. કરના. ૨
કોઇ દીન ગાદી ને કોઇ દીન તકીઆ, કોઇ દીન જંગલ સોનારે. કરના. ૩
કોઇ દીન સીરા ને કોઇ દીન પુરી, કોઇ દીન ફક્કમ ફક્કારે. કરના. ૪
કેહેત કબીર સુણો ભાઇ સંતો, ચરણ કમલ ચીત ધરનારે. કરના. ૫

---

૧ બેરાન (વેરાન)=નીર્જન, ઉજડ, જંગલ, રાન. ૨ લજ્જા=લાજ, શરમ, મર્યાદા, અદબ. ૩ ગરૂડ=એક મોટું માંસાહારી પક્ષી, એ બહુ મોટો ને જોરાવર હોવાથી રાજા કહેવાય છે. ૪ નમેરા=નીર્દય, અપકારી, મહેર વિનાના, ક્રુર. ૫ મહેણું=ટાણો, ઠોક, મર્મ વચન, ઉપકાર કહી બતાવવો તે. ૬ આતવારે=રવીવારે. ૭ ફકીરી=ફકીરની હાલત, ગરીબી, દરિદ્રાવસ્થા. ૮ મગનમા=ખુશીમા, પ્રસન્નતામા, રાજીખુશીમાં.

# વસંતનાં કીર્તન.

## નીરગુણ વસંત.[૧]

### વસંતની સાખીઓ.

વસંત આવ્યો હો સખી, અને કેસર ફુલ્યા અનંત;
જે ઘેર સેવા ગોપાલકી, તા ઘેર સદારે વસંત. ૧
વસંત આવ્યો હો સખી, અને હૈડે હરખ અપાર;
કેસર ફુલ્યાં અતી ઘણાં, આંબે મૉરના[૨] ભાર. ૨
વસંત આવ્યો હો સખી, અને આંબે રસ ઝરંત;
ગયો શીયાળો રૂતુ ફીરી, આવ્યો માસ વસંત. ૩
સખીરે વસંત સોહામણો, અને આનંદ થયો અપાર;
ઘેર ઘેરથીરે ગોવાળણી, પ્યારી ખેલન નીકસી બહાર. ૪
ચોઆકો દુહો[૩] મચ્યો, ચલી ધરણી પર રેલ;
અબીલ ગુલાલકી આંધી[૪] ભઇ, પીયા પ્યારીકો ખેલ. ૫
રત આવીરે વસંતની, અને થઇ રહી લીલા લેહેર;
રઘુનાથ પ્રભુ રામજી, હોલી રમે રંગભેર. ૬
વસંત આવ્યો હો સખી, ફુલ્યો સબ બનરાય;
એક ન ફુલી કેતકી,[૫] ભમરો ઉંહાં ન જાય. ૭
વસંત આવ્યો હો સખી, આંબે આવ્યો મૉર;
વંદ્રાવનકી કુંજમાં, ગોપીઓની દોડાદોડ.[૬] ૮
વસંત આવ્યો હો સખી, આંબે આવ્યો મૉર;
જા ઘેર કૃષ્ણ પરોણુલા, તા ઘેર ગોપીઓની દોડાદોડ. ૯

### પદ-૧.

નહીં છાંડુ બાવા શ્રી રામ નામ, મેરે ઓર પઢણસુ કોણ કામ. ટેક
પ્રેહેલાદ સીધારે પઢણ નિશાળ, સંગ સખા લીએ બોહોત બાલ;
કહા પઢાવે પંડયા[૭] આલ જાલ, મેરી પાટીમાં લીખદે શ્રીગોપાલ. ૧

---

૧ વસંત=એ નામનો એ ઋતુમાં ગવાતો રાગ. ૨ મૉર=ફુલોનો ફાલ (આંબા, આંબલી, વ૦ ના) ૩ ચૌઆકો દુહો=(ચૌઆ=ચંદન+કો=નો+દુહો=કાદવ, કીચડ) ચંદનનો કાદવ. ૪ આંધી=વંટોળિયો, વાવાઝોડું. ૫ કેતકી=એક જાતનું સુગંધીદાર ફુલ ઝાડ ૬ દોડાદોડ=આમતેમ દોડવું તે, દોડમદોડા. ગાભરા ગાભરા આમતેમ દોડમદોડી. ૭ પંડ્યો=ગામઠી નિશાળનો મહેતાજી, પુરોહિત, ગોર.

સંઢ[1] મરકે કહો હે જાય, પ્રેહેલાદ બંધાએ બેગે આય;
રામ નામકી છાંડ બાણુ, તોકુ અબહી છોડાઉ મેરો કહ્યા હી માન. ૨
કાહા ડરાવે પંડ વારવાર, જેણે જલથલ ગીરીથે[2] લીયો ઉબાર;[3]
માર ડાર ભાવે દેહ જાર, રાજા રામ છોડુ તો મેરે ગુરૂહી ગાર. ૩
કાઢી ખડગ કોપ્યો શ્રીરાય, તેરો રાખણુ હારો મોહે બતાય;
ખંભ ફોડ પ્રગટે મોરાર, હીરણાકંસ માર્યો નખ વીડાર. ૪
આદ પુરૂષ દેવાધી દેવ, જીણે ભગત કારણુ ધર્યો નરસીંઘ ભેખ;
કેહેત કબીર તોરો લહુ ન પાર, પ્રેહેલાદ ઉગાર્યો અનેક વાર. ૫

પદ ૨.

ચલ ચલરે ભમરા કમલ પાસ, તેરી ભમરી બોલે અતી ઉદાસ. ટેક.
તેં અનેક પુષ્પકો લીયો હે ભોગ, તેરે સુખ ના ભયો તન બઢયો હે રોગ;
મેં જો કહુ તોહે વારોવાર, મેં સબ વંન ઢુંડયો ડાળમ ડાળ. ચલ. ૧
દીવસ ચારકે સોરંગી ફુલ[4], વા દેખી કહા રહ્યા હે ભુલ;
ઇસ બનસપતીમે લગેગી આગ, તબ તુમ કહાં જાવોગે ભાગ. ચલ. ૨
પુષ્પ પુરાણો ભયો હે સુખ, તબ ભમરેકુ લાગી અધીક ભુખ;
ઉડી ના શકે બલ ગયોહે છુટ, તબ ભમરી રોઇ શીશ કુટ. ચલ. ૩
ચોહોદસ જુવે મધુપરાય[5], તબ ભમરી લે ગઇ શીશ ચઢાય;
કેહેત કબીર એ મનકા ભાવ, રાજા રામ ભક્તિ વીના જમકો દાવ. ચલ. ૪

પદ–૩.

હરિ નામ તત્વ ત્રણ લોક સાર, લોલીન ભયે જન ઉતરે પાર.
એક જોગી જંગમ જટાધાર[6], એક અંગ ભભુતી[7] કરે અપાર;
એક મુની એક મુંન લીન, એસે હોત હોત જુગ જાત છીન. હરિ૦ ૧
એક આરાધે શકિત શીવ, એક પડદા દેહે બાંધે જીવ;
એક કુળ દેવીકો જપેહી જાપ, એક ત્રીભોવન પતિ વીના ત્રીવીધી તાપ. હરિ૦ ૨
એક અન્ન છોડીને પીવે દુધ, હરિનામ વીના નહીં હરદો સુધ;
કેહેત કબીર એક નીજ વિચાર, હરિનામ વીના નહીં ઉતરે પાર. હરિ૦ ૩

૧ સંઢ=હીજડો, નામર્દ, નપુસક. ૨ ગીરી=પહાડ, ડુંગર, પર્વત. ૩ ઉબાર=(ઉગાર) બચાવ. ૪ સોરંગી ફુલ=એક જાતની વનસ્પતિ કે જેના ફુલનો લાલ રંગ બને છે. ૫ મધુપરાય=(મધુપ=ભમરો+રાય=રાજા) ભમરાનો રાજા. ૬ જટાધાર=જટાધારી, જેને માથે જટાનો ભાર હોય તે તપસ્વી. ૭ ભભુતી=ભસ્મ, યજ્ઞ હોમની રાખોડી.

પદ—૪.

બનવારી જાને બનકી આદ, રાજા રામ ભક્તિ વીના જનમ બાદ. ટેક.
એક ફુલજ ફુલ્યો રતુ બસંત, તામે મોહી રહ્યો સબ જીવ જંત;
ઇસ ફુલનમે બસત બાસ, એસે ઘટઘટ[1] ગોવીંદ હરિકો વાસ. બન૦ ૧
તરવર[2] એક અનેક ડાળ, તાકી સાખા ડાળી અધીક રસાલ;
પરવેલી રાચ્યો મેરો કંથ, મેંતો કાંણુ સંગ ખેલુ રતુ બસંત. બન૦ ૨
ઉડ ઉડ ભમરા જાવો દેશ, મેરે પ્રીતમકુ જઇ કહો સંદેસ;
ચોળી ફાટી મેરો જોબન ભાર, મોહે વ્રહે સંતાપે વારોવાર. બન૦ ૩
આડા ડુંગર અવઘડ ઘાટ, જાંહાં જોગી જંગમ લહે ના વાટ;
કેહેત કબીર મન ભયો આનંદ, મોહે ભાગ્યે મીલે ગુરૂ રામાનંદ. બન૦ ૪

પદ—૫.

દેખો દેખોરે આ નરકી ભુલ, સીંચત સાખા ને તજત મુળ. ટેક.
પ્રગટ નીરંજન ઘટ સમાન, તાહી છોડી નર પુંજે પાષાણ[3];
જલ પીવે પાષણ ધોઇ, સો તો આદ અંત પાષાણ હોઇ. દેખો૦ ૧
પગ પાતાળ જાકા શીશ અશમાન, સો કેસે સંપુટ સમાન;
અલખ નીરંજન આવે ન જાય, સો કેસો દીયો તીહારો ખાય. દેખો૦ ૨
એહી ભાંત સબ ગઇહે બીત, કાહુ ન માની શબ્દ રીત;
કેહેત કબીર નર કાયા ન ખોજ, ભટકી મુવા જેસા બનકા રોઝ[4]. દેખો૦ ૩

પદ—૬.

જાંહાં સત ગુરૂ ખેલે રતુ વસંત, પ્રેમ જોત તાંહાં સકલ સંત. ટેક.
તીન લોકથે ભીન રાજ, અનહદ ધુની જાંહાં બાજાં બાજ;
કોટ કૃષ્ણ જાંહાં જોડે હાથ, કોટ વિષ્ણું જાંહાં નમાવે માથ. જાંહાં. ૧
કોટ બ્રહ્મા જાંહાં કથેહે ગ્યાન, કોટ શીવ જાંહાં ધરેહે ધ્યાન;
કોટ સરસ્વતી[5] કરહે રાગ, કોટ ઇંદ્ર જાંહાં ગોહાન લાગ. જાંહાં. ૨
સોદસ જોત જરે અથાહ, વીરલા જન કોઇ પાવે થાહ;
કેહેત કબીર સમજાવું કાહા, અધમ ઓધારણ[6] નામ આહ. જાંહાં. ૩

૧ ઘટઘટ=ઇશ્વિરે ઘડેલો કોઇપણ ઘાટ. ૨ તરવર=( તરૂવર ) મોટું ઝાડ. ૩ પાષાણ=પત્થર, પહાણો. ૪ રોઝ=એક જાતનું ઘોડાને મળતું વગડાઉ પશુ. ઉંડી સમજવગરનું. ૫ સરસ્વતી=શારદા, વાણીની અધિષ્ઠાતા દેવી, બ્રહ્માની પુત્રી, એ વર્ણે સફેત છે એને ચાર હાથ ને કપાળે ચંદ્ર છે. એક હાથમાં વીણા બીજા હાથમાં કમળ ત્રીજા હાથમાં પાત્ર ને ચોથા હાથમાં કાગળનું ઓળિયું છે. એ કોઇ વાર મોર ઉપર ને કોઈ વાર હંસ ઉપર સ્વારી કરે છે. ગણપતિની માફક ગ્રંથની શરૂઆતમાં એનું સ્તવન કરવામાં આવે છે. એને બ્રહ્માનો અંશ કહેલી છે. ૬ ઓધારણ=( ઉદ્ધારણ ) તારક, છુટકો કરનાર.

પદ—૭.

એસે સેજ સુનમાં નીત બસંત, કબહુ આ સેજ ન જાય અનંત. ટેક.
જાંહાં નહીં ઇચ્છા યો ઓંકાર, જાંહાં નભ નાભતાર[1] ;
તાંહાં નહીં બ્રહ્મા શીવ વિષ્ણુ, તાંહાં નહીં વપુ ચોવીસ કૃષ્ણ. ૧
જાંહાં રેંણ દીવસ નહીં ચંદ્ર સુર[2], જાંહાં કાલ જાલ નહીં કાંમ કુર;
જાંહાં નહીં માયા મોહ મંડ, તાંહાં રામાનંદ પ્રભુ રમે અખંડ. ૨

પદ—૮.

કાંહાં જાઇએરે ગ્રેહે લાગ્યો રંગ, મેરો ચીત ના ચલે મન ભયો અપંગ. ટેક.

જાંહાં જાઉં તાંહાં જલ પાષાણ, વાકો પુજનહારો સબ સમાન;
સ્મૃતી સમરતી મેં દેખ્યો જોઈ, જાંહાં જઇએ ત્યાં હરિ સહાય ન હોય. ૧
એક દીન મનમાં ભયો ઉમંગ, ઘસી ચૌવા ચંદન પોહોપ[3] રંગ;
પુંજન ચાલી મેંતો ઠામો ઠામ, ગુરૂએ બ્રહ્મ બતાયો આપ માંહય. ૨
સત ગુરૂ મેં બલીહારી તોહે, મેરે સંકલ્પ વીકલ્પ બ્રહ્મ ડાર્યો ધોય;
રામાનંદ પ્રભુ રમતા બ્રહ્મ, ગુરૂકો એક શબ્દ ટાળે કોટ કરમ. ૩

## સીરગુણ વસંત.

પદ—૧.

પ્રથમ દીવસ બીજ વસંતપંચમી,[4] મોક્ષ સખી ઘેર સોહીએ;
તા પીછે બીજ સુંદરીયારે, શ્રી હરિના મન મોહે. ટેક
ફુલડે ફગર ભરાવો ભામની,[5] મોતીડે ચૅાક પુરાવો;
ચૌવા ચંદન કસ્તુરીનાં, છાંટણલાં છંટાવો. પ્રથમ૦ ૧
સોનારે પાટ પાટ પથરાવો, વહાલાને પધરાવો;
આંબો મૅાર મુસ્તગ ધરી અબળા, અધીક કેલ કરાવો. પ્રથમ૦ ૨

૧ નાભતાર=આકાશના તારા. ૨ સુર=સુરજ. ૩ પોહોપ=પુષ્પ, ફુલ. ૪ વસંતપંચમી=માહા સુદી પંચમી તે. આ દીવસથી વસંત ઋતુની શરૂઆત થાય છે. ૫ ભામની=જુવાન સ્રી.

ચરણ જીવો તમો નાવલીયારે, કોટ વસંત રમીજે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, અધીક કેલ કરીજે. પ્રથમ૦ ૩

પદ–૨.

વસંત રતની હું બલીહારી, નારી નીરંકુસ ફાગ રમે;
સખા સૌ મલી મલી, જ્યુંરે, અંબુજ[1] પર ભમર ભમે. ટેક.
કનક કળસ કેસર રસ ઘોળી, ઉભી રહી મુસ્તક ઢોળે;
ચૌવારે ચંદન અગર કુંમકુમ, મુખ લોચન પર રોળે. વસંત૦ ૧
સાસુરે નણુદલ ડાહ્યાંરે ડમરા, મરજાદા અનુસરતાં જે;
તે કહે વહુવારૂ[2] ચાલો રમવા, આડા સણગટ[3] ધરતાં જે. વસંત૦ ૨
મન ભાવતાં વચન પરસપર, વીનતા વૃંદ[4] વીલાસ કરે;
લક્ષ્મીવર લઘુ વેષ લાડકડો, ધાઇ ધાઇ સહુકોઇને અંકભરે[5]. વસંત૦ ૩
જે હરિને ઓઝડલે આવે, તે પુરૂષપણું વેગે વીસરે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, વીચીત્ર લીલા કેલ કરે. વસંત૦ ૪

પદ–૩.

ઘેર છાંટણલાં છંટાવો, છબીલોજી રમવાને આવેરે;
સકલ સાહેલી મલીને, આનંદે ગાયેરે. ટેક.
કનક કચોલાંમે કેસર ઘોળી, મલી સહીયેરની ટોળીરે;
નંદા નંદન કૃષ્ણજીસુ, રમીએ હોળીરે. ઘેર છાંટણલાં. ૧
કડકડતી પટોળીરે પહેરી, નવરંગી ચોળીરે;
નરસૈંયાના સ્વામી વસંત ખેલે, ભમર ભોળીરે. ઘેર છાંટણલાં. ૨

પદ–૪.

રાતા નખ કર કામનીયારે, રાતા અધુર મુખ દંત;
રાતાંરે માંગ[6] સીંદુરે ભરીયાં, કુસુમ રાતાં વસંત. ટેક
રાતી પટોળી પાયે રોલાતી, રાતાં રતન તે દીસે રૂદે;
રાતાં ગુલાલ ઉડાડે અતી અબળા, કૃષ્ણ કૃષ્ણ મુખ
વાણી વદે. રાતાનખ. ૧

---

૧ અંબુજ=કમળ. ૨ વહુવારૂ=માનીતી વહુ. ૩ સણગટ=ઘુંઘટ, છેડો, સૈડકો, સોડિયું. ૪ વૃંદ=ટોળું. ૫ અંકભરે=બાથ મારે. ૬ માંગ=માથાના લમણા પરના વાળના પટીયાં, ચોટલાની બે બાજુ.

કૃષ્ણજી રાતા કામનીયારે, કામની રાતી કૃષ્ણ ગુણે;
સરખે સરખુ સૌ કોઇ રાતુ, નરસૈંયો રાતો હરિ ચરણે. રાતાનખ. ૨

પદ-૫.

ભલેરે પધાર્યા ભુદરજી[1], ભાગ્ય હમારા જાગ્યાં;
વસંત રમતાં વહાલાજી, આપો મોહના માગ્યાં. ટેક.
અમો અબળા રમવાને ઇચ્છુ, નાથ તમારી સંગે;
હાર્યારે જીત્યાની હોડ બકીને[2], રમીએ આપણ રંગે. ભલેરે. ૧
વહાલા તમો માગો તે અમો આપીએ, અમો માગુ તે દીજે;
અબળાને આલીંગન દેઇને, અધર[3] સુધારસ[4] પીજે. ભલેરે. ૨
આરત આવી રમવા કેરી, પુલી ફાગણ વેલી;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, સંગ સખી સાહેલી. ભલેરે. ૩

પદ-૬.

આરત રૂડી રૂડી મારા વહાલા, રૂડોરે માસ વસંત;
રૂડાંરે વનમે કેસુર મોરા, રૂડો રાધાજીનો કંથ. ટેક.
રૂડાંરે રંગે વાજાં વગાડે, તારૂણી[5] કર તાલ[6];
ચતુરારે મલી મલી ચંગ[7] વગાડે, મોરલી મદન ગોપાલ. આરત. ૧
રૂડાંરે રંગે રાધાજી સોહીએ, ઝાંઝરનો ઝમકાર;
બાવનરે ચંદન બેહેક વછુટી, ભમરા કરેરે ગુંજાર. આરત. ૨
રૂડાંરે વંન વંદ્રાવન કેરાં, રૂડાં જુમનાંના તીર;
રૂડાંરે ગોપ ગોવાલાંની મંડલી, રૂડા હળધર વીર. આરત. ૩
રૂડાંરે અંગ અબીલ ગુલાલનાં, રૂડાં મુખ તંબોલ;
નરસૈંયાના સ્વામી અતી રૂડા, નીત નીત ઝાકમઝોળ. આરત. ૪

પદ-૭.

સખના રહો હો શામળીયા વહાલા, સીદ કરો છો ચાળારે;

૧ ભુધરજી=કૃષ્ણ, ઇશ્વર, પર્વતને ઉંચકી રાખનાર. ૨ હોડ બકવી=સરત કરવી, હાર-જીતનો કબાલો, કરાર. ૩ અધર=નીચલો હોઠ. ૪ સુધારસ=( સુધા=અમૃત+રસ=મીઠાસ ) અમૃત જેવી મીઠાસ. ૫ તારૂણી=સ્ત્રી. ૬ કરતાલ=(કર=હાથ+તાલ=કાસાજોડી) હાથમા કાંસા જોડી, ૭ ઝાકમઝોળ=મહાલવું તે, આનંદ. ૮ ચંગ=મોથી પકડીને વગાડવાનુ એક જાતનું વાજું. ૯ વળગાઝુમી=બાઝવું, વળગવું.

વળગાઝુમ માહારી વેણ વછુટી, જો જો તુટસે માળારે. ટેક.
કાલે કસુંબી ચોળી પહેરી, તે તમે કીધી કટકારે;
લગન લેઇ પરણાવ્યાં હોય, તો તે સાંખે લટકારે. સખના. ૧
અલગા રહો મારૂ ચીર ખેંચાસે, જો જો ચોરાસે ચોળીરે;
ગોરાં ગાત્ર ઉઘાડા થાસે, તો નહીં રમીએ હોળીરે. સખના. ૨
અંગે વસે એ ધ્યાન હમારા, કર ગ્રહીને ખેંચ્યાંરે;
નરસૈંયાના સ્વામીને, વસંત રતમાં વેચાતા લીધાંરે. સખના. ૩

પદ—૮.

ગુલાલરે ભરીયા ગોવીંદજીરે, ઘેરઇયા[1] મન ભાવો;
વસંતની વરણાગી[2] કરીને, મારે આંગણીયે આવો. ટેક.
આ રતમાં અતી રૂડારે દીસો, અતી સુંદર છો અંગે;
સુરીનર મુનીજન શામળીઆને, પાવલીયે લાગે. ગુલાલરે. ૧
આજ વસંત રમો અમો સાથે, કોઇ ના દે તમને મેહેણું;
નરસૈંયાના સ્વામી પેલારે ભવનું, તમો સાથે છે લેહેણું[3]. ગુલાલરે. ૨

પદ—૯.

કેસુર રાતા ને રત રાતી, કોયલડી વનવાસી;
માનુનીયો જોબન મદમાતી, માધવ ચરણ ઉપાસી. ટેક.
મોરઇ આંબો સાખા મનોહર, શોભીત દ્રુમ વેલી;
ક્રીડારે કારણ શ્યામ મનોહર, સંગે સખી સાહેલી. કેસુર. ૧
ધન ધનરે જમનાંના તીરે, ધંન ધંન વંદ્રાવન સોહે;
નરસૈંયાના સ્વામીનેરે જોતાં, સુરીનરનાં મન મોહે. કેસુર. ૨

પદ—૧૦.

વસંત રત આવી મારી બેહેની, રમવાને રંગે;
વંદ્રાવનમે ચાલોરે જઇએ, શામળીયાની સંગે. ટેક.
સહીયેર સમાણી મલીરે માનુની, સણુગાર સારો ધરીએ;
થાનીરે વેહેલી સહીયેર ઘેલી, આવે નહીં વારો ફરી એ. વસંત. ૧
વાજાંરે બહુ વાગે વંદ્રાવનમાં, થેઇકાર થાયે;
ભણે નરસૈંયો રસનોરે ભોગી, તેને મંદીર કેમ રહેવાયે. વસંત. ૨

૧ ઘેરઇયો ( ઘેરૈયો )=હોળૈયો, ઘેરમાનો છોકરો. ૨ વરણાગી=ટાપટીપ, ભપકો, શોભા, વરણાગિયા થવું તે. ૩ લેહેણું=માગણું, લેણુંદેણું.

પદ-૧૧.

કહો કેમ વસીયેરે મારા વહાલા, ગોકુળ લુંટે મંડાણી;
નંદ તણો નોધડીયો[1] નરહરિ, થઇ બેઠો છે દાંણી. ટેક.
કાલોને શાંમળીયો સરખો, બાળક જોઇને વળ્યો;
મથુરાંમે મહી વેચવાનો, મારગડો ઝાલ્યો. કહો કેમ. ૧
એકનું ઢોળે ને એકનું ફોડે, એકનું ગોરસ ખાય;
માંહો માંહે અટકલ બોલે, તે વપરીત[2] કેમ વેડાય. કહો કેમ. ૨
એકને વહાલો ચીર પહેરાવે, એકને પહેરાવે ચોળી;
એકને વહાલો લાડ લડાવે, એકને નાખે ઢોળી. કહો કેમ. ૩
નારી મલી સહુ ભમર ભોળી, સહીયર રહોની ટોળી;
નરસૈંયાના સ્વામી વંદ્રાવનમાં, રમે છે હોળી. કહો કેમ. ૪

પદ ૧૨.

ભોજન કરવા બેઠા કાંહાંનજી, આવી સખીની ટોળી;
કાંહાંન કુંવર તમો વેગે[3] પધારો, રમવાને હોળી. ટેક.
જસોદા કહે એક ક્ષેણુ વાર બેસો, પુત્ર જમી પરવારે;
સજે સણગાર લેઇ સામગ્રી, રમવાને સંગે પધારે. ભોજન. ૧
ઉઠયા આરોગી ભોગી લીલારસ,[4] મુખમાં બીડી તંબોલ;
નરસૈંયાના સ્વામી જઇ ભળીયા,[5] વાધી છે રંગની રેલ. ભોજન. ૨

પદ ૧૩.

વસંત રત આવી મારા વહાલા, ચાલો વંદ્રાવન જઇએ;
આપણ બેઉ બેલડીયે[6] વલગી, ઘેરઇયાં થઇએ. ટેક.
અબાલ ગુલાલની રેલ ચાલે તાંહાં, હો હો હોળી કરીએ;
વનમાં વગાડે વહાલો વાંસલડી, તેને સ્નેહ ધરી સુણીએ. વસંત. ૧
સરખે સરખી જોડ મલીને, પ્રેમે પાલવ ગ્રહીએ;
નરસૈંયાના સ્વામી વસંત ખેલે, તાંહાં જોવાને જઇએ વસંત. ૨

---

૧ નોધડીયો=છોકરો, છોરો. ૨ વપરીત (વીપરીત)=અવળું, ઉંધુ.
૩ વેગે=જલદી, તાકીદથી, ઉતાવળા. ૪ લીલારસ=ક્રીડા કરનાર, રમત રમનાર.
૫ ભળીયા=હળીમળી ગયા. એકત્ર થઇ ગયા, ટોળામાં ગયા. ૬ બેલડીયે=બેઉ બાજુએ, એક છે એવી રીતે.

# હોળી ઉપર બોલવાની નીરગુણ ધુમેરો

## ફગવા રાગની સાખીઓ.

ફગવોરે આવ્યો જાંણીએ, અને અબીલ ગુલાલની રેલ;
ચૌવા ચંદન અરગ જ્યાં, વળી અત્તર તેલ ફુલેલ. ૧
થાળ ભરી ફગવા તણી, વળી જલની જાળી પાસ;
વહાલે બ્રીજવીનતા તણી, પુરી મનની આશ. ૨

### પદ—૧.

રાગ કાફી.

અવીનાશી દુલો કબ મીલે, હો મેરે પ્યારે મીલહે તો જાને ના દેઉ. ટેક.
જલ ઉપરની જલસુ નહીં નેહા, રટત પીયાશ પીયાશ;
યું ઠાડી બ્રહેની મગ જોવે,[1] પીયા મીલનકી હે આશ. અવી૦ ૧
દીવસ ન ભુખ રેણુ નહીં નીંદ્રા, ઘ્રહે આંગણે ના સોહાય;
સેજલડીયાં વેરણ ભઇ મોકુ, જાગંતા રેણુ વીહાય. અવી૦ ૨
છાંડ ઘ્રહે નેહ જોડયો તુમસુ, રહુ ચરણે લોલીન;
તલફડ[2] રહુ મેં પ્રેમકી પ્યાશી, જેસે એ જલ વીના મીન. અવી૦ ૩
મેં તો તુમારી દાસી હે મોહન, તુમ હમારે સરદાર;
દીનદયાળ ક્રીરપા કરો માધો, સાંઇ તુમ સરજનહાર. અવી૦ ૪
અબ હમ પ્રાણ તજત હું મોહન, કે અપની કરી લ્યો;
દાસ કબીર બ્રહે અતી બાઢયો, સાંઇ તુમ દરશણ દયો. અવી૦ ૫

### પદ—૨.

હરિ પીયા સંગે હોળી ખેલીએ, હો મેરે પ્યારે;
હાંરે સુણો, સુરત સોહાગણ નાર. ટેક.
હરિ કીરપા નર દેહી પાઇ, હોતે પશુ પતંગ;
સકલ સંત સબ મુલ ગ્રહી બેઠે, સબ જુગ ગ્રહ્યો ડાળ. હરિ પીયા૦ ૧
ઇંગલા પીંગલા સુખમણા નારી, દશમે દુવાર મઠ છાય;
ભમર ગુફામાં જે રસ ચાખ્યો, રામ નામ લોલાય. હરિ પીયા૦ ૨

---

૧ મગજોવે=રાહ જુવે, વાટ જુવે. ૨ તરફડવું=દુઃખથી આણીમેર તેણીમેર ગોથાં ખાવાં. આકળવિકળ થવું. લોથવું.

ડાર ભરમ અજહુ કયું ના ચેત્યો, કેહેત કબીર સમજાય;
શબ્દ હમારો જે કોઇ માંને, નહી આવે નહીં જાય. હરિ પીયા૦ ૩

પદ—૩.

એસે મન સંગે હોળી ખેલીએ, હો મેરે પ્યારે;
જાસે જરા મરણ ભ્રહ્મ જાય. ટેક.
ભાવ ભક્તિકી કરો પીચકારી, ક્ષમા ચલાવન હાર;
આતમ બ્રહ્મ જબ ખેલન લાગે, પાંચ પચીસ મોંઝાર. એસે મન. ૧
ગ્યાન ગલીમેં હોળીરે ખેલો, મચ્યો હે પ્રેમકો કીચ;
કામ કરોધ દો કુદ કુદ ભાગે, સુણી સુણી શબ્દ અનંત. એસે મન. ૨
ઇંગલારે પીંગલા સુખમણા નારી, સુરત નુરત દોઉ નાર;
અપને પીયા સંગ હોળીરે ખેલો, લજ્યા એ કાંણુ નીવાર. એસે મન. ૩
સતગુરૂ મલી એક ફગવારે દીના, મારગ દીયોરે બતાય;
કેહેત કબીર સોહી જન જાંણે, જીવત બ્રહ્મ સમાય. એસે મન. ૪

પદ—૪.

તુમ ખેલો દીના દશ જાંણી હો, હો મેરે પ્યારે;
બોહોર ના આવે, એસો દાવ. ટેક.
રતુ વસંત સમે ને સંજોગે, કર હો કછુ અનુરાગ;[1]
ફેર પીછે પીસ્તાયગો બાવરે, બીત જાયગો એ ફાગ. તુમ ખેલો. ૧
ગ્યાન ડંક મારો પીચકારી, સનમુખ રહોરે સમાય;
મારેગો ચીત ચોર મોહની, ઠગણી એ ચંચલ નાર. તુમ ખેલો. ૨
અનહદ ધુંની બાજાં બાજે હો, સુણીયો ચીત લગાય;
કેસર છરકયો પ્રેમકો હો, જુગ જુગ છુટ ન જાય. તુમ ખેલો. ૩
હરિ સુમરણકી ગારીરે દીજ્યો, ગુરૂકો શબ્દ વિચાર;
સંત સંગત મલી હોળી ખેલો, કબહુ ના આવેગી હાર. તુમ ખેલો. ૪
ધન સતગુરૂ ધન સંતકી સંગત, ધન જ્યો હમારો ભાયેગ;
કેહેત કબીર ખેલો મન એસો, ફગવા પરમ પદ પાય. તુમ ખેલો. ૫

પદ—૫.

નીત મંગળ હોળી ખેલીયે, હો મેરે પ્યારે;
નીત હી વસંત, નીત ફાગ. ટેક.

૧ અનુરાગ=પ્રીતિ.

દયારે ધરમકો કેસર ઘોર્યો, પ્રેમ પ્રીત પીચકાર;
ભાવે ભક્તિ ભરી લ્યો સદગુરૂસે, સફળ જનમ નરનાર. નીત મંગળ. ૧
ક્ષમા અબીલ ચરચ્યો ચીત ચંદન, સુમરણ ધ્યાન ધુમાર;
ગ્યાન ગુલાલ અગર કસ્તુરી, ઉમંગી ઉમંગી રંગ ડાર. નીત મંગળ. ૨
ચરણામૃત પરસાદ સંતરજ, અપને શીશ ચઢાય;
લોકલાજ કુળ કાંણ તોડકે, ભકિત નીશાન બજાય. નીત મંગળ. ૩
કથારે કીરતન મંગળ ઓચ્છવ, કરોરે સંતનકી ભીર;[1]
કબહુ ના કાજ બીગડે તેરો, સત સત કેહેત કબીર. નીત મંગળ. ૪

---

## હોળી ઉપર બોલવાની સીરગુણ ધુમેરો.

પદ-૧.

વસંત વેહેવા આદર્યો હો મેરે પ્યારે, પરણે છે નંદાજીનો લાલ. ટેક.
વસંત પંચમી ને નૌતમ નખેતર[2] , લગન લીયાં નીરધાર.
સંત પધરાવું'ને ચરણ ઢોળાઉં, તોરણ બંધાવું.મેં દુવાર. વસંત. ૧
કલ્લાં ને કાંબી અણવટ વીછુવા, ઝાંઝરનો ઝમકાર;
બાંહે શોભીતો ચુડલોરે, કંઠે એકાવન હાર. વસંત. ૨
ભાવેસો બ્રહ્મા વેદ ભણેરે, મંગળ વરત્યાં ચાર,
સુરીનર મુનીજન સરવે મળીને, કંઠે આરોપી વરમાળ. વસંત. ૩
નંદ બાવાજીકે કુંવર કાંનૈયા, કન્યા બ્રખુભાંણ દુલાર;
પહેલા પરણ્યા મહેતા નરસૈંના સ્વામી, પછી પરણ્યો સંસાર. વસંત. ૪

પદ-૨.

સબ ગોવાળણ ઘેર્યો સાંમરો, હો મેરે પ્યારે;
બોહોર ન આવે, એસો દાવ. ટેક,
એક કહેરે મેરો માંખણ ખાયો, લે ગયો નગર મોઝાર;
હું ઠાડી ઘર આંગણે અપને, નીકસી ગયો ઘર ફાડ. સબ૦ ૧

---

૧ ભીર=ભીડ. ૨ નખેતર=નક્ષત્ર.

એક કહેરે મોહનકુરે પકડો, એક કહાં પે હીર;
એક મારે પીચકારી ઉડાવે, ઉડાયો અબીલ ગુલાલ. સબ૦ ૨
એક કહે મેરી તનકી ચુંદડીયાં, લે ગયા બલભદ્ર વીર;
દોડત દોડત પકડ લીયો હે, જલ જુમનાજીકે તીર. સબ૦ ૩
બ્રીજવીનતા ટોળે મલીહો, ભઇરે એકઠી સબ તીર;
શ્રી જગનનાથ જીવન ધન માધો, ખેલત હળધર વીર. સબ૦ ૪

પદ–૩.

રંગીલી કેસર હમ બોહ્યા, હો મેરે પ્યારે અપને વાલમજી કે કાજ. ટેક.
કેસર બોનેકુ રાધારે નીકસી, લીયોરે કસ્તુરીકો બીર;
તન મન ધનકો ચારો રચ્યોહે, સીંચ્યો હે જુમનાજી કે તીર. ૧
ઉંચે ઉંચે પરવત કેસર બોહયો, મરઘો ચરી ચરી જાય;
કયુંરે મરઘા તરપત નાંહી, મારૂંગી ધનુસ ચઢાય. ૨
આસપાસ સબ કેસર બોહયો, બીચ બીચ બોહયોરે ગુલાબ;
ઘેરોરે રંગ ગુલાબકો સોહે, તાકી ગુંથાવું મેં માળ. ૩
કનક કચોલાંમે કેસર ઘોર્યો, ઓર જુમનાંજીકો નીર;
કૃષ્ણ જીવણકો વાગો[1] ચરચ્યો હે, ચરચ્યો હે રાધાજીકો ચીર. ૪
વંદ્રારેવનમાં મોરલી બાજત હે, ધુની સુણી રહયો ના જાય;
વેગે મળ્યા હરિ બંસકો સ્વામી, ઉલટ અંગે ના માય. ૫

પદ–૪.

છોડો છોડો છબીલા છેડલો, હો મેરે પ્યારે દેખે છે દુરીજનલોક. ટેક.
મોરેરે છેડલે જેરે જોઇએ તે, માગુ તે આલુ કાંહાંન;
લવીંગ સોપારી ને એલચીરે, બીડલે બાચક[2] પાન. છોડો. ૧
બોહોરી મહીયારી ભાયેગ તેરો, મુખમાં ધર્યો મુખવાસ;
એક વચન માગુ અલબેલા, તમો ઠાકોર હમો દાસ. છોડો. ૨
બળવંત બળીયાસુ તાળીરે લાગી, અરસપરસ ભયો હેત;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, ભલા લખ્યા એવા લેખ. છોડો. ૩

૧ વાગો=વાઘો, ગળાથી ઘુંટણ લગીનો મોટો ડગલો, જામો, પોશાક.
૨ બાચક=બાચકે, ખોબલે, મુઠીએ મુઠીએ.

પદ—૫.

રઘુનાથ પધારે જાંણીએ હો, હો મેરે પ્યારે જાનકી જીવન રામ. ટેક.
રામ સભામાં બીડલો ફેરાયો, લીયોરે હનુમાન ઉઠાય;
સીતાકી શોધ મેં લઇ આવું, પલટ લંકા જલાય. રઘુનાથ. ૧
જબ રઘુનાથે સાહેર બાંધ્યો, સન્યા ઉતારી પાર;
તીનલોક શીર કંપન લાગ્યો, કંપ્યો હે વાસુકી નાગ. રઘુનાથ. ૨
કહેત મંદોદરી સુણો પીયા રાવણ, મીલીએ દોઉ કરજોડ;
જાકી જાનકી તુમ હરીલાએ, ડારેગો દશ શીશ તોડ. રઘુનાથ. ૩
કહેત હે રાવણ સુણ હો મંદોદરી, ઘટત હમારો માન;
સકલ દેવતા મેં વસ કીના, રહયો હે એકીલો રામ. રઘુનાથ. ૪
હનુમાન જેસે શેવક જાકુ, લક્ષ્મણ જેસે વીર;
જલતી અગનમાં એસે ધસત હે, જેસો હે સાહેર[1] નીર. રઘુનાથ. ૫
કુંભકરણ જેસે ભાઇરે હમારે, ઇંદ્રજીત બલવીર;
પકડહી ફેંટો ફેંક દેયેંગે, સાહેર પેલીએ તીર. રઘુનાથ. ૬
જનક સુતા જાકે પતિ રઘુવરસે, સંગ લક્ષ્મણસે ભાઇ;
પવનકો પુત્ર મહા બળદાઇ, સપનામાં લંકા જલાઇ. રઘુનાથ. ૭
નાકનમે સેરી બસત હે, કાંન બજાયો ભેર;[2]
જાગ જાગ હો કુંભકરણ હો, લીયો હે લંકા ગઢ ઘેર. રઘુનાથ. ૮
રાવણ માર્યો દુહાઇ[3] ફેરાઇ, દીયો હે વીભીક્ષણ રાજ;
હસત ખેલત જાનકી લેઇ, આએ સુરદાસ બલ જાય. રઘુનાથ. ૯

પદ—૬.

કાંનૈયા હમો ઘેર જાન દે, હો મેરે પ્યારે અંગો અંગે લેઉ લપટાય. ટેક.
બોહોત દીવસ ભયો ગોકુળ વસતાં, કબહુ ના દીનો દાંણ;
છોડ કાંનૈયા મેરો ચીર ફાટેગો, સુણ પાવેગો બ્રખુભાણ. કાંનૈયા. ૧
મેરે બાપકી મેં ખરીરે દુલારી,[4] શ્રી રાધે હમારો નામ;
દ્રાવલ દેશમે વાસો હમારો, બરસાણા હમારો ગામ. કાંનૈયા. ૨
પાન ચાવે ને પીચકારી ઉડાવે, મધુર મધુર મુસકાય[5] ;
શ્યામ સુંદર પ્રભુકી છબી, નીરખત સુરદાસ બલજાય. કાંનૈયા. ૩

૧ સાહેર=દરીઓ, સમુદ્ર. ૨ ભેર=ભેરી, એક જાતનું વાજું. ૩ દુહાઇ=આંણ.
૪ દુલારી=દીકરી, પુત્રી, છોકરી. ૫ મુસકાય=હરખાય, ખુશી થાય.

પદ—૭.

કાંનૈયો દધી લુંટે છે હો મેરે પ્યારે, લુંટે છે નગર કે બીચ. ટેક.
કેહેરે ઠગારી મેં કહા તેરો લુંટયો, કહે મોંપે સમજાય;
મોહે દુહાઇ નંદબાવાકી, છીનમે દેંઉગો છોડાય. કાંનૈયો. ૧
રતન જડીત મેરી ઉંઢેણી લુંટી, ગજ મોતનકી[1] માળ;
કંચન સરખી ગોવાળણ લુંટી, હાંશી કીની નંદલાલ. કાંનૈયો. ૨
પાન ચાવે ને પીચકારી ઉડાવે, મધુરે મધુર મુસકાય;
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, બીજમાં વસ્યો નહીં જાય. કાંનૈયો. ૩

---

## ઠુમરી વસંતની.

રાગ ધન્યાશ્રી દેશી ફેર.

પદ—૧.

કેમ ભરીયેરે કેમ ભરીયે, જલ જુમનાના નીર;
નંદ કુંવર કેડે પડયો, કેમ ભરીયે. ટેક.
રેલ કીધી રંગ તણી, વણસાડયાં ચોળી ને ચીર. નંદ૦ ૧
હરાયા દીવસ હોળી તણા, ન હરાયો હળધરનો વીર. નંદ૦ ૨
તાકી મારે પીચકારીઓ, જેમ વાગે તનડામે તીર. નંદ૦ ૩
ઓથાં લેઇ અલગી રહું, તાંહે આવે શ્યામા શામ શરીર. નંદ૦ ૪
જંત્ર વગાડે મંત્રમાં, ના ગણાએ એના ગુણ ગંભીર. નંદ૦ ૫
વહાલે અબીલ ગુલાલે ઘેલાં કર્યાં, હરી લીધાં હૈયાના હીર. નંદ૦ ૬
ભગત ભવાન પ્રભુ તમો વીના, જો ધરાવે બીજુ કોણ ધીર. નંદ૦ ૭

પદ—૨.

ખેલે કનૈયો ધુમરસેં, હોળી ખેલે કનૈયા ધુમરસેં. ટેક.
ઉતથે આએ શ્યામ મનોહર, રાધા આએ લેઈ લુંમરસેં. હોરી ખેલે ૧
ચૌવા ચંદન કીચ મચ્યો હે, અબીલ ગુલાલ ઉડે ધુમરસેં. હોરી ખેલે. ૨
અબીલ ગુલાલકી માર પડી હે, મોતી તુટયો હે ઝુમરસેં. હોરી ખેલે. ૩
બાઇ મીરાં કહેપ્રભુ ગીરધરના ગુણ, હાથી છુટયોહે લંગરસેં. હોરી ખેલે. ૪

---

૧ ગજમોતનકી=( ગજ=હાથી+મોતનકી=મોતીની ) હાથીના મુસ્તકના મોતીની.

પદ-૩.

ખેલન દો રંગ હોળી, હો રસીયા ખેલન દો રંગ હોળી. ટેક.
કાલે ગુલાલ પડયો અંખીયનમેં, અજહુ ન ભઇ પીયા કોળી. હો૦ ૧
ચુવાચંદન[1] ઓર અરગજા, અબીર ગુલાલ ભર ઝોળી. હો૦ ૨
પકડ રહુંગી પીયા જાને ના દેઉંગી, તુમ મત જાણો પીયા ભોળી.[2] હો૦ ૩
દુંધી કેહે પ્રભુ ફગુવારે દીનો, મેવા ભર ભર ઝોળી. હો૦ ૪

પદ-૪.

નંદકુંવર કેડે પડયો[3] કેમ ભરીએ, હો કેમ ભરીએરે કેમ ભરીએ,
હે જલ જુમનાંના નીર નંદકુંવર કેડે પડયો. ટેક.
વહાલા સાવ[4] સોનાનું મારૂં બેડલું નંદાસે,[5] હો નંદાસેરે, નંદાસે,
હે કાંકરડી ના માર, નંદકુંવર કેડે પડયો. ૧
વહાલો રોકી રાખેરે ગોવાળણી, ના જવાદે. હો ના જવાદેરે, ના જવાદે,
હે ગોકુળીયાની નાર, નંદકુંવર કેડે પડયો. ૨
વહાલો જલ ભરવા જુમનાં તણાં અમે જાતાં, હો અમે જાતાંરે, અમે જાતાં,
હે સહીયેરોની સાથ, નંદકુંવર કેડે પડયો. ૩
મહેતા નરસૈંયાના સ્વામી શામળે, દરશણ દીધાં, હો દરશણ દીધાંરે,
દરશણ દીધાં,
હે જુમનાંજીને તીર, નંદકુંવર કેડે પડયો. ૪

પદ-૫.

ધર્યો મુગટ ખેલે હોળી, કાંહાંન ધર્યો મુગટ ખેલે હોળી. ટેક.
ઇતથે આયે કુંવર કાંહાંન, ઉતથે આઇ રાધે ગોળી. કાંહાંન. ૧
હાથમે તાલ ફેંટમેં ગુલાલ, અબીરકી[6] લેઇ ભર ઝોળી. કાંહાંન. ૨
નંદ મહેરકે કુંવર કાંહાંન, કેસર ગાગર શીર ઢોળી. કાંહાંન. ૩
સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, ફગુવા લેઉ ભર ઝોળી. કાંહાંન. ૪

---

૧ ચુવાચંદન=ઘસેલી ઢીલી સુખડ (ચુવાએ એક સુગંધીત દ્રવ્ય છે તે ચંદન વિગેરે સાથે વપરાય છે.) ૨ ભોળી=કપટમાં ન સમજે તે, નીખાલસ. ૩ કેડેપડયો=પુંઠે લાગ્યો, કામાતુર થઇને પીછો લીધો. ૪ સાવ=તદ્દન, તમામ, બીલકુલ. ૫ નંદાસે=તેડ પડશે, ફાટ-પડશે. ખંડીત થશે. ૬ અબીરકી=અબીલની.

# રંગ રસીયો.

## રાગ વસંત.

રંગરસીયો[1] તે હોળી ખેલવારે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં બોલાવી બ્રીજનાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧
સહીયર સહુ ટોળે મલીરે, નંદલાલ કુંવર હો;
હાંરે મહી પ્યારીરાધે સરદાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨
શામે સખા[2] તેડાવીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે કીધો રમવાને ઉલટ અંગ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩
સામા સામી મોરચેરે,[3] નંદલાલ કુંવર હો;
હાંરેતાંહાં તો ખેલમચ્યો અતીરંગ,જુમનાંના તીરમે નંદલાલકુંવરહો. ૪
તાલ બજાવે તારૂણીરે, નંદલાલ કુંવર હો;
હાંરે ગાવે સુંદર રાગ વસંત,[4] જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫
નામ તે લેઇ લેઇ નારીયોરે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં તો ગોવીંદના ગુણ ગાય,જુમનાંના તીરમે નંદલાલ કુંવરહો. ૬
તાલ મૃદંગ ડફ[5] ખંજરીરે,[6] નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં તો વાગે છે વેંણ રસાલ,જુમનાંના તીરમે નંદલાલ કુંવરહો. ૭
ફુલ દડો લેઇ હાથમાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે ધાયા મદભરીયાં[7] ગોવાળ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૮
અબીલ ગુલાલનાં પોટલાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં ઉડે કસ્તુરી કપુર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૯
એવું ધુંધ[8] થયું બ્રહ્માંડમાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે તેણે ઝાંખા થયા સુરભાણ,[9] જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૦

---

૧ રંગરસીયો=(રંગ=રમુજ+રસીયો=રસ માણી જાણનાર) રસ માણી જાણનાર રમુજી છેલછબીલો. ૨ સખા=મિત્ર, સાથી, સ્નેહી. ૩ મોરચોમારવો=વિજય મેળવવો, ન્યાલ થવું, દાવ જીતવો, ફતેહ મેળવવી. ૪ વસંતરાગ=વસંતઋતુમાં ( ફાગણ ચૈત્ર મહીનામાં ) ગવાતો એક રાગ. ૫ ડફ=એક જાતનું ઢોલ છે. ૬ ખંજરી=ઘુઘરીઓવાળી નગારી. ૭ મદભરીયાં=( મદ=કામવિકાર, ઇશ્કનો જુસ્સો+ભરીયા=ભરેલા ) કામવિકાર ભરેલા. ૮ ધુંધ=અંધારૂં. ૯ સુરભાણ=( સુર=દેવતા+ભાણ=સુર્ય ) દેવતા અને સુર્ય.

કુકમ કેસર ઘોળીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે જુવો રંગ રસીયાનો સાથ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૧
પીચકારીની[1] ઝડીયો પડેરે, નંદલાલ કુંવર હો;
હાંરે જાણે અસાડાંનો મેઘ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૨
કેસર ઢોળી રંગ રોલીયોરે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં ચાલી છે રંગની રેલ,જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૩
કેસર કુમકુમ[2] ઘોળીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે ભીંજ્યો રંગ રસીયાનો સાથ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૪
શામ સખા રસબસ[3] થયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે એવો પ્યારી રાધેનો સાથ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૫
ગોપીએ ગોવાળાને ઘેરીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે રંગ રોલીને કીધા લાલ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૬
સાથી તે સરવે નાશી ગયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે ગઇ ગોવાળાંની ધીર[4], જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૧૭
વાજીંત્ર ખુંચાવી લીધાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે ખુંચી લીધાં તેઅબીલ ગુલાલ,જુમનાંનાતીરમે નંદલાલકુંવરહો. ૧૮
ચંપે તે ચોસર બાંધીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે ગ્રહી બાંધ્યા છે બન્નેવ હાથ, જુમનાંના તીરમે નંદલાલ કુંવરહો. ૧૯
ફગવો[5] આપો તો છોડીએરે, નંદલાલ કુંવર હો;
હાંરે નહીં તો રાધાને લાગો પાય, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૦
અમથા તે કેમ છુટશોરે, નંદલાલ કુંવર હો;
હાંરે આજ ગમતું હમારૂં થાય, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૧
બ્રીજવીનતાને વશ થયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે જુવો કોટી બ્રહ્માંડનો નાથ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૨
દાંણને કાજે રોકતાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે હવે હાથ ચઢયા કયાં જાવ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૩

---

૧ પીચકારી=પાણી ખેંચી ઉડાડવાનું યંત્ર. ૨ કુમકુમ=કુકમ, કંકુ. ૩ રસબસ=રસથી પુર્ણ, રસમય. ૪ ધીર=ભરોસો, સાખ, પતીજ. ૫ ફગવો=હોળીમાં રંગ છાંટી ભેટ લેવાનો કર.

ઘણે દહાડે આવ્યા છો હાથમાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે આજ કરીએ હમારો ભાવ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૪
જલ જુમનાંમે ઝીલતાંરે[1], નંદલાલ કુંવર હો;
હાંરે ચોરી લીધા હમારા ચીર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૫
કરગરતાં[2] અમો કામનીરે[3], નંદલાલ કુંવર હો;
હાંરે અમો જલમાં ઉઘાડે શરીર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૬
મુગટ કુંડલ ઉતારી લીધાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે ગુંથી ફુલ ભરીને વેણુ[4], જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૭
ચોળી[5] પહેરાવી ચુંદડીરે[6], નંદલાલ કુંવર હો;
હાંરે કુકમની કરી છે આડ[7], જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૮
સેંથો[8] તે પુર્યો સીંદુરનોરે, નંદલાલ કુંવર હો;
હાંરે ચોખા ચોઢયા લેલાટ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૨૯
હાથનાં તે પાંચા પીળીયાંરે,[9] નંદલાલ કુંવર હો;
હાંરે કાજળ[10] સાર્યાં નેણ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૦
સોલે સણગાર પેહેરાવીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે જુવો જુવો કન્યાનું રૂપ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૧
મુગટ કુંડલ રાધાએ ધર્યાંરે, નંદલાલ કુંવર હો;
હાંરે નારી કીધી તે કૃષ્ણ સ્વરૂપ,જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૨
હરિ હળધર[11] તાંહાં જોઇ રહ્યારે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં કોઇનું ના ચાલે જોર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૩
એવું કૌતક કીધું કામનીરે, નંદલાલ કુંવર હો;
હાંરે પ્યારી કીધી તે નંદકીશોર,જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૪
વર કન્યા પરણાવીએરે, નંદલાલ કુંવર હો;
હાંરે સખી સૌ મળી કીધો વિચાર,જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૫

---

૧ ઝીલતાં=જળ ક્રીડા કરતા, નહાતા. ૨ કરગરતા=ઘણીજ ગરીબાઇથી રડવા સરખું મોં કરીને કાલાવાલા કરતા. આણુજી કરી દાઢીમાં હાથ ઘાલતા. ૩ કામની=ઇશ્ક કરનારી સ્ત્રી, પ્રેમાળ સ્ત્રી, પ્યારી. ૪ વેણુ=ગુંથેલો ચોટલો. ૫ ચોળી=કાંચળી, કાપડું. ૬ ચુંદડી=ભાતવાળું રેશમી લુગડું, ઘાટડી, ઘરચોળું. ૭ આડ=ચંદ્રાકાર ચાંલ્લો. ૮ સેંથો=કપાળે કાંસકીથી સીધો લીટો કરવો. ૯ પીળીયાં=રંગ્યા. ૧૦ કાજળ=મેંશ, કાળું અંજન.
૧૧ હળધર=બળરામ, કૃષ્ણના મોટાભાઇ.

એવું લગન ઠરાવો વસંતનુંરે[1], નંદલાલ કુંવર હો;
હાંરે એવો વનમાં કીધોરે વિચાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૬
નંદ જસોદાની બેટડીરે, નંદલાલ કુંવર હો;
હાંરે વરસે[2] બ્રખુભાંણ કુમાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૩૭
મંડપમાં પધરાવીયાંરે, નંદલાલ કુંવર હો;
હાંરેતાંહાંફુલનીઆરોપીવરમાળ[3],જુમનાંનાતીરમેનંદલાલ કુંવરહો. ૩૮
છેડાગાંઠણુ[4] ગાંઠીયાંરે, નંદલાલ કુંવર હો,
હાંરે સામાસામીછાંટે અબીલગુલાલ,જુમનાંના તીરમેનંદલાલકુવરહો. ૩૯
તાંહાં વેદવીધી[5] બ્રહ્મા ભણેરે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં ફગવાનો જમેરે કંસાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૦
તાલ વગાડે તારૂણીરે[6], નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં વરકન્યા રંગ ઝકોર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૧
સમો વરતે સાવધાનરે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં મંગળ વરત્યા ચાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૨

રાગ ધોળ.

હાંજી તમો સાત સોહાગણ આવોરે,હાંજી તમો ખાંધે ધોતલીયાં સોહાવોરે.
હાંજી તમો વરકન્યાને વધાવોરે, હાંજી તમો સાત સોપારીઓ લ્યોનેરે.
હાંજી તમો અખંડ આશીશ દયોનેરે,હાંજી તમો સદાસોભાગ્યવંતી[7]કહોનેરે.
હાંજી તમો દધીઘૃત ગોરસ લુટયાંરે, હાંજી તમો વરકન્યા પરણીને ઉઠયાંરે.

ઢાળ.

એવું કૌતક જોવાને દેવતારે, નંદલાલ કુંવર હો;
હાંરે આવ્યા બેસીને વૈમાન, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૩
તે તો પુષ્પની વૃષ્ટી કરેરે, નંદલાલ કુંવર હો;
હાંરે તાંહાં સુરીનર[8] કરેરે ગ્યાન, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૪

---

૧ વસંતનું=વસત પંચમીનું (માહા સુદી પંચમીનું.) ૨ વરસે=પરણશે, લગન કરશે. ૩ વરમાળ=વરને કન્યા જે ફુલહાર પહેરાવે છે તે, હસ્ત મેળાપ કરાવી વર કન્યાના કંઠમાં જે સુતરની આંટી નાખવામાં આવે છે તે. ૪ છેડાગાંઠણુ=જે લુગડાવતી વરકન્યાના લુગડાને ગાંઠ વાળે છે તે લુગડું. ૫ વેદવીધી=આર્ય પ્રજાના ધર્મ પુસ્તકમાં લખેલી પદ્ધતિ, શાસ્ત્ર પ્રમાણ. ૬ તારૂણી=જુવાન સ્ત્રી, તરણી. ૭ સોભાગ્યવંતી ( સોભાગવટી )=સૌભાગ્યવટી, સોવાશણ, સધવા, સુવાસિની. ૮ સુરીનર=દેવ, દેવ જેવા સારા સંત માણસ.

એક સખી તાંહાંથી સંચરીરે,[1] નંદલાલ કુંવર હો;
હાંરે ચાલી આવી નંદભોવન, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૫
જાંહાં બેઠાં છે જસોમતીરે, નંદલાલ કુંવર હો;
હાંરે બાઇ જુવોને તમારા જીવન, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૬
જસોદા તમારે સંપત[2] નહીરે, નંદલાલ કુંવર હો;
હાંરે વર મલીયો કન્યા જોગ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૭
જસોદા તમારી બેટડીરે,[3] નંદલાલ કુંવર હો;
હાંરે અમે દીધું છે કન્યાદાંન,[4] જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૮
ત્યારે સામાં તે આવ્યાં જસોમતીરે, નંદલાલ કુંવર હો.
હાંરે જુવો જુવો કુંવરનાં કામ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૪૯
વીસ્મય[5] તે પામ્યા જસોમતીરે, નંદલાલ કુંવર હો.
હાંરે ઘણું લજ્જા પામ્યા શ્યામ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫૦
કન્યાનું રૂપ બનાવીયુંરે, નંદલાલ કુંવર હો.
હાંરે જુવે છે જસોદા માત, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫૧
ફગવો તે લ્યો મન ભાવતોરે, નંદલાલ કુંવર હો.
હાંરે છોડો છોડો કુંવરનો ખ્યાલ[6], જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫૨
ફગવો આપી છોડાવીયારે, નંદલાલ કુંવર હો.
હાંરે ઘણું હરખ પામી વ્રીજનાર, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫૩
કાલે તે રમવાને આવજોરે, નંદલાલ કુંવર હો.
હાંરે કહે સૌ સુંદરીનો સાથ, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫૪
વસંત લીલા જોઇ રહ્યાંરે, નંદલાલ કુંવર હો.
હાંરે તાંહાં નરસૈંયો બલજાય, જુમનાંના તીરમે નંદલાલ કુંવર હો. ૫૫



૧ સંચરી=ગઈ, ચાલતી થઈ. ૨ સંપત=પૈસોટકો, ધન, દોલત, આજીવીકાનું સાધન ૩ બેટડી=બેટી, દિકરી, છોકરી, છોડી. ૪ કન્યાદાન=શાસ્ત્ર વીધીપુર્વક કન્યાનું દાન કરવું તે. ૫ વીસ્મય=આશ્ચર્ય અચંબો. ૬ ખ્યાલ=કેડો, પુંઠ.

# રામનવમીના સમાનાં કીર્તન.

## શ્રી રામજીના જન્મ સમાનાં પદ.

રાગ સારંગ.

પદ–૧.

રામ લીયો અવતાર, અયોધ્યામે રામ લીયો અવતાર;
ચૈત્ર માસ નૌમીં અજુઆરી, ભઇ દપોરી વાર. ટેક.
પુરણબ્રહ્મ કીરપા કરી પ્રગટે, આયે દશરથ દ્વાર;
જનમ લીયો ભગતનકે કારણ, ભોમી ઉતારણ ભાર. અ૦ ૧
પુરકી વધુની[1] સબ ઉઠી ધાઇ, નવનીધ[2] ધરી સણગાર;
નાચત મગન ભઇ સબ સુંદરી, ગાવત મંગળ ચાર. અ૦ ૨
ઢોલ દદામા[3] ઝાલર[4] બાજે, શંખ શબ્દ બોહોતાર;
ચઢી વૈમાન સુર કૌતુક આએ, બરખત કુસુમ અપાર. અ૦ ૩
લે લે દુબ ધરત માગન જન, ઠાડે ઘરકે બહાર;
હીરા વાર દેત રઘુપતિપર, ભરી ભરી કંચન થાળ. અ૦ ૪
કંચનમણી ગઉદાન દ્વીજનકુ, દેત બોહોત પ્રકાર;
જાચુક સબહી અજાચક કીને, કરત ન લાગી વાર. અ૦ ૫
કૌશલ્યાજીકો ધન્ય જીવન, ધન્ય દશરથકો આધાર;
ભગત જનકે કલપતરૂ[5] હે, રઘુપતિ રાજ કુમાર. અ૦ ૬
તીન લોક ઓર ભોવન ચતુરદસા, ગાવત સુજશ અપાર;
તુલસીદાસકુ ભગ્તી દાન દયો, પુરણ સદારે ભંડાર. અ૦ ૭

પદ–૨.

રામ લીયો અવતાર, અયોધ્યામે રામ લીયો અવતાર;
પ્રગટે ભયે ભુમી ભાર ઉતારણ, કારણ કુળ આધાર. ટેક.
દશરથ રાજકાજ સબ સારણ, તારણ તરણ મોરાર;
કૌશલ્યા સુત અદભુત સુંદર, નૌતમ રૂપ અપાર. અયોધ્યામે. ૧

---

૧ વધુની=સ્ત્રી, જુવાન બાયડી, બૈરી. ૨ નવનીધ=નવી નવી જાતના, જુદીજુદી ભાતના. ૩ દદામુ=લડાઇની સ્વારીમાં સૌથી આગળનું જે નગારૂં તે, મોટા ડમકો. ૪ ઝાલર=મોગરીથી વગાડવાનુ ઘડિયાળ. ૫ કલપતરૂ=(કલ્પતરૂ) ઇચ્છેલું આપે તેવું.

ચૈત માસ શુભ દીન નૌમી, પક્ષ ઉત્તમ ઉજીઆર;
મધ્યાન સમે માહા મોહો ઓચ્છવ,માહા મંગળ શુભવાર. અયોધ્યામે. ૨
કરત વીલાસ દાસ સબ મીલકે, ખેલત ગએ દરબાર;
દુધ દહીં હળદરસુ રોલત, ઢોળત હે નર નાર. અયોધ્યામે. ૩
દાન માન જાચક જન પાવત, ગાવે બધાઇ વીહાર;
જે જે દેવ જગત ગુરૂ સ્વામી, સુરદાસ બલીહાર. અયોધ્યામે. ૪

પદ—૩.

ભાગ્ય સોહાગ ભરી, અયોધ્યા ભાગ્ય સોહાગ ભરી;
કાહા વરણુ કછુ પાર ના હોસી, જેસી અવધપુરી. ટેક.
જનમ લીયો રઘુબીર જાંહાં, તાંહાં કછુ કહી ન પરી;
ધન્ય તે જનને જે પુરમે બસત હે, રહેત હુલાસ કરી. અયોધ્યા. ૧
દુઃખ દાલીદ્ર નહીં કોઇ પુરમે, ધરમકી ધરત ધરી;
સરજ્યુ તીર નીર અતી નીરમળ, ઝલહલ જોત ભરી. અયોધ્યા. ૨
વસુદેવ સુત અદભુત પ્રગટે, ધન મથુરાં નગરી;
પ્રેમાનંદ પ્રભુ પ્રગટે અયોધ્યા, પુરણ કામ કરી. અયોધ્યા. ૩

પદ—૪.

પ્રગટ ભએ હે રામ, અયોધ્યામે પ્રગટ ભએ હે રામ;
હત્યા તીન ગઇ દશરથકી, સુનતહી મનોહર નામ. ટેક
બંદીજન સબ દ્વારે ગાવત, કરત મધુર ધુની ગ્યાન;
સુરનર મુની સબ કૌતુક[1] દેખે, રઘુવર રૂપ નીધાન. અયોધ્યામે. ૧
જેજેકાર ભયો ત્રીભોવનમે સંતનકે અલીરામ;
પ્રેમાનંદ પ્રભુ બલીહારી, સબ સુખ પુરણ કામ. અયોધ્યામે. ૨

પદ—૫.

બાજત આજ વધાઇ, અયોધ્યામે બાજત આજ વધાઇ;
ગાવત મંગળ કરત કતોહલ, પ્રગટ ભયે રઘુરાઈ. ટેક.
દશરથ ભુપ આનંદ ભયોહે, રહેસી સબે લોક ગાઇ;
સુર વૈમાન ચઢી કૌતુક આએ, બરખા પુષ્પ કરાઇ. અયોધ્યામે. ૧

૧ કૌતુક=આશ્ચર્ય, નવાઇ, ટીખળ, મજા.

રઘુપતિ તીલક તીલક ચીંતામણી,[૧] સબહનકે સુખદાઇ;
સુરદાસ કછુ કેહેત ના આવે, પરમ ભગત નીધી પાઇ. અયોધ્યામે. ૨

પદ–૬.

અયોધ્યા પ્રગટે રામ, આજ અયોધ્યા પ્રગટે રામ;
દશરથ વંશ ભયો કુળદીપક, શીવવીરંચી પાયો વીસરામ. ટેક.
ઘેર ઘેર મંગળ ચાર વધાઇ, મોતીઅન ચૉક નીજધામ;
પ્રેમાનંદ દાસ તેહી અવસર, બંદીજનકે પુરે કામ. આજ૦ ૧

પદ–૭.

બાજત કાહા બધાઇ, નગરમાં બાજત કાહા બધાઇ;
ગરભ ઉદે કૌશલ્યા માતા, રામચંદ્ર નીધી પાઇ. ટેક.
રૂષિ બુઝે કૌશલ્યા માતા, કેસો જનમ ગોસાંઇ;
નૌમી સોમવાર તિથિ નીકો, ચૌદ ભોવન બડાઇ. નગરમાં૦ ૧
બ્રાહ્મણ વેદ પઢે અતી નીરમળ, રૂષિ અભિષેક[૨] કરાઇ;
દ્વારે ભીડ ભઇ દશરથકે, સામવેદ[૩] ધુની ગાઇ. નગરમાં૦ ૨
ઘેર ઘેર મંગળ ચાર, સાથીયો મોતીઅન ચૉક પુરાઇ;
નોહદ રાજ રામકો નીકો, સુરદાસ જાંહાં પાઇ. નગરમાં૦ ૩

પદ–૮.

રઘુવંસી દુલો ગાઇએ હો, હો ગાઇએરે, જાનકી જીવન રામ ટેક.
આજ વધાઇ દશરથકે ઘેર, પ્રગટે જુગદાધાર;
જનમ જનમ અવતાર લીયો હે, સબ સંતનકે સુખકાર. રઘુવંસી.૧
ઘેર ઘેરથી દેખન ચલી હો, સબ સખીયન ધરી સણગાર;
કનકથાળ લેઇ કામની ચલી હો, દશરથકે દ્વાર. રઘુવંસી.૨
ધન નગરી અજોધ્યા પુરી હો, ધન નૌમીની રાત;
ધન્ય ધન્ય કુળ પાવન કીયો હે, ધન્ય ધન્ય કૌશલ્યા માત. રઘુવંસી.૩
પઢતહી બેદ બીમલ જશ ધુની હો, મુનીજન દેત આશીશ;
મન કર્મે વચને એહી કેહેત હે, હરી જીવો કરોડ વરીસ. રઘુવંસી.૪
હરીજન હરીજન હરખ ભરે હે, અસુરાં કુલ ત્રાસ;
ભુમી ભાર ઉતારણ વાહ્યો, કેહેત ગદાધર દાસ. રઘુવંસી.૫

૧ ચીંતામણી=સ્વર્ગનો મણી (એવું કહેવાય છે કે જેની પાસે એ મણી હોય તેને જે જોઇએ તે મળી આવે છે) ૨ અભિષેક=દેવ અથવા નવા રાજા ઉપર મંત્ર ભણતાં પાણીની ધારા કરવી તે, તખ્તનશીન કરવું તે, સ્થાપન કરવું તે. ૩ સામવેદ=ત્રીજો વેદ.

# શ્રી કૃષ્ણજીના જન્મ સમાનાં કીર્તન.

(જન્માષ્ટમીની વધાઇઓનાં પદ.)

## શ્રાવણ વદી ૮.

રાગ કેદારો.

પદ–૧.

દેખ હો વસુદેવ,[૧] હરિ મુખ દેખ હો વસુદેવ;
કોટ કામ સ્વરૂપ સુંદર, કોઇ ન જાંણે વાકો ભેવ. ટેક.
પ્રથમ આઠો માસ ભાદો, રોહીણી[૨] અંધીઆર;
વસુદેવકે ઘ્રહે પ્રગટે પુરણ, કૃષ્ણજી અવતાર. હરિ મુખ. ૧
જાકે ચાર ભુજા[૩] ચાર આયુધ,[૪] નીરખીલે નરતાંય;
અજહુ મન પરતીત નાહીં, મોહે નંદ ઘ્રહે લે જાય. હરિ મુખ. ૨
ઝડત તાલા પડત પાલા, ખોલે સબહી દ્વાર;
બંધ બેડી સબે છુટી, કહો કોણ વિચાર. હરિ મુખ. ૩
શ્વાન[૫] સુતે પોહોર પોઢે, નીંદ્રા આઇ ગ્રેહ;
રાત અંધારી વીજ ચમકે, સંગન બરખે મેહ. હરિ મુખ. ૪
શેષ આગે સીંધ પીછે, વહેત જુમનાં પુર;
નાસી કાલો નીર વાઢો, પાર પેલે દુર. હરિ મુખ. ૫
શ્રી કૃષ્ણે હુંકાર દીનો, પાયો જુમનાં ભેવ;[૬]
પરસ[૭] જુમનાં પાર[૮] દીનો, ઉતરે હો વસુદેવ. હરિ મુખ. ૬
બાવાનંદસુ[૯] જાય કહીયો, સુણત હો વસુદેવ;
કેહેત કબીર સુત જાંણુ અપનો, બહોત કીજે સેવ. હરિ મુખ. ૭

---

૧ વસુદેવ=શ્રી કૃષ્ણ ભગવાનના પિતાશ્રી (દેવકીજીના પતિ) (**વાસુદેવ=શ્રીકૃષ્ણ ભગવાન**). ૨ રોહીણી=ચોથું નક્ષત્ર. ૩ ભુજા=ખભાથી આગળીના નખ સુધીનો ભાગ, કર, બાહુ. ૪ આયુધ=હથિયાર (ચાર આયુધ [૧]શંખ, [૨]ચક્ર, [૩]ગદા અને [૪]પદ્મ.) ૫ શ્વાન=કુતરો. ૬ ભેવ=ભેદ, મર્મ. ૭ પરસવું=અડકવું, સ્પર્શ કરવો. ૮ પાર=ચાલીને જવાય તેવો નદીનો પાણીવાળો ભાગ તે, કાંઠો, કિનારો. ૯ બાવાનંદ (નંદબાવા)=ગોકુળના ગોવાળીઆનું નામ છે કે જેને ઘેર શ્રીકૃષ્ણ ભગવાન ઉછેરાયા (મોટા થયા) હતા.

પદ-૨.

દેખ નૈન અઘાય, હરિ મુખ દેખ નૈન અઘાય;
માત પિતાકે બંધન છુટે, આએ વૈકુંઠ રાય. ટેક.
જાગે વસુદેવ પોળ ઉઘાડી, મંદીર દેખ્યો ઉજાસ;
જોત ઝગમગ[1] શામ ઘન તન, નખ કોટ ભાણુ પ્રકાશ. હરિ૦ ૧
શંખ ચક્ર ગદા પદમધારી, ભ્રગુ લંછન ભુજા ચાર;
સોડસ ચેન સોહામણાંરે, પદ શોભા અનંત અપાર. હરિ૦ ૨
શીર મુગટ કુંડળ કર્ણુ[2] ઝળકે, કૌસ્તભમણી ઉર દામ;
સકળ ભુષણુ અંગ સોહીએ, પીતાંબર ઘનશ્યામ. હરિ૦ ૩
માતા પિતા મન મોદ પાયે,[3] ઠર્યું રૂદીઆ નેન;
કરી પરણામ વસુદેવ બોલે, નાથ ઓચરો વેણુ. હરિ૦ ૪
ધરી ધરીયો ધ્યાન ધરીયો, દુઃખ તજો પિતા ઓર માત;
મેરે કારણુ સંકટ પાયો, વેગે છોડાવું તાત. હરિ૦ ૫
કૈંસ મારૂ ભય નીવારૂં, તુમ સુણુ હો વસુદેવ;
ઉગ્રસેનકુ[4] રાજ દેઉ, કરૂ તમારી સેવ. હરિ૦ ૬
પિતા વચન એ સત્ય માનો, મોહે ગોકુળ દો પોહોચાય;
જસોમતી જનમી જોગમાયા[5], સો આંહાં લેઆય. હરિ૦ ૭
અરધ રજની વાર લાગી, મેહ બરખ્યા હોય;
જાતાં જાતાં પોળિયાં[6], અતી દુઃખ દેવે મોહે. હરિ૦ ૮
તાત ત્રાસ ના માનીયે, તુમ સુણો વચન હમાર;
રક્ષા કરહુ સકલ ઠોરે, ઉઠો સોચ નીવાર. હરિ૦ ૯
વચન સુણુત વસુદેવ ઉઠે, હરિ ભયે બાળસ્વરૂપ;
વસુદેવ તન ઓછંગલેકે, ચલે જાદવ ભુપ. હરિ૦ ૧૦
પોળિયાં અતી પોહોર પોઢે, ખુલ્લે બાર કમાડ;
રક્ષાકીની શેષ મીલકે, દીની જુમનાં પાર. હરિ૦ ૧૧

૧ ઝગમગવું=ઝગઝગવું, લપલપ થઇ રહેવું. ૨ કર્ણુ=કાન, શ્રવણુ, સાંભળવાની ઇંદ્રિય. ૩ મોદપાયે=(મોદ=આનંદ+પાયે=પામ્યા) આનંદ પામ્યા. ૪ ઉગ્રસેન=કૈંસ અને દેવકીજીના પિતા, મથુરાંનો રાજા. ૫ જોગમાયા=ઈશ્વરી, દેવી, જગતના કારણુરૂપ સૃષ્ટિને ઉત્પન્ન કરનારી ઇશ્વરની મોટી શક્તિ. ૬ પોળિયાં=પ્રતિહાર, દરવાન, પોળની ખડકીએ રહેનાર.

ગોકુળ પહોચે જાય જેસમે, સુત લીયો કંઠ લગાય;
પુત્રી લેકે પિતા વસુદેવ, દીન પહોચે આય. હરિ૦ ૧૨
અરધ રજની વહીત ભઇ, તબ મેહ ઝડ અતીલાય;
બાળક જનમ્યો જાણુ કે, તબ પોળિયે કહયો જાય. હરિ૦ ૧૩
કૈંસ કહે લે આવો અબહી, જાન ન લાવો વાર;
પટક[1] પછાડો શિલા[2] ઉપર, તરત લાવો માર. હરિ૦ ૧૪
કન્યા[3] જાંણી દયા આંણી, લે ગયે ઉનહી ઠામ;
પકડ પછાડત જોગમાયા, ઑચરી તે ધામ. હરિ૦ ૧૫
સુણો અનુચર[4] કૈંસકે તુમ, કહો જઇ નીરધાર;
જન માધો પ્રભુ ગોકુળ પહોચે નિશ્ચે મોહોત વિચાર. હરિ૦ ૧૬

પદ–૩.

રાગ આશાવરી.

જીરે આનંદ વાધ્યો અતી ઘણો, કાંઇ હરખ્યા સુરીનર લોકરે;
જાદવ કુળમાં જાદવ જાયો, માતાનો ટળીઓ શોકરે. ટેક.
વસુદેવ મન વીસ્મય પામ્યા, કારણુ કુંવર આવ્યારે;
દુસ્ટ નીવારણુ સાંકુસ્ટ તારણુ, ગોકુળમાં પધરાવ્યારે. જીરે. ૧
દુંદભી નાદ અંતરીક્ષ થકી વાગે, પુષ્પ વૃષ્ટી તાંહાં થાયેરે;
નરસૈંયાના સ્વામી જસોદા ખોળે, વસુદેવ મુકી જાયેરે. જીરે. ૨

પદ–૪.

જસોદાજીને આંગણીએ, રૂડી સુંદર શોભા દીસેરે;
મુગતાફળના તોરણુ લેહેકે, જોઇ જોઈ મનડાં હીંસેરે[5]. ટેક.
માહાલા માહાલ[6] માનુનીઓ હીંડે, ઉલટ અંગે ન માએરે;
કુમકુમ કેસર ચરચીત અંગે, ઘેર ઘેર ઓચ્છવ થાએરે. જસો૦ ૧
ધન્ય ધન્ય નંદ ભોવનની લીલા, જ્યાં પ્રગટયા પ્રેમાનંદરે;
રંગની રેલે નરસૈંયો નાહે, મન વાધ્યો આનંદરે. જસો૦ ૨

---

૧ પટકવું=ઉંચું કરી જોરથી નીચે નાખવું તે. ૨ શિલા=પત્થરની છાટ, સલ.
૩ કન્યા=પુત્રી, દીકરી. ૪ અનુચર=શેવક, દાસ. ૫ હીંસ=મલકાય, રીઝે, હરખાય.
૬ માહાલા માહાલ=ઠાઠમાઠથી આનંદમા અહીં તહીં હરવું ફરવું, મોજ માણવી.

પદ—૫.

આજ આનંદ નંદતણે ઘેર, માનુનીઓ મળી મંગળ ગાયે;
બાજે તાલ મૃદંગ નફેરી[1], આંગણે મોતી ચૉક પુરાયે. ટેક.
કંચનથાળ ભરી શ્રીફળ સુ[2], વધાવે તાંહાં બ્રીજની નાર;
કુમકુમ કેસર આંગણે છરકીત, મોતીના તોરણ બાંધ્યા દ્વાર. આજ૦ ૧
શ્રાવણ માસ કૃષ્ણ પખવાડી,[3]અષ્ટમી શુભ રોહીણીબુધવાર;
જે જે કાર કરે સુર મુનીજન, બરખે ચંદન કુસુમ અપાર. આજ૦ ૨
હરખ્યા નંદ જસોદા રાણી, જાચકને[4] બહુ આપે દાન;
જીવોજસોદા કુંવર તમારો,નરસૈંઆનાસ્વામીકીરપા નીધાન. આજ૦ ૩

પદ—૬.

નંદ આંગણે નીર ગોખ બાજે, પાંચ શબ્દનો પુર્યો નાદરે;
ધવળ[5] મંગળ અલાપે બાળા, શ્રી ગોકુળમાં પડીયો સાદરે. ટેક.
ઘેર ઘેરથી ગોરસડાં ગોપી, સરખે સરખી ટોળીરે;
દધી[6] કાદવ કીધો નંદ આંગણે, શીરથી ઢોળી ગોળીરે. નંદ૦ ૧
શ્રાવણ માસ આઠમ અંધીયારી, માંહે ભાગ રોહીણીએ કીધોરે;
નરસૈંઆના સ્વામી મધ્ય રેણી સમે, જે જે સુરીનર કીધોરે. નંદ૦ ૨

પદ—૭.

ચાલો સખી આપણ સૌકો જઇએ, રૂડા નંદકુંવરને જોવારે;
મુગતાથાળ ભરી લ્યો સાથે, મંગળ ગ્યાન કરવારે. ટેક.
ધન્ય ધન્ય જસોદા જીવન જાયો, પુરવે માહાતપ કીધાંરે;
પુરણ બ્રહ્મ અપીલોકી જોતાં, મનવંછીત ફળ સીધાંરે. ચાલો૦ ૧
ભગત તણાં સુખ પુરણ કરવા, નારાયણ અવતરીયારે;
કીરપા કીધી નરસૈંયાને, ગુણ ગોવીંદ ઑચરીયારે. ચાલો૦ ૨

પદ—૮.

આજનો દીન રળીઆમણો, જ્યાં પ્રગટ્યા દેવ મોરારીરે;
મોતીના ચૉક પુર્યા અતી સુંદર, મંગળ ગ્યાન ઑચારીરે. ટેક.

---

૧ નફેરી=એક જાતનું વાજીંત્ર. ૨ શ્રીફળ=નાળિયેર. ૩ કૃષ્ણ પખવાડી=જેમાં ચંદ્રની કળા ઓછી થતી જાય છે તે પખવાડીઉં. ૪ જાચક=ભીખ માગી ગુજરાન ચલાવનાર, ભીક્ષુક. ૫ ધવળ=ધોળ. ૬ દધી=દહી.

હરખ્યા નંદભોવન માંહે ઉભા, બહુ વીધી દાન અપાયરે;
કુમકુમ[1] કળશ કામની કર લીધા, ઘેર ઘેર મંગળ થાયેરે. આ૦ ૧
કોટ બ્રહ્માંડનો નાથ કહાવે. તે ગોકુળમાં અવતરીયાંરે;
નરસૈંયાના સ્વામી દુષ્ટ વીડારણ, મુનીજનના મન હરીયાંરે. આ૦ ૨

પદ-૯.

પારણે[2] પોઢયા પરસોતમજી, માતાનો હરખ ન માયેરે;
આનંદીઆ બ્રીજવાસી સહુકો, માનુની મંગળ ગાયેરે. ટેક.
સાવ[3] સોનાનું પારણું, માંહે માણેક મોતી જડીયાંરે;
ચોદશ રતનની કાંતી બીરાજે, ઝાઝે હીરે મઢીયાંરે. પારણે. ૧
હીંડોલે ઉભા હુલાસે, ઘુઘરડી ઘમઘમકેરે[4];
કુંવર કાંહાંન અવલોકી[5] જોતાં, માનુનીના મન હરખેરે. પારણે. ૨
ધન્ય ધન્ય માતા જસોમતીરે, ધન્ય ધન્ય ગોકુળ ગામરે;
નરસૈંયાના સ્વામી અવતરીઆ, પુર્યા મનના કામરે. પારણે. ૩

પદ-૧૦.

રાગ સામેરી.

સાખી.

શીવવીરંચી સુખ ભયો, અસુર ન અસુખ અહંમેવ;
કૈંસરાય કંપીત ભયે, જબ વર પુનીત વસુદેવ. ૧

ચાલ.

અનીહાંરે વસુદેવ જબે સુત જાયો, બાવાનંદકે ગ્રહે પડાયો. ૧
તબ હરખી જસોદારાણી, સુત દેખી સારંગપાણી. ૨
અતી આનંદ મન જીયા આયો, એસો સુત પ્રેમાનંદ પાયો. ૩

સાખી.

પ્રેમાનંદ પ્રગટ ભયે, નંદરાયકે દ્વાર;
સુરનર કાજ સમારવેકુ, વૈષ્ણવ જન આધાર. ૧

ચાલ.

અનીહાંરે હરિકો જાત કરમ સબકીનો, દ્વીજ બોલાએ દાન બહુ દીનો. ૧
જનમ પત્રીકા શ્રવણ સુણાઇ, તબ હરખે પિતા અરૂ માઇ. ૨

૧ કુમકુમ=કંકુ. ૨ પારણું=નાનાં બાળકને માટે લાકડાંનું ઝુલાવાય તેવું બનાવેલું ઘોડીયું.
૩ સાવ=તદ્દન. ૪ ઘમઘમ=ઘમકારાનો પ્રતિ ઘોષ. ૫ અવલોકવું=જોવું, ધારીને જોવું.

સાખી.

હરખે નંદ જસોમતી, હરખે ગોપી ગોવાળ;
આનંદ મન ઑચ્છવ કરે, તાંહાં દધી લાયે બ્રીજબાળ. ૧

ઢાળ.

અનીહાંરે સબ દધી લાયે બ્રીજબાળા, ત્યાં છરકત ગોપી ગોવાળા. ૧
ત્યાં લાલ રંગ અતી ભાવે, બંધીજન બોહોતેક આવે. ૨

સાખી.

બંધીજન અતી બહોત જુરાઇએ, ભયો અરૂણ તરૂણ એક રંગ;
વીવીધી વીધી વાજાં વાજે, તબ બાઢયો અતી ઉમંગ. ૧

ઢાળ.

અનીહાંરે ત્યાં ઉમંગી ઉમંગી જશ ગાવે, તે તો ભવસાગરમાં ના આવે. ૧
એ લીલા હરિ ઉર લાવે, જન માધોદાસ જશ ગાવે. ૨

પદ-૧૧.

પેહેરનકી રત આઈ, પવીત્રાં પેહેરનકી રત આઇ;
હોત ઓછાહ સાજ સબ કરકે, બૈઠે કુંવર કાંહાંનાઇ. ટેક.
પરમ પવીત્ર સબ બ્રીજકી બાલા, માલા અર્પન આઇ;
પ્રેમાનંદ દાસકો ઠાકોર, ગોવરધન સુખદાઇ. પવીત્રાં૦ ૧

---

## હીંદોલાનાં કીર્તન.

રાગ સામેરી.

પદ-૧.

સજની આ શોભા રૂડીરે, શામળીઓ ને શામા જોડીરે;
તે તો હરખે હીંદોલે હીંચેરે, વહાલો પ્રેમ મહારસ સીંચે. ટેક.
એક રૂપ રસાળુ ગાએરે, એક વેણુ મધુરી વાહેરે;
ધુમરડી તે ઘાલે ગોપીરે, મરજાદા સઘળી લોપી. સજની. ૧
પીળી પલવટ સુંદર સોહીએરે, તેણે તેજે ત્રીભોવન મોહીએરે;
વહાલો કંઠે બાંહોડી દેતોરે, આલીંગન વારી લેતો. સજની. ૨
તાંહાં વાજાં વીવીધી પેરે વાજેરે, તાંહાં મેઘ ઘટા ઘન ગાજેરે;
લીલાં પીળાં તે અંબર ઝલકેરે, નાચંતાં નેપુર[૧] ખલકે. સજની. ૩

૧ નેપુર=સ્રીના પગનું ઘુઘરાવાળુ ઘરેણું, ઝાંઝર.

શામા સજી સકલ સણુગારરે, ઉર લેહેકે છે મુગતા હારરે;
જોબનમે જુવતી માતીરે, તે તો મધુરે મધુરે સ્વરે ગાતી. સજની. ૪
ગોપીવર કેલ કરાવેરે, જુમનાં ત્રઠ સુંદર ભાવેરે;
તાંહાં મોર કોકીલા બોલેરે, જોતાં નહીં એહેને તોલે. સજની. ૫
વંદ્રાવન વીલસે નાથરે, તેણે મોહ્યા તે સુરનર સાથરે;
બ્રહ્માદીક ભેદ ન જાણેરે, તે તો નીસદીન ગોપી માણે. સજની. ૬
નરસૈંયા તે કેરી વાણીરે, કૃષ્ણે આપી કરૂણા આણીરે;
વહાલે પોત પોતાના કીધારે, મહારસ માંહે તાણી લીધાં. સજની. ૭

પદ—૨.

સજની જુવો નાથ નીહાળીરે, વહાલો વાહે છે વેણુ રસાલીરે;
ઘુમરડી તે હલવે ઘાલેરે, સુખ સાગર મોહન માહાલે. ટેક.
શીર મુગટ મહામણી સારરે, કાંને કુંડળ જોત અપારરે;
વનમાળા[૧] તે ઉરપર લેહેકેરે, તેમ ચૌવાચંદન બેહેકે. સજની. ૧
શામલડી તે સોહીએ સંગેરે, અતી ઉલટ વાધ્યો અંગેરે;
વહાલો હસીહસી રૂદીઆ ભીડેરે, માનુનીઓના મન મથપીડે. સજની. ૨
શામા સરવે સનમુખ ઉભીરે, સણુગાર સકલ શામા શોભીરે;
વહાલો સાન[૨] કરી કરી જુવેરે, જુવતી જનના મન મોહે. સજની. ૩
તાળી તાલ પખાવજ ઘુઘરડીરે, આગળ નાચે છે નારી રૂડીરે;
ઉમંગ્યો રસકૌતક નીહાળીરે, આનંદે અબળા ચાલી. સજની. ૪
ઘુમરડી તે ઘાલે લાંબીરે, પાયે ખલકે કલ્લાં ને કાંબીરે;[૩]
તેને નાદે નેપુર વાજેરે, પરછંદે ધરાદ્રુમ ગાજે. સજની. ૫
વહાલો મરકલડાં[૪] કરી બોલેરે, તેમ તેમ આવીને હીંદોલેરે;
વહાલાને વહાલેરી લાગેરે, માન મુકીને પાયે લાગે. સજની. ૬
નરસૈંયો તે રસમાં માતોરે, ગોપીવરના ગુણ ગાતોરે;
તેતો પામ્યા મહાફળ મોટુંરે, હુંતો ચરણ રેણુ માંહી લોટું. સજની. ૭

---

૧ વનમાળા=ઢીંચણ લગી લટકતી રહે એવી પુષ્પમાળ, ફુલનો મોટો હાર. ૨ સાન=ઇશારત, સમસ્યા, આંખ મચકારો. ૩ કાંબી=સ્ત્રીઓના પગનું રૂપાનું ઘરેણું જે કલ્લાંની નીચે હોય છે તે. ૪ મરકલડાં=મંદહાસ્યવાળા લટકા—મલકાતા મોંના ચાળા.

પદ-૩.

સજની ઝરમર ઝરમર વરસેરે, તાંહાં નાથને નારી વીલસેરે;
લપટાણાં તે અંબર અંગેરે, ઘુમરડી તે વાધી રંગે. ટેક.
અબળાએ અંબોડો વાળ્યોરે, ઉર અંબર અંતર ટાળ્યોરે;
ચતુરાની ચોળી ચળકેરે, નાકે વેસર[1] મોતી ઝળકે. સજની. ૧
જેમ બાદે વીજ ઝબુકેરે, મધ્યે મોર કોકીલા ટહુકેરે;
વાંસલડી તે વહાલો વાહેરે, તેમ નાચે ને ગોપી ગાએ. સજની. ૨
કામા કામ ઘેહેલડી ડોલેરે, માંહે મોહનસુ હસી બોલેરે;
ગોફણી[2] ઘુઘરડી ઘમકેરે, તાળી દેતાં કાંકણ ખલકે. સજની. ૩
હીંચે હીંદોલે વનમાળીરે, વારોવાર વારણાં લે બાળીરે;
ઘાલ્યા કંઠે મુગતાહારરે, મોહ્યા મટકે[3] નંદકુમાર. સજની. ૪
એક ઉભી નાથ નીહાળેરે, એક ચાલીને ચમર ઢોળેરે.
એક ફુલી અંગ ના માએરે, એક ભીડી રૂદીઆ માંહે. સજની. ૫
કરે દેવ દુંદભી નાદરે, શ્રવણે સુણી શામાનો સાદરે;
કરે પુષ્પ વૃષ્ટી અપારરે, મુખે બોલે જે જે કાર. સજની. ૬
નરસૈંયો તે પ્રેમે ભરાંણોરે, શામા સરવેમાં સપરાણોરે;
લીલા જોતાં ત્રપત ના થાએરે, તાલ લેઇને પુઠે ગાએ. સજની. ૭

પદ-૪.

સજની વાંસલડી વાળોરે, રાધા ગોરી ને કાંહાંનડ કાળોરે;
તેને નૈણાં ભરી ભરી નીહાળોરે, સોહે શરદ પુનમ રઢીયાલો. ટેક.
લપટાણા તે અંબર અંગેરે, મન મોહન વાધ્યો રંગેરે;
ભુજ ભીડીને ભામની વહાલેરે, શામા સબલ ઘુમરડી ઘાલે. સજની. ૧
લીલાં પીળાં તે અંબર ઝળકેરે, મુખ જોતાં મોહન હરખેરે;
શીર સોહે રાખડલી રૂડીરે, તાંહાં ફરકે ફુમતડાં જોડી. સજની. ૨
એમ દીસે નંદકુમારરે, પ્રેમદાના પ્રાણ આધારરે;
એની દ્રષ્ટે માહા મોહન બેલીરે, પ્રેમે વાધી છે રંગની રેલી. સજની. ૩

૧ વેસર=નથ, વાળી, વીંટલી. ૨ ગોફણી=સ્ત્રીઓને અંબોડે લટકતું રહે તેવું ઘુઘરીવાળું ઘરેણું. ૩ મટકે=અંગ મરોડના ચાળે, અંગચેષ્ટાએ.

વંદ્રાવન ફુલ્યું અપારરે, તાંહાં પસર્યો પ્રેમ રસાલરે;
તાંહાં ત્રીવીધી પવન અતી વાએરે, ઘન ગરજે ને ઘટા થાએ. સજની. ૪
ઘુઘરડી તે ઘમકે પાયેરે, માંહે નેપુર નાદ સોહાયેરે;
ગોપી કરતી મધુરૂ ગ્યાનરે, કોઇની ન રહી સુધ ને સાન. સજની. ૫
કંઠે બાંહ્ય પરસપર ઘાલેરે, સુખ શામા મોહન મહાલેરે;
તે શોભા કહી નવ જાયરે, વસ કીધા વૈકુંઠ રાય. સજની. ૬
કૃષ્ણ કામનીએ ઉર લીધારે, પ્રભા પ્રેમ પ્રબલ રસ પીધારે;
નરસૈંયાનો મનોરથ સીધ્યોરે, લીલા જોઇને કૃતાર્થ કીધો. સજની. ૭

પદ-૫.

સજની ચાલો જુમનાંરે, વંદ્રાવન કેલ કરે કાંહાંના. ટેક.
હીંદોલે બાંધી હીર દોરીરે, શામળીઓ ને શામા જોડીરે;
હીંદોલે તે બેઉ જનં બેઠાંરે, હુલરાવે સખી સહુ હેઠાં. સજની. ૧
ઘુમરડી તે ઘાલે નારીરે, વચે વચે તે લલના[1] બાળીરે;
ભુજ ગ્રહીને અંગો અંગ ભીડેરે, માનુનીઓના મન મથ પીડે. સજની. ૨
રંગ રૂપ રસાળુ ગાએરે, વચે વેણુ મધુરી વાહેરે;
તાંહાં તાલ મ્રદંગ ઝડ લાગીરે, તાંહાં રમણ રમે બડભાગી. સજની. ૩
તાંહાં લીલા લેહેર લટ લાગીરે, તાંહાં ઝુલે બેહુ પ્રેમ સોહાગીરે;
એવી શોભા વરણી ના જાએરે, કંઠ લાગી અધુરસ પાએ. સજની. ૪
હરિને પુષ્પ પવીત્ર સોહાવેરે, મલી નંદા નંદને ઝુલરાવેરે;
એની લીલાએ સકલજન રાચેરે, તાંહાં નરસૈંયો નીતનીત નાચે. સજની. ૫

સાખીઓ.

યજ્ઞ કર્યો સસરાજી ભુલ્યા, જમાત્ર મોટા જોગી;
તેડું સરખું નહીં તેથી, નવ ગયા ભાંગના ભોગી[2]. ૧
રાઢ લઇ ચાલ્યાં મહીયરમાં, ઉમીયા[3] લેવા લ્હાવો;
શંભુની આજ્ઞા નવ માની, હવે ઝાઝું શું કહાવો. ૨

---

૧ લલના=પ્રેમરસ ભરી નાજુક સુંદર સ્ત્રી, રસિક ને વિલાસી સ્ત્રી.
૨ ભાંગના ભોગી=શીવજી, મહાદેવ, શંકર, શંભુ ૩ ઉમીયા=પાર્વતી, શીવજીની સ્ત્રી.

# શ્રી જીવણજી માહારાજ ભાદરવા સુદી ૫ ને દિવસે સ્વધામ પધાર્યા તે દીવસે વાંચવાનો સમાગમ.

શ્રી ધામ પુનીઆદમાં સકળ સંતનો વીશ્રામ છે. ત્યાં શ્રી જીવણદાસજી બીરાજ્યા છે. હરિ કીર્તન મહા મંગળ થાય છે. વૈષ્ણવ આવી મળ્યા છે. જે કોઇને મહા પરમસુખ ઉપજે છે. સ્નેહ દીન દીન અધીક વાધે છે. ગ્રહે વૈરાગ વીશ્વાસ આવે છે. તમો કીરપાનાથ છો. આત્માને કાઢવા આવ્યા છો.

સાખી.

કબીર કેડે પ્રગટે, જુગમાં જીવણદાસ;
ધજા બાંધી ધર્મ દ્રઢાવીયો[1], જેમ કીંકર[2] પામે ત્રાસ. ૧

વૈષ્ણવજીનો દુહો.

કાંટો હાથ કબીર કે, ત્યાં સકળ ધર્મ તોળીયો;
જપ તપ તીરથ દાંન, ત્યાં મુળે મીંઢો ચોળીયો. ૨

આ ધરમ આદ સનાતન[3] અને સર્વેથી ઉત્તમ છે. ત્રણ લોક એકવીસ બ્રહ્માંડ જોયા, પણ આ ધરમની તોલે બીજા ધરમ આવ્યા નહીં.

સકળ સંત મળી બેઠા છે. ત્યાં કથા કીર્તન થાય છે. પાછલી રાત પોહોર એક રહી તે વેળાએ બે વૈષ્ણવ ત્યાં આવ્યા. વૈષ્ણવ જીવણદાસજીએ તેમનાં દરશણ કર્યાં. બીજા કોઇ દેખે નહીં પણ ગોષ્ટી[4] ચરચા[5] સાંભળે, મહા રૂપનો અંબાર છે હાથમાં લાલ છડી છે. દેહ ગોરી છે, ભરજોબન છે, દાઢી મુછ છે નહીં. તે વૈષ્ણવ

૧ દ્રઢાવીયો=ઠસાવ્યો, સમજાવ્યો. ૨ કીંકર=ચાકર, દાસ, ગુલામ. ૩ સનાતન=જુનો, અસલ, પ્રથમનો. ૪ ગોષ્ઠી=વાતચીત. ૫ ચરચા=વાદવીવાદ, સારી રીતે વાતચીત ચાલવી-ચુંથાવી.

જીવણદાસજી પ્રત્યે બોલ્યા કે " તમોને તેડવા માટે અમે આવ્યા છીએ ત્યાં કબીરજી છે, શંકાજી છે, નામદેવજી છે, સેનીજી છે, ધનાજી છે, પીપાજી છે, અને રોહીદાસજી એ સર્વે છે." એમ તે વૈષ્ણવોએ કહ્યું ત્યારે વૈષ્ણવ જીવણદાસજીએ પુછયું કે " ત્યાં કબીરજી છે ?" ત્યારે તે વૈષ્ણવ બોલ્યા કે " હા ત્યાં કબીરજી છે." એ સાંભળીને વૈષ્ણવ જીવણદાસજી અતી ઘણો આનંદ પામ્યા ને તે વૈષ્ણવ પ્રત્યે બોલ્યા કે " અહીં વૈષ્ણવ બાળગોપાળને[1] આશા ઘણી છે માટે માસ છઠે હું આવીશ " ત્યારે તે વૈષ્ણવ જીવણદાસજી પ્રત્યે બોલ્યા કે "તમો વીના ત્યાં ચાલતું નથી અને તમારી ઘણી વાટ જોવાય છે." ત્યારે વૈષ્ણવ જીવણદાસજીએ કહ્યું કે " વૈષ્ણવોને પ્રણીપત[2] કરીને રામકબીર કહેજો."

એમ અરસપરસ ગોષ્ટી થયા પછી તે વૈષ્ણવ વાઢ્યા.[3] અહી વૈષ્ણવોએ પુછયું " માહારાજ એ ગોષ્ટી કોની સાથે કરી ? નજરે કોઇ આવ્યા નહીં." એટલે વૈષ્ણવ જીવણદાસજી બોલ્યા કે " વૈષ્ણવ તેડવાને આવ્યા હતા, ચાંપ ઘણી કીધી, વાયદો માસ છનો કર્યો."

તે વાયદા પ્રમાણે દીવસ વીસ રહ્યા ત્યારે સર્વે વૈષ્ણવોને તેડાવ્યા તે સર્વે કોઇ આવી મળી બેઠા છે. હરિ કીર્તન અહોરાત થાય છે ખંડીત થતું નથી તે વખતે વૈષ્ણવ જીવણદાસજી બોલ્યા કે " સીધા સામગ્રીની ચાંપ કરો, ખાજાં જલેબી અને કળીનો પ્રસાદ કરો." વૈષ્ણવ સર્વે ટેહેલે લાગ્યા દીવસ અષ્ટમીનો આવ્યો સર્વે કોઇ આવી મળી બેઠા છે. તે વખતે વૈષ્ણવ જીવણદાસજી બોલ્યા.

સાખી.

સતગુરૂ સંદેસો મોકલ્યો, કચ્ચાંબચ્ચાં[4] સબ આવ;
નામ ચીંતામણી જીવણા, જે ભાવે સો પાવ. ૩

બાળ બુઢકુ જીવણા, રામ ભક્તકી આશ;
સુરવીર ભાગી ચલે, દાંતે પકડે ઘાસ. ૪

---

૧ બાળગોપાળ=છોકરાં છૈયાં, બાળબચ્ચાં. ૨ પ્રણીપત=પ્રણામ, કાલાવાલા, આજીજી. ૩ વાઢ્યા=ગયા. ૪ કચ્ચાંબચ્ચાં=છૈયાંછોકરાં.

વૈષ્ણુવ જીવણદાસજી બોલ્યા કે " ભાઇઓ તમોને કોઇ ભોળવે તો ભોળવાસો નહીં. પરમેશ્વર મોરલી મનોહર તે ખરા ને જે બીજા હોય તો બ્રહ્મા વેદ અલગા લઇ જાય. "

દીન પાંચ લીલા ઑચ્છવ થયો વૈષ્ણુવ સર્વે વાર્યા ને ચાર વૈષ્ણુવ ટેહેલ કરવા રહ્યા તેમના નામ. વૈષ્ણુવ એક લાલદાસજી, બીજા ગોપાળદાસજી ત્રીજા નડીઆદા હરીદાસજી ચોથા રૂપા ભગત.

વૈષ્ણુવ જીવણદાસજીની અવધના દીવસ આવી પોહોચ્યા છે તે સમએ સર્વે વૈષ્ણુવ ત્યાં આવી મળી બેઠા છે તે વખતે વૈષ્ણુવ જીવણદાસજીએ પુછયું કે " બાળગોપાળ સર્વે આવ્યા ? " ત્યારે કાંહાંનદાસજી બોલ્યા કે " હા માહારાજ તમારૂં બાળગોપાળ મંડપમાં આવીને બેઠું છે. "

વૈષ્ણુવ જીવણદાસજી કાંહાંનદાસજી પ્રત્યે બોલ્યા કે " મારૂ આસન મંડપમાં કરો કે જેથી હું સર્વે વૈષ્ણુવોનાં દરશણ કરૂં " એમ કહીને વૈષ્ણુવ જીવણદાસજી મંડપમાં પધાર્યા એટલે છેલ્લો અવસર છે એમ સમજી સર્વે વૈષ્ણુવો આવી તેમને ચરણે પડયા.

વૈષ્ણુવોએ વીનંતી ઘણી કીધી કે " માહારાજ હમારી પાળ કરો. " ત્યારે વૈષ્ણુવ જીવણદાસજી તેઓ પ્રત્યે બોલ્યા કે " તમારૂં પાલણ રક્ષા નામદેવ કબીર કરશે ને ટેહેલ કાંહાંનદાસજી પ્રત્યે સોંપીએ છીએ. માટે આ સર્વે વૈષ્ણુવોની પરકંમા કરો એ વૈષ્ણુવ કીરપા કરશે. "

કાંહાંનદાસજી પરકંમા ફર્યા ને પછી વૈષ્ણુવ જીવણદાસજીને પ્રણામ કર્યા એટલે પોતાની કોટમાંની માળા તેમને આરોપી તીલક ધર્યું જે જોઇને સર્વે વૈષ્ણુવોએ કાંહાંનદાસજીને પ્રણામ કર્યા.

ફરીથી વૈષ્ણુવોએ જીવણદાસજીને કહ્યું કે " શામદાસજીને કીરપા કરો એ તમારે ઘેર હોય " ત્યારે વૈષ્ણુવ જીવણદાસજી બોલ્યા કે " ધરમ તો નાદનો[1] છે " એમ કહીને વૈષ્ણુવ જીવણદાસજીએ કાંહાંનદાસજીનો હાથ સાહ્યો ને માળા અંગુઠે ભરાવી ને તીલક અંગુઠે ધર્યા પછી તે માળા શામદાસજીને આરોપી જે જોઇને સર્વે વૈષ્ણુવોએ તેમને પ્રણામ કર્યા.

૧ નાદનો=શબ્દનો.

કાંહાંનદાસજીએ પુછયું કે "મહારાજ કાંઇ કહો છો?" ત્યારે વૈષ્ણવ જીવણદાસજી બોલ્યા.

સાખી.

કેહેનાથા સો કેહે લીયા, અબ કહા કહુ સમજાય;
સંત સેવા કરો જીવણા, રઘુપતિ હોય સહાય. ૫

પછી બોલ્યા કે "રાધાજીના હસ્તમાં તે તો મધ્યસ્થ જલ છે. અવતાર તે તો તરંગ છે, તરંગનો ભંગ છે. જેમ એક ખેલો છે તે અનેક રૂપ ધરી આવે છે પણ વેષ તો ફોક થઈ જાય છે અને ખેલો તે ખરો માટે પરમેશ્વર મોરલી મનોહર જેમને ગોકુળમાં ગૌ ચારી તે ખરા.

શ્રીમુખ સાખી.

ગોકુળમાં વાસો વસું, સુરતે કાજ સરાઉં;
અપણી સુજે[1] જીવણા, મેં બ્રીજ તજી અન્ય ન જાઉં. ૬

બાવા કબીરજીનું વચન.

આદ્ય અંત કાલીંદ્રી તીર, શ્રી વંદ્રાવનકી મીઠી સીર;[2]
સતગુરૂ વચને ધરજો ધીર, નીજ ગુણ ગાવે દાસ કબીર. ૭

વૈષ્ણવ જીવણદાસજી બોલ્યા કે "રાસ અખંડ છે એક નીમીસવાર ખંડીત નથી."

મ્હેતાજીનું વચન.

અખીલ વંદ્રાવન, અખીલ બ્રીજસુંદરી, અખીલ અવનેશ્વર રાસધારી;
અખીલ લીલા રાસ રમણ રંગેરમે, અખીલ મથુરાં ત્રીલોકથેં ન્યારી. ૮

પછી વૈશ્નવ જીવણદાસજી બોલ્યા કે "આ પરથારો નામદેવ કબીરનો છે સ્વામીપણું હોય તો આત્મા પરમેશ્વર પામે નહીં આતો મળીને ગોવીંદગુણ ગાવા છે."

સાખી.

સબકે સતગુરૂ કબીરજી, મમત ન કરો જન કોઇ;
ઓર દુનીયાંકુ જીવણા, સતગુરૂ ઘરકી જોઇ[3]. ૯

૧ સુજે=ઇચ્છા પ્રમાણે. ૨ સીર=છાંયડો. ૩ જોઇ=સ્ત્રી.

સ્વામીથી સાઠ કોસ, કીર્તનીયાથી વીસ;
હરિજનકે હીરદે વસુ, સાધુ જનકે શીશ. ૧૦

બાવા કબીરજીની ગોહાઇ.

કબીર સ્વામા કો[1] નહીં, સ્વામી સરજનહાર;
સ્વામી હોકર બેસહી, તે ઘણો સેહેગો માર. ૧૧

વૈષ્ણવોનો દેસ ભાંખ્યો તેની

સાખી.

કબીર સ્વામી શેવક જ્યાં નહીં, જ્યાં નહીં જપ ઓર જાપ;
ગુણ અવગુણકી ગમ નહીં, જ્યાં નહીં પુન્ય ઓર પાપ. ૧૨

સ્વામીને સ્વામીપણાનો ભાવ વર્તે નહીં અને શેવકને શેવકનો ભાવ રહે નહીં તેનું રૂપ તે એક.

સાખી.

રૂપ રેખ કછુ વપુ[2] નહીં, એસે રઘુપતિ રાય;
એસે હરિજન જીવણા, નામ નીર્મળ જસ ગાય. ૧૩

વૈશ્નવ જીવણદાસજી બોલ્યા કે "જન્માષ્ટમી તથા રામનવમી એ ઓચ્છવ કીરપાનાથના છે માટે દરની[3] કોઇ વાટ જોશો નહીં, આપ આપને પોહોચે તે લાવજો એ મારૂં વચન પાળજો. સર્વ મળીને ગોવીંદગુણ ગાજો."

શ્રીમુખ સાખી.

આપ આપણા તાપણી, તાપત હે સબ કોય;
મીલકર તાપે જીવણા, જો સતગુરૂકી હોય. ૧૪

વૈશ્નવ જીવણદાસજીએ કહ્યું કે "આસન લીંબુએણ તળે કરાવો" બાઇયો સર્વે તેડાવીયો હરમાંબાઇને કહ્યું કે "નાહાવાનું જલ લાવો કે મારૂં સ્વામીપણું[4] ધોઇ નાખું" સર્વે બાઇઓને કહ્યું કે "મારે મુસ્તકે તુળસીદલ[5] મુકો." બાઇઓએ તુળસીપત્ર મુકયું

૧ કો=કોઈ. ૨ વપુ=શરીર. ૩ દર=નોતરૂં, કહેણ, આમંત્રણ. ૪ સ્વામીપણું=ધણીપણું, ઉપરીપણાનો હક, બોજો, જોખમ, જવાબદારીનો બોજો. ૫ તુળસીદલ=તુળસીનું પાંદડું (તુળસી એ વૈષ્ણવ લોકોને માટે હીંદુશાસ્ત્રમાં પવીત્ર ઝાડ ગણેલું છે.)

ત્યારે જીવણદાસજી બોલ્યા કે " હદ વળી છે. " હરબાઇએ પુછયું કે " માહારાજ મારા આયુષ્યની કેટલી વાર છે ?" ત્યારે વૈશ્નવ જીવણદાસજીએ માથે હાથ મુકીને કહયું કે " દીવસ પાંચ દશ પુઠે આવીશું."

વૈશ્નવ જીવણદાસજી બોલ્યા કે " સાહાપુરાની વાડી મોટા ગોપાળદાસજીની છે ત્યાં દહન કરજો[1] તુળસીકયારો બનાવજો. સંતના ધામની જગ્યા છે " વૈશ્નવ કાંહાંનદાસજી તથા હરીભાઇ બોલ્યા કે " માહારાજ તમારૂં વચન છે. "

સાખ.

રઘુવર જ્યાં અયોધ્યા, કાંહાંન ત્યાં ગોકુળ ગામ;
સપ્ત પુરી ત્યાં જીવણા, જ્યાં સંત સંગત વીશ્રામ. ૧૫

વૈશ્નવ જીવણદાસજી આ સાખ સુણીને ઘણો આનંદ પામ્યાં ને કહ્યું કે " વાડી પુનીઆદની રવા[2] રાખજો. " વળી બોલ્યા કે તમારાથી એટલું તો નહીં થાય પણ વસ્ત્ર ઉજળાં મંગાવજો, કીર્તન કથા કરતા ઘેર આવજો. હવે બાઇઓ થાળ લાવો તે કીરપાનાથને આરોગાવીએ. "

સર્વ કોઇ થાળને કાજે ગયાં થાળ પરસાદ લાવીને ચરણે મુકયો તે વૈશ્નવ જીવણદાસજીએ કીરપાનાથને આરોગાવ્યો અને કહ્યું કે " આ પરસાદ ગામે ગામ તીલક તુળસી જ્યાં મારો હીરો હોય ત્યાં પોહોચે " પરસાદ સર્વે વૈશ્નવોને આપ્યો. હાજર હજુર માહા પરસાદ પામ્યા વૈશ્નવ જીવણદાસજીએ સર્વે વૈશ્નવો તરફ ભાળીને રામકબીર કહ્યા ને કહ્યું કે " તમે વીઘન હરણ ગાવ " વૈશ્નવોએ પાંચ ચરણ ગાયાં વૈશ્નવ જીવણદાસજી સ્વધામ પધાર્યા રામકબીર. હરિ કીર્તન માહા ઝકોળ થઇ રહયા છે ત્યાં કાંહાંનદાસજી બોલ્યા કે " આ વેળા ફરી ફરી આવશે નહીં. "

વૈશ્નવોનો દુહો.

બાયાં બીજીવાર, એસો ન આવે દાવડો;
માયા મળશે કાંઇવાર, પણ ન મળે સંત મેળાવડો. ૧૬

[1] દહન કરવું=અગ્નિ સંસ્કાર કરવો તે, બાળવું તે. [2] રવા=કાયમ.



આ પુસ્તકના પ્રસિદ્ધ કર્તા અને તેમનો કુટુંબ પરિવાર.

સાખી.

સંવત સતરસેં સાડત્રીસ, સુદ પંચમી ભાદર માસ;
તા દીન જીવણદાસજી, લીયો સ્વધામ નીવાસ. ૧૭
રસીકજન જીવણ ભયે, કીની ભકિત પ્રકાશ;
નાહાના નીકટ બોલાય કે રાખ્યા ચરણ નીવાસ. ૧૮
ગામ હમારા દરાપુરા, સાંઇ હમારા રામ;
સતગુરૂ જીવણદાસજી, પારેખ ધરીયા નામ. ૧૯

## સમાગમ સંપુર્ણ.

# રાધકાજીના જન્મ સમાનાં કીર્તન.

( રાધા અષ્ટમીના જન્મ સમાનાં પદ. )

## ( ભાદરવા સુદી ૮. )

પદ–૧.

ઘેર ઘેર હોત બધાઇ, બ્રીજમાં ઘેર ઘેર હોત બધાઇ;
પ્રગટ ભઇ બ્રખુભાણ ગોપકે,[1] શ્રી રાધે સુખદાઇ. ટેક.
ભાદો માસ પક્ષ અજુઆરી, દીન અષ્ટમી સુભવારી;
માંહોમાંહે ઓચ્છવ હોત ગોપ ઘ્રહે, મેહેરી મહાસુખકારી. બ્રીજમાં૦ ૧
સીલ સ્વરૂપ ગુણ સુંદરતા, ઉપમા વરણી ના જાઇ;
પરમાનંદ પ્રભુકી જીવન, શ્રી ગીરધર મન ભાઇ. બ્રીજમાં૦ ૨

પદ–૨.

બ્રખુભાણ ગોપપે જાઇએ, ચલો બ્રખુભાણ ગોપપે જાઇએ;
ભાદો માસ ચંદની[2] આઠમ, રાધેકુ હુલરાઇએ. ટેક.
જસોમતી અપને ઘરથેં નીકસી, કોટીએક જુવંતી[3] બોલાઇએ;
બાજત ડુમ નાના વીધી બાજે, મંગળ ચાર ગવાઇએ. ચલો૦ ૧
મધુ[4] મેવા[5] પકવાન[6] મીઠાઇ, કંચનથાળ ભરાઇએ;
સુરદાસ પ્રભુ સબે મન માનો, એહી વાત ઠહરાઇએ. ચલો૦ ૨

---

૧ ગોપ=ગોવાળીઓ. ૨ ચંદની=અજવાળી, ચાંદરણાંવાળી, અજવાળાવાળી. ૩ જુવંતી (જુવતી)=નારી, જુવાન સ્ત્રી. ૪ મધુ=મધ, અમૃત, રસ. ૫ મેવો=ખાવામાં આવે તેવા લીલાં અને સુકાં ફળ. ૬ પકવાન=તળીને બનાવેલો ભોજનમાં ઉંચો પદાર્થ, રાંધેલું અન્ન.

પદ—૩.

બધાઇ મંગળ ચાર, આજ બધાઇ મંગળ ચાર;
મંગળ ગીત ગાવે બ્રીજસુંદરી, મંગળ કોટ અપાર. ટેક.
મંગળ માસ ભાદ્રો પક્ષ અષ્ટમી, મંગળ દીન શુભવાર;
મંગળ પુત્રી જનમી શુભ મંગળ, મંગળ ભાન કુમાર. આજ૦ ૧
મગળ કુમકુમ હાથ બીરાજે, મંગળ તોરણ દ્વાર;
મંગળ દ્વીજવર અતિ આનંદે, મંગળ હેત ઓચાર. આજ૦ ૨
મંગળ દધી ઘ્રત છાંટે છંટાવે, મંગળ કતોહલ બાર;
મંગળ કીર્ત્તી દેહ મન ફુલી, મંગળ સુણી ઉચાર. આજ૦ ૩
મંગળ બરસાણુ અતિ સુંદર, મંગળ હોત હુલાસ;
મંગળ તાલ મૃદંગ નફેરી,[1] મંગળ ગોકુલદાસ. આજ૦ ૪

પદ—૪.

કોણ નાગરી નાર, ઇનમે કોણ નાગરી નાર;
રૂપકો સીંધુ સુખહી બાઢયો, બદત નાહીં ના પાર. ટેક.
અંગો અંગ કાંહાં લો બરણુ, રહી રસના હાર;
પ્રેમ પચી વીધ નાંહી સમારી, રચી હે સાંચે ઢાર. ઇનમે૦ ૧
કોણકે કુળ જનમજ લીનો, નીગમહી[2] ગાવત ચાર;
સુર કેહેસે સુંરી સુનાંઉ, ગએ શીવ રીપુ હાર. ઇનમે૦ ૨

પદ—૫.

બ્રખુભાણ ભયો અભીમાની,[3] અબે બ્રખુભાણ ભયો અભીમાની;
પ્રગટ ભઇ શ્રી કુંવરી રાધીકા, તીનલોક પટરાણી. ટેક.
ઇંદ્રાદીક બ્રહ્માદીક નારદ, હીરદે ધરી રહ્યા ધ્યાન;
નભથે હોત કુસમકી બરખા, પ્રગટીત બેદ બખાન. અબે૦ ૧
ઘેર ઘેરથી ગોપી સબ આઇ, દુધ દહીં લપટાણી;
સુરદાસ નીકે ગુણ ગાવે, બોલ લીએ પેહેચાણી. અબે૦ ૨

પદ—૬.

બધાઇ હે બરસાને, આજ બધાઇ હે બરસાને;
કુંવરી કીશોરી જનમ ભઇ હે, સહુ લોકન બાજ સદાને. ટેક.

૧ નફેરી=એક જાતનું વાજીંત્ર છે. ૨ નીગમ=વેદ. ૩ અભીમાની=અહંકારી, ફુંપદી, મગરૂર.

કેહેત નંદ બ્રખુભાણુ રાયસુ, ઔર બાત કોણ જાને;
આજ ભઇઆ બ્રીજવાસી, હમ સબ તેરે હાથ બેકાને. આજ. ૧
આ કન્યાકે આગે, કોટીક બેટા કોઇ ના માને;
તેરે ભલે ભલો સબહીકો, આનંદ કોણ બખાને. આજ. ૨
છેલ છબીલો ને ગ્વાલ રંગીલો, હરદ દધી લપટાને;
ભુખન બસન વીવીધ પેહેરે તન, ગન તન રાજા રાને. આજ. ૩
નાચત ગાવત મુદીત પરસપર, નરનારી કોઈ ન પેહેચાને;
વ્યાસ રસીક સબ તન મન ફુલે, નિરસ સબે ખીસાને. આજ. ૪

પદ—૭.

રાવરીમે[1] બાજત બધાઇ, આજ રાવરીમે બાજત બધાઇ;
ઢોલ[2] ભેરી[3] સેહેનાઇ નફેરી, ખબર મહાબન આઇ. ટેક.
વે દેખો બ્રખુભાણુ ભોવન પર, વીમલ ધજા ફેરાઇ;
ધુપ લીએ દ્રીજ આએ તબહી, કીરતીએ કન્યા જાઇ. આજ. ૧
નંદ જસોદા ફુલે તન મન, આનંદ ઉર ના સમાઇ;
મંગળ સાજ લીએ બ્રીજ વધુએન,[4] ગાવત ગીત સોહાઇ. આજ. ૨
ચુઆચંદન અગર કુમકુમ, ભાદો કીચ મચાઇ;
વ્યાસદાસ કુંવરી મુખ નીરખત, કુસુમની બરખા બરખાઇ. આજ. ૩

પદ—૮.

શ્રી બ્રખુભાણુ દુલારી,[5] જનમી શ્રી બ્રખુભાણુ દુલારી;
ભાદો માસ શુભ સુખ મંગળ, આઠમ સુદ ઉજીઆરી. ટેક.
પ્રીત રીત જનુની તન ખાકે, સુધા નીધી બદન નીહારી;
રૂપ અવધી સુંદર તાકી સીમા, માનુ સાંચે ઢારી. જ૦ ૧
વરણી ના સકત સકલ અંગ શોભા, નીરખી શારદા[6] હારી;
તીન લોક છબી આ તન ઉપર, વાર ફેર કે ડારી. જ૦ ૨

૧ રાવરીમેં=રાજસભામાં ૨ ઢોલ=ઢમઢમ અવાજ કરનારૂં પોલું ચામડું મઢેલું એક જાતનું વાજીંત્ર, નગારૂં. ૩ ભેરી=નોબત, નગારૂ, પખાજ. ૪ વધુએન=બૈરી, જુવાન સ્ત્રી. ૫ દુલારી=છોકરી, પુત્રી દીકરી. ૬ શારદા=સરસ્વતી, વિદ્યાની અધિષ્ઠાતા દેવી, બ્રહ્માની પુત્રી.

પ્રેમ મુદીત તન દેખન ધાઇ, આઇ આતુર બ્રીજનારી;
આંગણે ભોવન ભીર ભામનીકી[1], સબ ગાવત આય કુમારી. જ૦ ૩
જસોમતી સુણ્યો પ્રગટ કુંવરીકો, મન આનંદ બઢો ભારી;
પઠઇ નોછાવર બીધી બોહોતકે, મુગતા રતન ભરી થારી. જ૦ ૪
વીધી અતિ નીપુન તત્વ માખણ સુ, અપને હાથ સમારી;
ગોકુલમે ગોવાળ લાલકે, એહી પ્રાણપે પ્યારી. જ૦ ૫
ધન બરસાણુ ધન બ્રીજવાસી, ધન બ્રખુભાણુ કીશોરી[2] ;
વ્યાસ દાસ અહી માગત હે, સદા નીરખુ એ જોરી. જ૦ ૬

પદ—૯.

રાવરીમે જે જેકાર, આજ રાવરીમે જે જેકાર;
પ્રગટ ભઇ બ્રખુભાણુ ગોપકે, શ્રી રાધા અવતાર. ટેક.
ઘ્રહે ઘ્રેહેથે ચલી સબ સુંદરી, ગાવતી મંગળ ચાર;
પ્રગટ ભઇ શોભા ત્રીભોવનકી[3] , રૂપ સીલ સુખવાર. આજ ૧
નાચત કુદત કરત કુતુહલ[4] ભીર ભઇ અતિ દુવાર;
પરમાનંદ બ્રખુભાણુ કીશોરી, જોરી નંદ દુલાર. આજ. ૨

પદ—૧૦.

રાગ આશાવરી.

પ્રગટ ભઇ શોભા ત્રીભોવનકી, બ્રખુભાણુ ગોપકે આઇરી;
અદભુત રૂપ દેખી બ્રીજવીનતા, રીઝી લેત બલાઇરી. ટેક.
નાંહી કમલા નાંહી સચી રતી, ઉપમા ઉરના સમાઇરી;
જાકે પ્રગટ ભઇ બ્રીજ ભુખન, ધન પિતા અરૂ માઇરી. પ્રગટ. ૧
જુગ જુગ રાજ કરો દોઉજન, ઇત તુમ ઉત નંદરાઇરી;
ઉનકે મદન મોહનતેરે રાધા, સુરદાસ બલજાઇરી. પ્રગટ. ૨

---

૧ ભામની ( ભામિની )=જુવાન સ્ત્રી, સુંદરી. ૨ કીશોરી=જુવાન છોડી, બાળા, કુમારી, કન્યા. ૩ ત્રીભોવન ( ત્રીભુવન )=ત્રિલોક, (ત્રણ ભુવન-૧ સ્વર્ગ. ૩ મૃત્યુ, અને ૨ પાતાળ.) ૪ કુતુહલ-કૌતક, વિસ્મય, અજબ, નવાઇ.

# શરદ નીશાના કીર્તન.

શરદ[1] નીશાના[2] કીર્તનની સાખીઓ.

મોર મુગટ શીર પર ધરો, અને મુખ મોરલી ધન ઘોર;
વંદ્રારે વનકી કુંજમાં[3], જય જય જુગલ કીશોર. ૧
વંદ્રારે વનસો વન નહીં, અને નંદ ગામસો ગામ;
બંસીવટસો વટ નહીં, શ્રી કૃષ્ણ નામસો નામ. ૨

પદ—૧.

રાગ કાલેરો.[4]

મોર મુગટ ને કરમાં મોરલી, નટવરનો વેષ લીધોરે;
શરદ પુનેમની રજની જોઇને, રમવા ઉલટ કીધોરે. ટેક.
કેસરી તીલક કપાળે કીધાં, ચંદન ચરચ્યો અંગેરે;
પીતાંબરની પલવટ વાલી, કાલી કોર નવરંગેરે. મોર૦ ૧
કાંને કુંડલ નાકે મોતી, તેજ અધુર પર ઝલકેરે;
ગુંજારે ફળનો હાર મનોહર, ઉર અનોપમ લહેકેરે. મોર૦ ૨
બાજુરે બંધ આંગળીએ મુદ્રીકા[5], કટીમેખલા[6] ઘણુ રાજેરે;
ઘુઘરડી ઘમકાર કરંતી, તે માંહે નેપુર[7] વાગેરે. મોર૦ ૩
શોભારે સુંદર શામળીયાની, જોઇ માતાના મન હરખેરે;
ઉલટ[8] અંગે અતીસે વાધ્યો, નેણાં ભરી રૂપ નીરખેરે. મોર૦ ૪
ચકીત થઇને પુછેરે માતા, કુંવર કારણ કહીએરે;
આવુ સુંદર રૂપ ધરીને, કહો વહાલા કયાં જઇએરે. મોર૦ ૫
માતા રજની રમવારે સરખી, તે જોઇ માહારે મન ભાવીરે;
આસોરે માસ શરદની શોભા, રમવાની રઢ[9] લાગીરે. મોર૦ ૬
અમોને ઇચ્છા રમવારે કેરી, જઇને કરીશું રંગેરે;
ગોવાળરે બાલ સખા સૌ ગોપી, રમીસું તેહેની સંગેરે. મોર૦ ૭
વારૂ કહીને માતા લેરે ભામણાં[10], રૂદીયા ચાંપી વરાવેરે;

---

૧ શરદ= ૭ ઋતુ પૈકી એક, આસો ને કાર્તક એ મહિના. ૨ નીશા=રાત. ૩ કુંજમાં=લતાગૃહમાં. ૪ કાલેરો=એક જાતનો રાગ. કાલિંગડો. ૫ મુદ્રિકા=વીંટી. ૬ કટીમેખલા=સ્રીયોનું કમ્મરે પહેરવાનું ઘરેણું, ચપટો કંદોરો. ૭ નેપુર=સ્રીના પગનું ઘુઘરાવાળું ઘરેણું, ઝાંઝર. ૮ ઉલટ=ઉમેદ, હોંસ, આતુરના. ૯ રઢ=લ્હે. ૧૦ ભામણાં=વારી જાઉં, બલીહારી છે એમ જણાવવાને હાથના એક તરેહના ચાળા, ઓવારણા.

રૂમઝુમ કરતા પ્રભુજી પધાર્યા, વંસીવટમાં આવ્યારે. મોર૦ ૮
મણીમય ભોમ રતન પર ચોકી, ઉભા શ્રી વનમાળીરે.
અદભુત રૂપ દેખીને શશી[1] લાજ્યો,એક ચીતે રહયોભાળીરે. મોર૦ ૯
શોભારે સુંદર શામળીયાની, જુમનાં જોવાને ધાઈરે;
ભણે નરસૈંયો અરધીરે રાતે, મોહન મોરલી વાહીરે. મોર૦ ૧૦

પદ—૨.

વંદ્રારેવનમાં વેંણુ[2] વગાડી, ગોપીને ઘેહેવંત કીધાંરે;
વર[3] આપ્યો તે વચન પાલવા, ચીત હરી મન લીધાંરે. ટેક.
એક અંજન[4] વીસારીને આવી, બીજી માગે સીંદુરરે;
જુવતીનાં જુથ[5] મલીનેરે ચાલ્યાં, જાણે સાગરપુરરે. વંદ્રારેવનમાં.૧
પીતાંબરની પલવટ વાલી, કંઠે નવસરી[6] હારરે;
વીછુવાને[7] ઠમકેરે ચાલે, પાયે નેપુરનો ઝમકારરે. વંદ્રારેવનમાં.૨
રતન જડીત રાખલડી[8] રૂડી, ઝાલ ઝબુકે[9] કાંને રે;
રાતારે દંત અધુર મુખ ઓપે, ગોપી ને ગોવાળરે. વંદ્રારેવનમાં.૩
હરખેરે આવ્યાં હરિનીરે પાસે, વંદ્રાવનમે ઝારરે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, ઉલટ અંગે ન માયરે. વંદ્રારેવનમાં.૪

પદ—૩.

મધરાતે મધુરી અતી વહાલે, તાંહાં વાંસલડી વાહીરે;
કાંમની કાંમ ઘેહેલી થઇને, વંદ્રાવન ભણી ધાઇરે. ટેક.
આભુષણ અવલાં અંગે અબળા, ઘ્રહેવંતાએ સજ્યાંરે;
રેંણી રાસ રમવાને કારણ, જઇ જાદવને ભજીયેરે. મધરાતે. ૧
નૈણાં ભરી નીરખ્યા લક્ષ્મીવર, આનંદ અતી ઘણો પામીરે;
નરસૈંયાના સ્વામીને જોઇને, વ્રહેની વેદના વામીરે.[10] મધરાતે. ૨

૧ શશી=ચંદ્ર, ચાંદો. ૨ વેંણુ=વાંસળી. ૩ વર=આશીર્વાદ. ૪ અંજન=કાજળ, મેંશ, સુરમો. ૫ જુથ=ટોળું. ૬ નવસરી=નવસેરનો. ૭ વીછુવા (વીછુઆ)=સ્ત્રીઓને પગને અંગુઠે પહેરવાનું ઘરેણું ૮ રાખલડી (રાખડી)=સંકટ નિવારણાર્થે હાથે બાંધવાની મંતરેલી દોરી દહાડાવાળી સ્ત્રીને હાથે ગર્ભના રક્ષણને માટે આશીર્વાદ રૂપ જે દોરો પાંચમે સાતમે મહિને (નણંદ તરફથી) બાંધવામાં આવે છે તે. ૯ ઝબુકે=પ્રકાશે, જણાયે, સ્થીર ન દેખાય પણ આતરે આતરે થોડું દેખાય તે. ૧૦ વામી=કમી થઇ.

પદ—૪.

તમો શાને કાજે સહુ કોઇ આવ્યાં, શું છે તમારે કામરે;
પતીવૃતાનો[૧] ધરમ નહીં ગોપી, જાવોની તમારે ધામરે. ટેક.
મોહન કેરાં વચન સાંભળી, નીચું નીહાળે બાળીરે;
મુખ આંગલડી ગોપી મન વીમાસે[૨], શું કહોછો વનમાળીરે. તમો૦ ૧
ગદગદ કંઠે બોલેરે ગોપી, સુણીએ દેવ મોરારીરે;
જો ભુદર હમસુ નહી બોલો, તો તજસુ દેહી હમારીરે. તમો૦ ૨
અંતર પ્રીત જોઇને હરિ હસીયા, રૂદીયા સાથે ભીડીરે;
પ્રેમધરી નરસૈંયો હરખે, જોઈ સરખે સરખી જોડીરે. તમો૦ ૩

પદ—૫.

શા માટે શામળીયા વહાલા, સાંન કરીને અમને તેડયાંરે;
વ્યાકુળ[૩] વિનતા થઇ સરવે અંગે, વેંણુ વગાડી રૂડીરે. ટેક.
આંણી વેળાએ અડધી રાતે, તજીયો કુટુંબ પરીવારરે;
સામો આળ ચઢાવો અમને, નીરલજ[૪] નંદ કુમારરે. શા માટે. ૧
અંતર પ્રીત જોઇને હરિ હસીયા, રૂદીયા સાથે ભીડીરે;
નરસૈંયાના સ્વામી ભલે મલીયા, દીન થયા[૫] કરજોડીરે. શા માટે. ૨

પદ—૬.

વંદ્રાવનમે રચ્યોરે અખાડો[૬], નાચે છે ગોપીને ગોવાલોરે;
તાલ મૃદંગ વાગે વાંસરી, તાન[૭] મીલાવે શામળીયોરે. ટેક.
સુંદર રાત શરદ પુનમની, સુંદર ઉગીયો ચંદોરે[૮];
સુંદર ગોપીને કંચનમાળા, વચમે મરકતમણી[૯] ગોવીંદોરે. વંદ્રા૦ ૧
ઝલકે કુંડળ કનક રાખડી, ઉર[૧૦] મુગતાફળ હારરે;
રૂમઝુમ રૂમઝુમ નેપુર વાગે, મરકલડાં[૧૧] કરતી બાળારે. વંદ્રા૦ ૨
હરખ્યા સુરીનર દેવ મુનેશ્વર, પુષ્પ વધાવે ભરી પલવટીયોરે[૧૨];
જે જે દેવ દેવકી નંદન, નરસૈંયો તાંહાં દીવેટીયોરે[૧૩]. વંદ્રા૦ ૩

---

૧ પતીવૃતા=સાધવી સ્ત્રી, સતી. ૨ વીમાસવું=પશ્ચાતાપ કરવો. પસ્તાવું, પાછળથી ચિંતા કરવી. ૩ વ્યાકુળ=ગભરાયલી, બાવરી, દુઃખી. ૪ નીરલજ ( નીર્લજ્જ ) બેશરમ, અવિવેકી, બે અદબ. ૫ દીન થયા=લાચાર બન્યા. ૬ અખાડો=મેળાવો, ટોળું. ૭ તાન=ગાવાની એક તરેહ, ગાવામાં જે પલટા લેવા તે, ધુન, લેહ. ૮ ચંદો=ચાંદો, ચંદ્ર. ૯ મરકતમણી=એક જાતનો લીલો મણિ, લીલમ. ૧૦ ઉર=છાતી, દીલ. ૧૧ મરકલડાં=મન્દ હાસ્યવાળાં, મલકાતાં. ૧૨ પલવટીયો=પહેરેલા—ઓઢેલા વસ્ત્રનો છેડો વિટાળી જે ગાંઠ બાંધવી તે, ખોબો. ૧૩ દીવેટીયો=મશાલચી.

પદ—૭.

વંદ્રારેવનમાં રમત માંડી, ગોપી ગોવીંદ સાથેરે;
પીતાંબરની પલવટ વાલી, શામા શામી સોહાવેરે. ટેક.
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, પાયે નેપુરનો ઝમકારરે;
એક એક ગોપી ને પ્રતે પ્રતે માધવ, આનંદ વાધ્યો અપારરે. વંદ્રા૦ ૧
મોહન મુસ્તક મુગટ બીરાજે, તે જોતાં મન મોહેરે;
ગોરીસી રાખલડી ઝલકે, કાંને કુંડળ સોહીએરે. વંદ્રા૦ ૨
ખેલ રચ્યો રાધાવર રૂડો, ઉલટ અંગે ન માયેરે;
ધન્ય ધન્ય કૃષ્ણ લીલા રસ પ્રગટે, પુષ્પ વૃષ્ટી તાંહાં થાયેરે. વંદ્રા૦ ૩
અમર[1] આશીશ દે ઉપરથી, ચરણ રેણુને[2] જાચેરે;
નાહાના ભાત વિલાસ જોઇને, મન માંહે અતી રાચેરે. વંદ્રા૦ ૪
સુરીનર મુનીજન મન વિચારે, પાર ના પામે કોઇરે;
ઉમીયા ઇશ્વર કીરપાથી ઉભો, નરસૈંયો રંગ જુવેરે. વંદ્રા૦ ૫

પદ—૮.

વંદ્રારેવનમાં વીલસે[3] વિનતા, મધુરૂ[4] મધુરૂ ગાયેરે;
કંઠે પરસપર બાંહ્ય ડાલીને, શામા શામ સોહાવેરે. ટેક.
અધર[5] અપ્રીત રસપાન કરવા, વહાલે ભીડી અંગેરે;
આલીંગન[6] પરિરંભણ[7] ચુંબન, ઉલટ વાધ્યો રંગેરે. વંદ્રારેવનમાં. ૧
છેલપણે છાંયે સંભાળે, મુખ મરકલડાં કરતીરે;
ભોળી ભામની કંઇ નવ સમઝે, મોહન સંગે રમતીરે. વંદ્રારેવનમાં. ૨
ચપળપણું ચતુરાનુંરે દેખી, રહ્યા નાથ નીહાળીરે;
ભણે નરસૈંયો સુખસાગરમાં, ઝીલે અબળા બાળીરે. વંદ્રારેવનમાં. ૩

પદ—૯.

ઓ વાજે વંદ્રાવન મોરલી, ગોપી ગોવીંદ રાસ રમે;
કેશવ શામ ગૌરણ ગોપી, ભલીરે અનોપમ ભાત બને. ટેક.

---

૧ અમર=દેવ, દેવતા, મરે નહિ તે. ૨ ચરણરેણુ=ચરણરજ, પગે વળગેલી ધુળ. ૩ વીલસે=ગાય, નાચે. ૪ મધુર=કાનને મીઠો લાગે તેવું. ૫ અધર=નીચલો હોઠ.
૬ આલીંગન, ૭ પરિરંભણ } ભેટવું, કોટી કરવી અંગની સાથે અંગ જોડવું.

અજવાળી રાત ઝગમગરે જાએ, નટવરે નાટક રાસરચ્યો;
અબીલ ગુલાલઉડાડેઅતીઅબળા,ચૌવાચંદનકીચમચ્યો. એ વાજે. ૧
પાલવડે ઘુમતડાં ફરકે, નવલ નેહ કરે ખાંધે ધરી;
હસે હસાવે લે કર તાળી, નાચ નચાવે રંગ ભરી. એ વાજે. ૨
શ્રી જુમનાં જલે મુખ ઓળાંસે[1],અતી રસાલ વિનોદ કીયો;
જુમનાં જલ લેઇ આરોગાવે, ચરણ તળાંસે[2] નરસૈંયો. એ વાજે. ૩

પદ-૧૦.

ધન્ય ધન્યરે વંદ્રાવનની શોભા, ધન્ય ધન્ય આસો માસરે;
ધન્ય ધન્યરે શ્રી કૃષ્ણની લીલા, ધન ગોપી રમે રાસરે. ટેક.
સણગટ[3] માંહેથી સાંન કરંતા, માનુની મોહ ઉપજાવેરે;
હળવે અંગ મોડે અતી અબળા, નૈણે નેહ જણાવેરે. ધન્ય૦ ૧
કંઠે કોકીલા શબ્દ ઑચારે, નાંહાંના રંગ મચાવેરે;
મગન થઇ અતી મોહ પામીયાં, ગંદ્રવ ગ્યાન હરાવેરે. ધન્ય૦ ૨
અમરલોકનાં જુથ મલ્યાં તાંહાં, મુનીવર જોવાને આવેરે;
જે જે શબ્દ ઉચાર કરીને, પુષ્પજ લેઇ વધાવેરે. ધન્ય૦ ૩
ધન્ય ધન્ય ગોપી ધન્ય ધન્ય લીલા,ધન્ય ધન્ય રાસમાં માહાલેરે;
સતગુરૂની કીરપા દ્રષ્ટીએ, નરસૈંયો તાલ ઝાલેરે. ધન્ય૦ ૪

પદ-૧૧.

વારેસ માં માતા તુ મુજને, જવા દે જદુનાથ ભણીરે;
રંગ ભરી રાસ રમે રાધાવર, સખીરે સમાણી મલી છે ઘણીરે. ટેક.
પાયે પડી માતા એટલુરે માગુ,હુંતો નંદ તણો નંદલાલ ભજુંરે;
બ્રહ્માદીકને મોહ ઉપજાવે, અમો અબળાનું કોણ ગજુંરે[4]. વારેસ. ૧
ધન્ય ધન્યરે સાહેલી પેલી, જે હરિ હરખે રાસ રમેરે;
હસ્તુરે મુખ હરજીનુરે જોઇને, જનમ તણો ભય તાપ સમેરે. વારેસ. ૨
જે નર કહેસે તે નર વહેસે, પેલા દુરીજનને શીર ડાબો પાયરે;
નરસૈંયાના સ્વામીની સંગે રમતાં, ઉલટ મારે અંગે ન માયરે. વારેસ. ૩

---

૧ ઓળાસે=હાથ ફેરવે, મોં ધુવે. ૨ તળાસે=ધીમે ધીમે ચાપે, દાબે.
૩ સણગટ=ઘુંઘટ, સોડીયું, બૈરાંના પહેરેલા લુગડાનો માથાથી તે કમર સુધી ડાબી બાજુનો ભાગ. ૪ ગજું=શક્તિ, તાકાત, ગુંજાશ, સામર્થ, યોગ્યતા.

# શરદ નીશાનો.

રાગ કેદારો.

પદ–૧.

મોરલી તેં સબનકો મન હર્યો;
પ્રથમહી બ્રીજનાર પ્રાણુકે, જાણે ગીરધર વર્યો. ટેક.
પતિ પુત્ર વીસારે અંબર, ચલી તજી ગ્રેહે ભર્યો;
તબથેં મોપે રહયો ના પરહે, શબ્દ શ્રવન સુણી પડયો. મોરલી૦ ૧
કોયલ રહી ચીતદેઇ સનમુખ, કીરની કાંન મેરો ધ્યાન ધર્યો;
ધ્યાન સોધર રહે દ્રુમવેલી, નાદ ઉરમાં વર્યો. મોરલી૦ ૨
નીકસી દુરથેં સર્પન બીંબઇ[1], કછુ એક બંસી કરો;
તારણ તરણ અસુર ખંડન, સબકો મન હર્યો. મોરલી૦ ૩
મધુપ[2] મોર ચકોર સુસીલા,[3] ઉન હું કો ચીત ફર્યો;
અપનો વૃત વીસાર દીનો, જોગ દ્રઢ વૃત ધર્યો. મોરલી૦ ૪
થકે શ્રીર ચરણ સુરીનર, ધ્યાન તીનહુ ધર્યો;
સુર[4] મોરલી અધુર ધરીને, કામનીકો ચીત હર્યો. મોરલી૦ ૫

પદ–૨.

વાગી જુમના તીર, મોરલી વાગી જુમનાં તીર;
ધુની સુણી બ્રીજનાર નીકસી, બીસર્યો તનકો ચીર. ટેક.
થેઈ થેઇ નફેર વાગે, ઓર રાગ ગંભીર;
ગ્વાલ બાલ સખા સહુ ગોપી, નીરખી શામ શરીર. મોરલી૦ ૧
ચરતહી સબ ધેંન મોહી, વછા તજ રહે ક્ષીર[5];
ઉડતહી પશુ પંખી મોહે, મોહયો સરીતા નીર. મોરલી૦ ૨
શરદ રેંણુ સોહામણી, રાસ રચ્યો જદુવીર;
સુર હરિકો સુજશ સુણી સુણી, રહી ના કુળકી કીર[6]. મોરલી૦ ૩

---

૧ બીંબઈ=રાફડો. ૨ મધુપ=ભમરો. ૩ સુસીલા=નારી. ૪ સુર=સુરદાસજી. ૫ ક્ષીર=દુધ.
૬ કીર=કીર્તી.

# શરદ નીશાના સમાનાં કીર્તન.

## તુલસીદાસજીનો બનાવેલો રાસ.

રાગ સામેરી.

કડવું[૧]–૧.

સાખી.[૨]

તુલસી કહે રંગ ઉપજ્યો, માહારે હૈડે હરખ અપાર;
વેંણુ સુણી વહાલા તણી, હાવે મોહ પામી બ્રીજનાર. ૧

ચાલ.

હાંરે હાવે મોહ પામી બ્રીજનાર, અનીહાંરે, મનમાં કરેરે વિચાર. ૧
હાંરે ચાલો બેની તે જોવા જઇએ, અનીહાંરે, સખી સરવે સાચેરાં થૈયે. ૨
આવી શરદ પુનમની રાત, અનીહાંરે, રમીએ તે વહાલાની સાથ. ૩
કાલીંદ્રી તે જુમનાં પાસ, અનીહાંરે, શામળીયે તે માંડયો રાસ. ૪
હઇડામે હરખ ના માય, અનીહાંરે, જોવાને મનડુ થાય. ૫
મોહન મુખ મોરલી વાગે, અનીહાંરે, તેંની ધુન ગગનમાં ગાજે. ૬
એ તો વેંણુ વાહી વનમાળી, અનીહાંરે, તેંને જોવાને સૌ ચાલી. ૭

કડવું–૨.

સાખી.

જોવારે જાદવરાયને બ્રીજવીનતા સૌ ધાય;
તુલસી કહે રંગ ઉપજ્યો, તાંહાં રંગ ઘણેરો થાય. ૨

ચાલ.

તાંહાં રંગ ઘણેરો થાય, અનીહાંરે, કોને મંદીર ના રહેવાય. ૧
તેંને મુકી તે કુળની લાજ, અનીહાંરે, તે તો ત્રીકમ[૩] તારે કાજ. ૨
એક રોકી રાખી કામ, અનીહાંરે, સૌ પેહેલી તે પોચી શ્યામ. ૩
કોણે ભોળવીયા ભરથાર, અનીહાંરે, કોણે વાહયો તે સૌ વહેવાર. ૪
એક નાહાતી તે ચાલી નાર, અનીહાંરે, તાંહાં લાજ ના રહી લગાર. ૫
એકે અવળી તે પેહેરી ચોળી, અનીહાંરે, મલી ઠામો ઠામની ટોળી. ૬

---

૧ કડવું=એક આખ્યાનનો અકેકો ભાગ, પ્રકરણ. ૨ સાખી=દહોરા જેવી લંબાવીને ગવાતી ટુંકી બે ચરણની કવિતા. પદ અને ગરબીમા પણ પુરવણીમા એ આવે છે. (પુરવણી=વધારો, પરિશિષ્ટ, સાંધણ, પુરણી, ઉશ્કેરણી.) ૩ ત્રીકમ (ત્રિકમ)=(ત્રિવિક્રમ) વિષ્ણું.

કડવું-૩.

સાખી.

આતુર થઇ એ નાર સૌ, મેહેલી કુળનું મામ[1];
કહે તુલસી રંગ ઉપજ્યો, કોઇને હાથ ના લાગે કાંમ. ૩

ઢાલ.

કોઇને હાથ ના લાગે કામ, અનીહાંરે, જોવાને સુંદીર શ્યામ. ૧
ચાલો બેની જોવા જઇએ, અનીહાંરે, આપણે વાદ[2] એકુ ના કરીએ. ૨
કોઇએ અરધી આંજી[3] આંખ, અનીહાંરે, તે તો વાંસલડીનો વાંક. ૩
અવળા સજ્યા સણગાર, અનીહાંરે, મન થોભે નહીં લગાર. ૪
દોડતી તે શ્વાસ ના ખાય, અનીહાંરે, સખી જે જેમ તે તેમ ધાય. ૫
વંદ્રાવન લાગી લાર,[4] અનીહાંરે, જેમ હરણ વછુટી હાર. ૬

કડવું-૪.

સાખી.

સઘળી પોહોચી પ્રેમદા,[5] સહીયર સઘળો સાથ;
કહે તુલસી પછી શું થયું, જઇ નઇણે નીરખ્યા નાથ.[6] ૪

ચાલ.

હાવે નઇણે નીરખ્યા નાથ, અનીહાંરે, વહાલાસુ કરીએ વાત. ૧
મુખ દેખીને મોહજ પાંમા, અનીહાંરે, સહુ વ્રહેની વેદના વામી.[7] ૨
દેખીને દેવ મોરાર, અનીહાંરે, હઇડામે હરખ અપાર. ૩
પ્રભુ રાસ રમાડો હાવે, અનીહાંરે, અમો આવ્યાં તે સહુ ભાવે. ૪
આજે રંગ રમાડો, અનીહાંરે, મને વંદ્રાવન તે લેઇ ચાલો. ૫

કડવું-૫.

સાખી.

મોહન મુખ એમ ઑચરે,[8] નીચુ ભાળે નાર;
કહે તુલસી આ રાસમે, ઓછો અબળાનો અવતાર. ૫

---

૧ મામ=મમતા, માયા, વહાલ. ૨ વાદ=કોઇ બાબતમા નિર્ણયને માટે પ્રશ્નોતરરૂપે જે સંભાષણ થાય તે. નિર્ણય-તારણ માટેનું ભાષણ તે, ચર્ચા, સામસામે તકરાર કરવી તે. ભાંજગડ, કજીયો, ટટો. ૩ આંજી=અંજન કર્યું, મેશનું આખમાં અંજન કર્યું. ૪ લાર=હાર. ૫ પ્રેમદા=પ્રેમ આપનારી સ્ત્રી, સુંદર સ્ત્રી. ૬ નાથ=ધણી, સ્વામી, માલીક, ઉપરી. ૭ વામી=કમી થઇ. ૮ ઑચરે=બોલે.

ચાલ.

ઓછો અબળાનો અવતાર, અનીહાંરે, મુખ બોલે નહીં લગાર. ૧
આતુર થઇને આવ્યા, અનીહાંરે, પણ ભુધરને ના ભાવ્યાં. ૨
કહોને સહીયર શીપેર[1] કીજે, અનીહાંરે, ઘેર જઇ ઉત્તર સો દીજે. ૩
કહોની કેમ જવાએ, અનીહાંરે, તારે નીકળવું નહોતુ ઘેર. ૪
આપણ તે આવ્યાં વન માંહે,અનીહાંરે, એને ના ભાવ્યું મનમાંહે. ૫
આ તન તજવું તે સારૂ, અનીહાંરે, કેહેવાસે સારૂ સારૂ. ૬

કડવું-૬.

સાખી.

ગોપી કહે ગીરીવરધરને, મનમાં મોટી આસ;
તુલસી રીઝયા નાથજી, હાવે રમાડો રાસ. ૬

ઢાલ.

રંગરસીયે તે રમવાને કોડે, અનીહાંરે, સખીયો સૌ લીધી જોડે. ૧
ગોપીના મનની જાંણી, અનીહાંરે, વંદ્રાવન લીલા ઠાની. ૨
રજની તે કીધી ખટમાસ, અનીહાંરે, રમવાને રંગ વિલાસ. ૩
તાંહાં તાલ પખાવજ વાગે, અનીહાંરે, રૂડા સુંદીર શ્યામ બીરાજે. ૪
મુખ મોહનજીનું નીરખી, અનીહાંરે, ગોપી સૌ હૈડામાં હરખી. ૫
હૈડામાં તે હરખજ પાંમી, અનીહાંરે, મને મલીયાં અંતરજામી[2] . ૬

કડવું-૭.

સાખી.

વંદ્રાવનકી કુંજમાં[3] , વાજે વેંણ રસાળ;
તુલસી હરિસુ રાસ રમે, ગોપી ને ગોવાળ. ૭

ઢાલ.

રમે ગોપી ને ગોવાળ, અનીહાંરે, રૂડા દીસે ઝાકમઝોળ. ૧
રૂડા રંગે ભર્યા રણછોડ, અનીહાંરે, ગોપીના પુર્યા કોડ. ૨
અબળા તે થયાં આધીન, અનીહાંરે,મોહ પામ્યા મૃગ ને મીન. ૩
મોહયાં તે વનમે વેલી, અનીહાંરે, ગોપી રમે ગોવીંદ ભેળી. ૪

---

૧ શીપેર=(શી=કેવી+પેર=તજવીજ, ગોઠવણ) કેવી તજવીજ કરીએ, કેવી ગોઠવણ કરીએ.
૨ અંતરજામી=ઇશ્વર, જીવાત્મા. ૩ કુંજ=વેલા વિગેરેથી છવાયેલું સ્થાન, માંડવો, ગુફા.

મોહયા તે નર ને નાર, અનીહાંરે, ત્રીકમનું તેજ અપાર. ૫
મોહી તે રાધા પ્યારી, અનીહાંરે, પ્રેમે તે લેવે તાળી. ૬

કડવુ–૮.

સાખી.

તેજ તમારૂ જોઇને, હૈડે હરખ ના માય;
કહે તુલસી રંગ ઉપજ્યો, માન મુકે સુખ થાય. ૮

ચાલ.

હાંરે માન મુકે સુખ થાય, અનીહાંરે, એવો રાસ રમે જદુરાય[1]. ૧
આવી દેવતા સહુ ભાળે, અનીહાંરે, તાંહાતો ઇંદ્ર વૈમાન ન ચાલે. ૨
કરજોડી રહયાં તે કામા, અનીહાંરે, આધીન થયાં તે વામા. ૩
ત્રીકમનું તે દેખી તાન, અનીહાંરે, મુનીજન તે ચુકયા ધ્યાન. ૪
હાંરે જોવા શંકર આવ્યા ઉઠી, અનીહાંરે, બ્રહ્માની તાલી છુટી. ૫
મોહયાં ધરતી ને આકાશ, અનીહાંરે, મોહયા મોરકલા પરવાસ. ૬

કડવું–૯.

સાખી.

જે જ્યાંહાં ત્યાંહાં સ્થીર રહ્યું, માયા મુકી મોહ;
કહે તુલસી આ રાસ રમે, ત્રપત ના થાયે કોય. ૯

ચાલ.

મોહયાં પશુ પંખી સહુ સોય, અનીહાંરે, મોહયા મોરકલા બહુ જોય. ૧
ગૌવ ધાવતાં વાછરડાં થીર, અનીહાંરે, થંભી રહયાં જુમનાં નીર. ૨
મોહયા શશી સુરજ ને તારા, અનીહાંરે, તે તો થકીત થયારે વિચારા. ૩
મોહયાં માંકલડાં વન માંહે, અનીહાંરે, ઘણુ કુદે ફંદે તાંહે. ૪
મોહ્યું સૌ વંદ્રાવન, અનીહાંરે, ધન્ય ધન્ય જુગજીવન. ૫

કડવું–૧૦.

સાખી.

ધન્ય ધન્ય દીના નાથને, પુરે મનની આશ;
કહે તુલસી શું વરણવું, હરિ રમાડે રાસ. ૧૦

૧ જદુરાય=યાદવપતિ, કૃષ્ણ ભગવાન.

ચાલ.

હાવે હરિ રમાડે રાસ, અનીહાંરે, અબળાની તે પોહોચી આશ. ૧
રૂડા રંગે રમાડો રીતે, અનીહાંરે, પાતલીયા તે પ્રેમની પ્રીતે. ૨
ગોપીને તે લાડ લડાવે, અનાહાંરે, વહાલો એવા બ્રહ્મ જગાવે. ૩
અબળા આનંદમાં ઝીલે, અનીહાંરે, તેના રોમ રોમ[1] અંગે ખીલે. ૪
દેખીને તે લીલા લેહેર, અનીહાંરે, કોઇ જવા ના પામે ઘેર. ૫
અમને લાગ્યાં તે મોહનાં બાંણુ, અનીહાંરે, વીંધ્યાં તે તન મન પ્રાણુ. ૬

કડવુ-૧૧.

સાખી.

વીંધ્યા તન મન પ્રાણુ, સુખ પામે ઘણું સુંદરી;
તુલસી રંગ જામ્યો ઘણો, અંતર ધ્યાન થયા હરિ. ૧૧

ચાલ.

હરિ અંતર ધ્યાન થયારે, અનીહાંરે, ગોપીના પ્રાણુ ગયારે. ૧
મને મેહેલી ગયા માહારાજ, અનીહાંરે, મનમે રહી મોટી દાઝ[2] . ૨
હાવે કેમ કરી રહેવાય, અનીહાંરે, મન આકુળ વ્યાકુળ થાય. ૩
આંસુડાની તે ચાલી ધાર, અનીહાંરે, જાંણે તુટયા મોતીના હાર. ૪
વ્યાકુલ થઇ બ્રીજની નાર, અનીહાંરે, મલવાને જુગદાધાર. ૫
આવ્યાં વંદ્રાવન સુખકારી, અનીહાંરે, દેખીને દુ:ખ પમાડી. ૬
તાંહાં નવ દીઠા વનમાળી, અનીહાંરે, જોઈ ટળવળે[3] બ્રીજની નારી. ૭

કડવુ-૧૨.

સાખી.

ટોલે વલીને ટળવળે, નાથ વીજોગે નાર;
તુલસી રડતાં સૌ ફરે, આવ્યાં વંદ્રાવન મોઝાર ૧૨

ચાલ.

આવ્યાં વંદ્રાવન મોઝાર, અનીહાંરે, અહીંયાં રમતા દેવ મોરાર. ૧
આપણને મેલ્યાં ઉવેખી[4] , અનીહાંરે, તરછોડયાં અવગુણ દેખી. ૨
પેહેલાં તે લાડલડાવી, અનીહાંરે, પછાડતાં દયા નવ આવી. ૩

---

૧ રોમ રોમ=વાળેવાળ, રગેરગ. ૨ દાઝ ( દાજ )=સંતાપ, બળતરા, ચીઢ, ગુસ્સો.
૩ ટળવળે=વલોપાત કરે, ઝંખના કરે, આમ તેમ વલખાં મારે.
૪ ઉવેખી=તરછોડી, અનાદર કરી,

આપણુને ઉવેખ્યાં નાથે, અનીહાંરે, રાધાજી તે લીધાં સાથે. ૪
રાધાએ મોટમ આંણી, અનીહાંરે, હું તો મોટીરે પટરાણી. ૫

કડવુ-૧૩.

સાખી.

રાધા મન મોટમ કરે, તે જાણે દીન દયાળ;
તુલસી રતી એક કહે, તમો વળગો આણે ડાળ. ૧૩

ચાલ.

તમો વલગો આંણે ડાળ, અનીહાંરે, પછી વહી ગયા ગોપાળ. ૧
મોહનજીએ મેલ્યાં રોતાં, અનીહાંરે, રાધા હીંડે વન વન જોતાં. ૨
હરિ કહેતાં ના હૈડું ફાટે, અનીહાંરે, ખોયું કંચન કાચને સાટે. ૩
મેં તો મનમે આણ્યો અહંકાર, અનીહાંરે, ત્યારે તજી ગયા ગોપાળ. ૪
સખી આવી મળી સૌ તાંહે, અનીહાંરે, રાધાજી દીઠા વન માંહે. ૫
તમો હતાં ત્યારે હતી હું વહાલી, અનીહાંરે, વન માંહે મેલ્યાં કેમ ટાળી. ૬

કડવુ-૧૪.

સાખી.

દુઃખ દુઃખની ટોળે મળી, રૂદન[1] કરેરે અપાર;
તુલસી રસની રાધીકા, પ્રાણ તજુ આંણી વાર. ૧૪

ઢાળ.

હાવે પ્રાણ તજુ આંણીવાર, અનીહાંરે, દેખીને દુઃખ અપાર. ૧
એક ગોપી ખાએ ફાંસી,[2] અનીહાંરે, એક સહે તે મનમાં વીમાસી. ૨
એક જુમનાંમે ઝંપલાવે, અનીહાંરે, એક કહે કાંહાં ઘેલી થાએ. ૩
બાઇ પ્રેમ હશે કાંઇ જ્યારે, અનીહાંરે, દીનોનાથ તે મળશે ત્યારે. ૪
પાતળીયો તે પ્રગટ થાય, અનીહાંરે, તેવો કરીએ તે ઉપાય. ૫

કડવું-૧૫.

સાખી.

સૌ સહીયર ટોળે મળી, મન વિચારે વાત;
પ્રેમ વીના ના પ્રગટે, તુલસીનો રસીયો નાથ. ૧૫

---

૧ રૂદન કરવું=રડવું તે, આક્રંદ કરવું. ૨ ફાંસી=ફાસો, સખત દોરીથી ગળાને સીકડી નાંખવું તે.

ચાલ.

હાંરે તુલસીનો રસીયો નાથ, અનીહાંરે, તે તો હેતે આવે હાથ. ૧
બાઇ રાસ રમોને હાવે, અનાહાંરે, દીનોનાથ પધારે ભાવે. ૨
રાધાને કરો રણછોડ, અનીહાંરે, સૌ ગોપી રહોને કરજોડ. ૩
રૂડી રમત રમાડો એમ, અનીહાંરે, દીનોનાથ પધારે તેમ. ૪
આરાધો એકે મન, અનીહાંરે, તો તો આવે જુગજીવન. ૫
હાવે નાટક થઇને નાચો, અનીહાંરે, દીનાનાથને સરવે જાચો. ૬

કડવું-૧૬.

સાખી.

નાટક થઇ નાચે સહુ, પ્રહેભરી પ્રીજનાર;
તુલસીનો સ્વામી રહી ના શકે, તાંહાં પ્રગટે દેવ મોરાર. ૧૬

ચાલ.

હાવે પ્રગટયા દેવ મોરારી, અનીહાંરે, તાંહાં ભેટે ભુધર ને નારી. ૧
સૌ મોતીડે વધાવે, અનીહાંરે, ઘણુ હેત રૂદીયામે આવે. ૨
બાઈ પ્રેમ હતો તો પામી, અનીહાંરે, મને મળીયા અંતરજામી. ૩
અબળાની તે પોહોચી આશ, અનીહાંરે, રાસ[1] ગાયે તુલસીદાસ. ૪
એ હરિ રાધાનો રાસ, અનીહાંરે, સાંભળતાં પોહોચે આશ. ૫
સાંભળે જે નર ને નારી, અનીહાંરે, તે તો છુટે ભવ સંસારી. ૬

સાખીઓ.

કબીર રામનામકે સુમરણે, ઓધરે પતીત અનેક;
રે મન કબહુ ના છોડીએ, રામનામકી ટેક. ૧
જીવણ જોબન રાજમદ, અવીચળ રહે ન કોઇ;
જો દીન જાય સંત સંગમે, જીવણકા ફળ સોઇ. ૨
જુમનાં તીરે જાદવો, સરજ્યું તીરે રઘુવીર;
ગંગા તીરે જીવણા, પ્રગટે દાસ કબીર. ૩
રામ નામકી તલાવડી, તારા તર તર જાય;
મુરખ બિચારા કયા કરે, સંસારમાં ગોથાં ખાય. ૪

---

૧ રાસ=પ્રાકૃત ભાષામાં વીરરસ કાવ્ય. બનેલા બનાવનો રાસડો ( ગરબો )

# અધ્યારૂજીના (ધનરાજ પંડયાના) બનાવેલાં કીર્તન.

## ધનરાજ પંડયાનો[1] (અધ્યારૂજીનો) બનાવેલો ગરૂવા ગણપતિનો રાસ.

પદ-૧.

ગરૂવારે ગણપતિ દેવ મહોદર,[2] વીઘન નીવારણ સ્વામી સહોદર;
ચરણ પ્રણામ કરે સો, હરિ હરિ. ૧
વેણારે પુસ્તક કર આરોપે, હંસ ચઢી કવીની કરની રોપે;
લોપે જડમતી કંદો, હરિ હરિ. ૨
સરસ્વતી દેવી ચરણ શીર નામી, જેહ પ્રસાદ કવીત ગુણ પામી;
સ્વામી ગાઇસુ ગુણ ગોવીંદો, હરિ હરિ. ૩
જેણે સચરાચર[3] જીવ નીપાયા,[4] જલથલ[5] મહીથલ[6] ભોવન[7] સમાયા;
લાહયો મોહ જુવાલો, હરિ હરિ. ૪
પંડ રહ્યો જે જીવ નીહાળે, ઉવાટે જાતાં તેહને વાળે;
ટાળે સેવું સંસારો, હરિ હરિ. ૫
ક્ષેણુ બહુ બ્રહ્માંડ ઘડે ને વીનાસે, આપ વીભુતી ત્રીભોવન વાસે;
હાસ કરે વીનોદો,[8] હરિ હરિ. ૬
કને છે પણ જીવ ન ચાહે, કરમ તણે મદ તેહ ન આરાહે;
બાહે અંતસ કાલો, હરિ હરિ. ૭
અભગતા જનપે[9] કરમ કરાવે, કરમ ભોગવવા દેહી ધરાવે;
શેવક કરમ કશાનો, હરિ હરિ. ૮

---

૧ ધનરાજ પંડયા=(અધ્યારૂજી)એ ગામઠી નિશાળના મ્હેતાજી હતા તેથી તેમને અધ્યારૂજી કહેતા હતા ને તે પોતે પાટણમાં સીદ્ધરાજના દીવાન તરીકેની નોકરી ઉપર હતા તેઓ પાટણમાં કુંભારને ત્યાં પદ્મનાભજી જન્મેલા તેમના શીષ્ય હતા. ૨ મહોદર=મોટા. ૩ સચરાચર=સ્થાવર અને જંગમ, સર્વવ્યાપક, સર્વત્ર, અચલ. ૪ નીપાયા=નીપજાવ્યા. ૫ જલથલ=જલ. ૬ મહીથલ=પૃથ્વી. ૭ ભોવન=મકાન. ૮ વીનોદો=વીનોદ, આનંદ, ખુશીમા હસવું બોલવું તે. ૯ પે=પાસે, કને, (તેના હાથે).

રોમ રોમ બ્રહ્માંડ સમાયા, બ્રહ્માદીક સુનકાદીક ગાયા;
પાર ના પામે તેઓ, હરિ હરિ. ૯

તે સ્વામી પંડ બ્રહ્માંડ સમાણુ, રૂષિ સુર દાનવ નર ન કલ્યાણું;
જાંણે આપે આપો, હરિ હરિ. ૧૦

હરિ સેવે સુખ નીશ્ચલ જાંણો, વણુસંતુ એહ કછુ મન ન આંણો;
આલે અપ્રીત ઢોળો, હરિ હરિ. ૧૧

ઇંદ્રિ ગમતું ચંત નીવારો, રૂદે વચન ક્રમ વિષ્ણુ વિચારો;
પાર હોયે દુઃખ જાલો, હરિ હરિ. ૧૨

મચ્છ રૂપે સંખાસુર માર્યો, સદપણે ભવસાગર તાર્યો;
વાર્યું ભોવન અધરમો, હરિ હરિ. ૧૩

કૌરમ રૂપે મંદીરગીરી[1] સાહ્યો, પસર્યો સુર દાનવ અવગાહ્યો;
ગાહ્યો ક્ષીર સમુદ્રો, હરિ હરિ. ૧૪

પ્રલે સમે જલ ભુમ અવગાહી, આદ વરાહ[2] દાઢા અગ્રે[3] સાહી;
ચાહી ભુવન વીનાસો, હરિ હરિ. ૧૫

હરણાકંસ ભુવન વીદીતો, જેણે સમર્યા ગણુ[4] સુરપતિ જીત્યો;
વીત્યો તે મુની શ્રાપો, હરિ હરિ. ૧૬

પુત્ર હેત મનોરથ સાર્યો, નરસૈં રૂપે નેહર[5] વીડાર્યો;
માર્યો દાનવ રાયો, હરિ હરિ. ૧૭

ઇંદ્રકાજ વર જાગ વીનાસ્યુ, વામન બળ પાતાળ નીવાસ્યુ;
વાસો નીરભે લોકો, હરિ હરિ. ૧૮

ફરશુરામે ક્ષત્રી પતિ મોડયા, રૂષિ વરના અપરાધ વછોડયા;
જોડયા વાડવ[6] લોકો, હરિ હરિ. ૧૯

રઘુકુળ નૃપ અવતાર લીધો, સુરપતિ મન મનોરથ સીધ્યો;
કીધો દેવ પસાયો, હરિ હરિ. ૨૦

દશરથ પરમાનંદ વિચારે, અપુત્રાયુ દુઃખ શોક નીવારે;
ચાર તેને કુળ દીપો, હરિ હરિ. ૨૧

---

૧ મંદીરગીરી=મંદરાચળ પર્વત. ૨ વરાહ=ભુંડ, ડુક્કર, સુવર, ૩ અગ્રે=અણી ઉપર.
૪ ગણુ દેવતા. ૫ નેહર=વાઘ. ૬ વાડવ=બ્રાહ્મણ.

જેહ નામે શ્રુતી પાઠ નીરેપે, સમરણ માત્ર અઘ નાસ ન ટોલે;
બોલે વેદ પુરાણો, હરિ હરિ. ૨૨
રામચંદ્ર તાંહાં દીન દીન વાધે, હેલા દેવ કારજ સરવે સાધે;
આરાધે નીજ ધરમો, હરિ હરિ. ૨૩
લીલા[1] મુનીવર જાગ નીહાળ્યો, દાનવ તણો હરિએ ઉપદ્રવ ટાળ્યો;
વાળ્યો અહલ્યા દેહો, હરિ હરિ. ૨૪
લીલા ત્રીપુર ધનુસ જેણે ભાંગ્યુ, ઘોસ ત્રીભોવન કંપવા લાગ્યુ;
ભાગ્યુ હેલા વીનોદો, હરિ હરિ. ૨૫
ત્રીભોવન ઑચ્છવ હોય નીરંતર, સીતાવર અતી ત્રીભોવન સુંદર;
સુરીનર મન આનંદો, હરિ હરિ. ૨૬
ચાર સહોદર[2] પરણી ચાલ્યા, ફરશુરામ હૈડે અતી સાલ્યા;
હાલ્યા પરવત સઇલો, હરિ હરિ. ૨૭
ફરશુરામે પરમેશ્વર જાંણ્યા, ધનુસ ચઢાવી નીશ્વે આણ્યા;
જાણ્યા એહ સુ સારો, હરિ હરિ. ૨૮
લીલા દેવ અજોધ્યા આવ્યા, વર સુંદર મોતીડે વધાવ્યા;
ભાવ્યા જેમ શશી રૂપો, હરિ હરિ. ૨૯
જનેતા વચન નૃપ બાંધ્યા દેખી, અજોધ્યા તણુ રાજ ઉવેખી;
વેષ લીયો વનવાસો, હરિ હરિ. ૩૦
લક્ષ્મણ સીતા સહીત સનાતન,[3] ચાલ્યા પ્રભુ ચીત્રકોટ ગીરી પાવન;
જનક ગયા સુરલોકો, હરિ હરિ. ૩૧
માતરવંશથી[4] ભરથ તેડાવ્યા, પટાઅભીષેક તેને સંભળાવ્યા;
આવ્યાં જાંહાં શ્રી રામો, હરિ હરિ. ૩૨
ક્રીરપા કરી પ્રભુ નગર પધારો, સ્વામીજી તાતનું રાજ સ્વીકારો;
ભરથ વીને પરબોલે, હરિ હરિ. ૩૩
રામચંદ્ર શીખામણ આપી, ભરથ પાદુકા આસન થાપી;
આપી અભુક્ત કામો, હરિ હરિ. ૩૪

૧ લીલા=શોભા. ૨ સહોદર=ભાઇ, એક મા બાપના છોકરાં. ૩ સનાતન=પ્રથમના.
૪ માતરવંશ=મોસાળ.

ચીત્રકોટથી ચાલ્યારે સ્વામી, લીલાપત[1] દક્ષણ દેશ પામી;
પામ્યા બહુ રૂષિ માનો, હરિ હરિ. ૩૫
સાસન દીધું કુંભસ્તમુન, રામચંદ્ર ગયા પંચવટી વન;
મન આનંદ ધરેજો, હરિ હરિ. ૩૬
કામકુલી[2] નીસાચરી[3] આવી, સુપનખા લક્ષ્મણે સંભાવી;
શ્રવણ નાસિકા છેદયાં, હરિ હરિ. ૩૭
ચૌદ સહસ્ર રાક્ષસ રણ સોધી, લંકાપુરી તેણે દુઃખે વીરોધી;
કીધી કરતમ રીછો, હરિ હરિ. ૩૮
વાનર પતિની કંધા[4] કાપી, તેણે ઠામ સુકંદર થાપી;
આપી અવીચળ રાજો, હરિ હરિ. ૩૯
માલવ નગરી ભરથ સુકંદર, લંકાપુરી દહી[5] આવ્યો કપી વાનર;
વાનર સેન મલેજો, હરિ હરિ. ૪૦
રામચંદ્ર દલ પોહોત્યું સાગર, બાંધ્યો સેત તાંહાં નલ વાનર;
પાર ગયા ક્ષેણું માંહે, હરિ હરિ. ૪૧
રજનીચર પડીયુ સમરાગણ, પરવારાંસુ હણીયા રાવણ;
બાંણ દશે શીશ છેદયાં, હરિ હરિ. ૪૨
સકલ ભુવન આનંદ ન માય, રામચંદ્ર સીતા લેઇ જાય;
નગર અજોધ્યા માંહે, હરિ હરિ. ૪૩
કૃષ્ણ રૂપે ગોકુળ અવતરીયા, ગોવરધન પરવત કર ધરીયા;
વરીયા ગોપી ગોવીંદો, હરિ હરિ. ૪૪
મોરપીંછ મુગટ શીર સોહીએ, નીજ માયા દેવ ત્રીભોવન મોહે,
સોહે ગુંજાફળ હારો, હરિ હરિ. ૪૫
હાથ વાંસલડી સીંગુ વાહે, ગોવાળે પરવરીયા જાહે;
લાએ પરબ્રહ્મ વેદો, હરિ હરિ. ૪૬
સરવે રૂપે ત્રીભોવન રાચે, વંદ્રાવન ગોપી વચ્ચે નાચે;
સાચો સોહે બ્રહ્મચારી[6], હરિ હરિ. ૪૭

---

૧ લીલાપત=એ નામનો પર્વત છે. ૨ કામકુલી=કામણકરતી. ૩ નીસાચરી=રાત્રે ફરનારી (રાક્ષસણી) ૪ કંધા=મુસ્તક. ૫ દહી=બાળી, અગ્નિમુકી, સળગાવી.
૬ બ્રહ્મચારી=બ્રહ્મચર્યવૃત પાળનારો. (**બ્રહ્મચર્ય**=જનોઇ દૈવાયા પછી ગુરૂને ત્યાં રહી પાળવાનું વૃત તે. **બાળબ્રહ્મચારી**=જે પુરૂષ કદી પણ સ્રીની સોડમાં સુતો નથી તે. કદી પણ પરણ્યો નથી તે-જન્મારામાં એક પણ દીવસ સ્રી સંભોગ-સંસારીક સુખભોગવ્યું નથી તે પુરૂષ).

અકળ અસંભવ એસો દીઠો, બાલ કેલ[1] ગોકુળમાં પેઠો;
બેઠો દુરવાસુ ચીંતો, હરિ હરિ. ૪૮
અનંત ચાલ્યો અગીઆર વરીસો, તેણે તેડે અકરૂડ સરીસો;
છવીસમો[2] ગોવીંદો, હરિ હરિ. ૪૯
શામળ પરીબ્રહ્મ દેહ વહુણો, મહી કારણ રહ માંડે સલુણો;
ઊણો[3] નહીં કદાપો, હરિ હરિ. ૫૦
બુદ્ધ રૂપે હરિ ધ્યાન વિચારે, કલંકી રૂપે યવન સંઘારે;
સાર કરે નીજ લોકો, હરિ હરિ. ૫૧
શામળ વરણ હરિ રૂદીયા મેહેલુ, ત્રીભોવન પતિ હરિ નામે ખેલુ;
ઝીલુ પરમાનંદો, હરિ હરિ. ૫૨
વીષ્ણુ ભગત મુગતફળ કાજે, રાસ કર્યો પંડયા ધન રાજે;
કાજ કર્યો હરિ નામે, હરિ હરિ. ૫૩

---

## વીનતી.

પદ—૨.

આદે અનાદે[4] એક તું, સ્વામીરે માહારા, આદે અનાદે એક તું,
નીરંજન[5] નીરાકાર[6], હરિહર બ્રહ્મા તે હવા;
સ્વામી તમો છો અપાર, પાયે લાગી કરૂં વીનતી. ૧
તારો પાર કોઈ નવ લહે, સ્વામીરે માહારા, તારો પાર કોઇ નવ લહે,
પરીબ્રહ્મ અવીધાર, તું સરખો કર તાહેરો;
માયા રહીત સંસાર, પાયે લાગી કરૂં વીનતી. ૨
આપણુ પોતે ગોપવ્યું, સ્વામીરે માહારા, આપણુ પોતે ગોપવ્યું,
વાહ્યા સીયલ સંસાર, જાગ દાન અધ્યાતમ;
નથી ગરભનો પાર, પાયે લાગી કરૂં વિનતી. ૩
ભોવન રચ્યો એ આતમા, સ્વામીરે માહારા, ભોવન રચ્યો એ આતમા,
તું ન જાણે સાર, ધણી વીહાણ્યો મારીયો;
ચોહું ખાણુ મોઝાર, પાયે લાગી કરૂં વીનતી. ૪

---

૧ કેલ=લીલા. ૨ છવીસમો=પચીસ તત્વથી જુદો એટલે છવીસમો. ૩ ઊણો=અધુરો. ૪ અનાદે=જેનો આરંભ કે ઉત્પતિ નથી તે, જેને મુળ-જન્મ નથી તે. ૫ નીરંજન=પરમાત્મા, બ્રહ્મ. ૬ નીરાકાર=આકાર-ડોળ વગરનું બ્રહ્મ.

બ્રહ્માદીક શીવ આતમા, સ્વામીરે માહારા, બ્રહ્માદીક શીવ આતમા,
જે ધરેરે શરીર, કંઇ મોટો કંઈનોધડો;
સ્વામી અકલંક તું વીર, પાયે લાગી કરૂં વીનતી. ૫
વગતો કીધો એ આતમા, સ્વામીરે માહારા, વગતો કીધો એ આતમા,
ગુણે હવો ખંડ, ચોરાસી લક્ષ જીવ થયા;
તેણે ભર્યારે બ્રહ્માંડ, પાયે લાગી કરૂં વીનતી. ૬
બ્રહ્માંડ મુકયું આ બધુ, સ્વામીરે માહારા, બ્રહ્માંડ મુકયું આ બધું,
પડયો મોહ સંસાર, હું માહારૂં કરે આંધળો;
અંધો એહ ગમાર, પાયે લાગી કરૂં વીનતી. ૭
સ્વામીદયાળ તું ઓલંગ્યો,સ્વામીરે માહારા,સ્વામીદયાળ તું ઓળંગ્યો,
સમરથ શુંરે વિચાર, તું આગળ શું માહેરૂ;
હું નથી એક વાર, પાયે લાગી કરૂં વીનતી. ૮
આપણુપે થાય અણુછતો, સ્વામીરે માહારા,આપણુપે થાય અણુછતો,
માંહે મેલે તુજ, હાવે ગમતુ કર તાહેરૂ;
ઓધાર એહ અબુઝ,[1] પાયે લાગી કરૂં વીનતી. ૯
ક્ષુધા ત્રસાદીક આકલો, સ્વામીરે માહારા, ક્ષુધા ત્રસાદીક આકલો,
વંછે સુખ તણી આશ, તેણે વલી વલી ભોગવે;
અંધો મુખ દશ માસ, પાયે લાગી કરૂં વીનતી. ૧૦
ક્ષણુક્ષણુ જનમે ને ક્ષણુ મરે,સ્વામીરે માહારા,ક્ષણુક્ષણુ જનમે ને ક્ષણુ મરે,
ચઢે કાળને હાથ, ઠામ ઠામ કરે માહારૂં;
તે નહીં આવે સાથ, પાયે લાગી કરૂં વીનતી. ૧૧
ધરીએ જીવ વરાંસીયુ, સ્વામીરે માહારા, ધરીએ જીવ વરાંસીયુ,
હવો આપણો રાય, ભગ્તી વીહાણી તાહેરી;
જમે દીધો ધાય, પાયે લાગી કરૂં વીનતી. ૧૨
કીરપા કરો અતી ઘણી, સ્વામીરે માહારા, કીરપા કરો અતી ઘણી,
ભાંગો અનેક વિચાર; અવીચલ ભગ્તી દે તાહેરી;
જે છે મુગત ભંડાર, પાયે લાગી કરૂં વીનતી. ૧૩

૧ અબુઝ=અણસમજુ, મુર્ખ, બેવકુફ, મુઢ.

વૈકુંઠ બ્રહ્માદીક જુવે, સ્વામીરે માહારા, વૈકુંઠ બ્રહ્માદીક જુવે,
પેખે વીષ્ણુ અનંત, રાજા અખેપદ તણો;
તાંહાં સેવે સંત, પાયે લાગી કરૂં વીનતી. ૧૪
તાહારા સ્વરૂપનો પાર નહીં, સ્વામીરે માહારા,તાહારા સ્વરૂપનો પારનહીં,
બહુ લીલા બ્રહ્માંડ, ભગ્ત જાંહાં જેવે મન ધરે;
તાંહાં તેવે પંડ, પાયે લાગી કરૂં વીનતી. ૧૫
આપણ પુજે દાખવે, સ્વામીરે માહારા, આપણ પુજે દાખવે,
તેણે તેસો પસાય, તારા સરૂપજ તું લહે;
તું છે ગરૂવો રાય, પાયે લાગી કરૂં વીનતી. ૧૬
દુસ્ટ સાધુને દુભવે, સ્વામીરે માહારા, દુસ્ટ સાધુને દુભવે,
ધાયે તુ હજ વાર,તે જોગે તેવાં રૂપ ધરી;
દુ:ખ ફેડે તેણી વાર, પાયે લાગી કરૂં વીનતી. ૧૭
મંચ્છ કુરમ[૧] વરાહ[૨] તું, સ્વામીરે માહારા, મચ્છ કુરમ વરાહ તું,
નરસૈં એકવાર, વામન ત્રીકમ ફરશુરામ;
રઘુકુળ અવતાર, પાયે લાગી કરૂં વીનતી. ૧૮
નર નારાયણ કૃષ્ણ તું, સ્વામીરે માહારા, નરનારાયણ કૃષ્ણ તું,
બુધ કલંકી રૂપ, તું મલે દેખે તાહ્યરૂં;
પરીબ્રહ્મ સ્વરૂપ, પાયે લાગી કરૂં વીનતી. ૧૯
ગરૂડ વાહન છે તાહેરૂ, સ્વામીરે માહારા, ગરૂડ વાહન છે તાહેરૂ,
કોસ્તુભમણી[૩] હાર, શ્રી વછ લંછન જલહલે;
એવાં રૂપ કંઇ વાર, પાયે લાગી કરૂં વીનતી. ૨૦
બ્રહ્માદીકને પ્રતક્ષ હવા, સ્વામીરે માહારા, બ્રહ્માદીકને પ્રતક્ષ હવા,
સુખ પોઢયા શેષ[૪], લક્ષ્મીજી ચરણ સેવા કરે;
એવા તાહારા વેષ, પાયે લાગી કરૂં વીનતી. ૨૧
તાહારા આધારે જીવ છે, સ્વામીરે માહારા, તાહારા આધારે જીવ છે,
પંચ વીસમો જેહ, પ્રકૃતી[૫] છાંડીને જે જપે;
દેખે પરીબ્રહ્મ તેહ, પાયે લાગી કરૂં વીનતી. ૨૨

૧ કુરમ=કાચબો. ૨ વરાહ=ભુંડ, ડુક્કર, સુવર. ૩ કૌસ્તુભમણી=એક જાતનો મણી છે.
૪ શેષ=શેષનાગ. ૫ પ્રકૃતી=માયા.

પ્રકૃતી ઉપર જેહને પ્રેમ છે, સ્વામીરે માહારા, પ્રકૃતી ઉપર જેહને પ્રેમ છે,
કરશે બહુ ધરમ, તેણે વળી ઘટ પામશે;
ભોગવશે કરમ, પાયે લાગી કરૂં વીનતી. ૨૩

પ્રકૃતી કાળાગ્રહે લેખવે, સ્વામીરે માહારા, પ્રકૃતી કાળાગ્રહે લેખવે,
ઝુરે તુહ નીવાસ, અંત લગી જો એમ રહે;
સત ભોવન નીવાસ, પાયે લાગી કરૂં વીનતી. ૨૪

પ્રકૃતી પરીજા પાપણી, સ્વામીરે માહારા, પ્રકૃતી પરીજા પાપણી,
હજુ ન મુકે કાંઇ, શબ્દ ધણીનો રોલવે;
વંછે તેહ ઘેર જાય, પાયે લાગી કરૂં વીનતી. ૨૫

પ્રકૃતી કહે સુણો આતમા, સ્વામીરે માહારા, પ્રકૃતી કહે સુણો આતમા,
મુજ કીયો દોષ, વંછીત હું અનેકવાર;
હાવે કાંહાં કરે રોસ, પાયે લાગી કરૂં વીનતી. ૨૬

પ્રકૃતી પુરૂષ એમ બોલતાં, સ્વામીરે માહારા, પ્રકૃતી પુરૂષ એમ બોલતાં,
છુટયો પુરવ સ્નેહ, આતમા પરીબ્રહ્મ જઇ મલ્યો;
પંચ ભાગે થયો દેહ, પાયે લાગી કરૂં વીનતી. ૨૭

જેમ છે બોલ્યું તાહેરૂ, સ્વામીરે માહારા, જેમ છે બોલ્યું તાહેરૂં,
જુગ એહ ધરમ, તુજ વીના જપ તપ દાન દયા;
તે સઘળાં ક્રમ, પાયે લાગી કરૂં વીનતી. ૨૮

જુગ જુગ દરશણ જુજવા,સ્વામીરે માહારા,જુગ જુગ દરશણ જુજવા,
વણસે જુગ અંત, વેદ ના વણસે વણસંતા;
બહુ જુગ કલપાંત, પાયે લાગી કરૂં વીનતી. ૨૯

વીષ્ણુનું બોલ્યું વેદ છે, સ્વામીરે માહારા, વીષ્ણુનું બોલ્યું વેદ છે,
જેહ ના લાભે પાર, જેણે આધારે બ્રહ્માંડ રહયો;
સાચો તેહનો આધાર, પાયે લાગી કરૂં વીનતી. ૩૦

તુજ કીરપા થકી રહીત છે, સ્વામીરે માહારા, તુજ કીરપા થકી રહીત છે,
લોપે રાજ આદેશ, ધરમ આ બધુ માંડીને;
માનો બોધજ નેસ, પાયે લાગી કરૂં વીનતી. ૩૧

અણછતો આતમા વીનવે, સ્વામીરે માહારા, અણછતો આતમા વીનવે,
ઓધરજો તાત, તું સમરથ હાવે પામીયો;
આદર એહજ વાત, પાયે લાગી કરૂં વીનતી. ૩૨

## બ્રહ્મારૂલી

પદ-૩.

રાજા પરબ્રહ્મ ગાઇએ, તોરી બ્રહ્મારૂલીરે, દેવ અનોપમ એક. ૧
હરિહર બ્રહ્મા જે જપે, તોરી બ્રહ્મારૂલીરે, પાર નહીં ગુણ જેહ. ૨
જેમ નવ બુજે કંથવો, તોરી બ્રહ્મારૂલીરે, સુરજ બીંબ પરમાણ. ૩
સુર દાનવ એમ નવ બુજે, તોરી બ્રહ્મારૂલીરે, તુહજ એક સુજાણ. ૪
પંડ બ્રહ્માંડ ભરી રહયો, તોરી બ્રહ્મારૂલીરે, જેહ સ્થકી બહુ જીવ. ૫
પુનરપ જેણે ઉપજે, તોરી બ્રહ્મારૂલીરે, ક્ષય પામે જુગ અંત. ૬
પુનરપ[1] કરમમે તાણીયો, તોરી બ્રહ્મારૂલીરે, પડીયો મોહ જુવાલ. ૭
ચોરાસી લક્ષ ભોગવે, તોરી બ્રહ્મારૂલીરે, ગરભ તણો નહીં પાર. ૮
તરણ કરશણ[2] કણ[3] નીપાયા, તોરી બ્રહ્મારૂલીરે, જલધર ભોમ સંજોગ. ૯
જલધર જેહ ના જાણીયું, તોરી બ્રહ્મારૂલીરે, કરશણ છે રે અચેત. ૧૦
એણે નીજ દરશણ ઉપજ્યું, તોરી બ્રહ્મારૂલીરે, તે કેમ જાણે જીવ. ૧૧
નામ સરણ પામી રહયો, તોરી બ્રહ્મારૂલીરે, આપ જણાવે જેહ. ૧૨
જળચર[4] જીવ જીવે ઘણું, તોરી બ્રહ્મારૂલીરે, જીવ ન જાણે ભેદ. ૧૩
જેહ બોલે જુગ સંચરે, તોરી બ્રહ્મારૂલીરે, પ્રસરે એણે સંસાર. ૧૪
પાને પાને રસ મોકલે, તોરી બ્રહ્મારૂલીરે, મુળ તણું જલ ક્ષેપ. ૧૫
વીવીધી કુસુમ ફળ નીપાયાં, તોરી બ્રહ્મારૂલીરે, કાસ્ટ કઠણ માંહે ક્ષેપ. ૧૬
પય[5] દધી[6] ઘ્રત[7] દે તરણ ચરે, તોરી બ્રહ્મારૂલીરે, નીમીત[8] ચઢાવે ધેન.[9] ૧૭
બુંદ વડે ઘટ નીપજે, તોરી બ્રહ્મારૂલીરે, રંગે રમે નરનાર. ૧૮
લોકલાજ પંચ મહાભુત, તોરી બ્રહ્મારૂલીરે, પાળે તુહજ અખંડ. ૧૯
અનેક જુગ એમ નીપાયા, તોરી બ્રહ્મારૂલીરે, સબળો તારો બોલ. ૨૦

૧ પુનરપ=ફરી ફરી. ૨ કરશણ=કણસલું, ડુંડું. ૩ કણ=અનાજ, દાણો ૪ જળચર=પાણીમા રહેનારૂં પ્રાણી, પાણીમાં વસનાર. ૫ પય=દુધ. ૬ દધી=દહીં. ૭ ઘ્રત=ઘી. ૮ નીમીત=બહાનું, આળ. ૯ ધેન=ગાય.

તું નીરગુણ એમ જાંણીએ,તોરી બ્રહ્માફલીરે,તુંજ આગળ નહીં કોઇ. ૨૧
નીમત અચેતને દેઇને, તોરી બ્રહ્માફલીરે, કાજ સર્વે હોય તે. ૨૨
સુરજ તેજે પેખીયે, તોરી બ્રહ્માફલીરે, હું દેખું કેહેરે અજાણ. ૨૩
આંખ છતે થયો આંધળો,તોરી બ્રહ્માફલીરે,રવી[1] વીણથયો અંધકાર. ૨૪
એણે સાચે સહુ તે હોય, તોરી બ્રહ્માફલીરે, ગુણ વીના સત સ્વરૂપ. ૨૫
કોટ બ્રહ્માંડ ભાંગે ઘડે, તોરી બ્રહ્માફલીરે, ગુણ દે હરિહર બ્રહ્મ. ૨૬
મન ચંતે એમ નીપજે, તોરી બ્રહ્માફલીરે, અણછતાં બ્રહ્માંડ વીસ્તાર. ૨૭
ગુરૂવા તારા તાહારાનો, તોરી બ્રહ્માફલીરે, જાણે તુહજ વિચાર. ૨૮
અકળ અસંભવ જાંણીએ, તોરી બ્રહ્માફલીરે. નામ સરણ છે જીવ. ૨૯
દુહવો તુહ અજાનવે, તોરી બ્રહ્માફલીરે, કીરપા કરી દો વીશ્રામ. ૩૦
તારા મને તે ઓધરે, તોરી બ્રહ્માફલીરે, લીલાએ તુજ નામ. ૩૧
ભોળી ભગતે ભેટીયો, તોરી બ્રહ્માફલીરે, પરતક્ષ પરબ્રહ્મ અનાદ. ૩૨
તારા મન વણ નવ દેખે, તોરી બ્રહ્માફલીરે, સ્વપને સુનકાદીક જોગી. ૩૩
જ્ઞાન તેજ પરમાનંદ, તોરી બ્રહ્માફલીરે, સેવે જે નીજ પરીબ્રહ્મ. ૩૪
વાયુ ગંધ માંહે સંચરે, તોરી બ્રહ્માફલીરે, ગંધ મુકે નીજ રૂપ. ૩૫
તેમ હરિ ગુણમાં સંચરે, તોરી બ્રહ્માફલીરે, નીરગુણ જપે તુજ નામ. ૩૬

## હેલી.

### પદ-૪.

હેલીરે પરીબ્રહ્મ અવીગત જેહ, તેહ પેહેલો પરમાત્માએ. ૧
હેલીરે તેના ત્રણેઅંસ, સરજે પાળે ને સંહારેએ. ૨
હેલીરે બ્રહ્માદીક છે જીવ, તેહ તણે ગોચર નહીંએ. ૩
હેલીરે આદે એકલ મલ, વ્યાપ માંડે બહુ અતી ઘણાંએ. ૪
હેલીરે નીશ્ચલ છે અવીનાશ, હાસ છતુ અછતુ કરેએ. ૫
હેલીરે સેવે સુરીનર નાગ, સહુ તાહેરે આયુસે રહ્યુંએ. ૬
હેલીરે સુનકાદીક મુની જોગી, જોતાં પાર પામે નહીએ. ૭
હેલીરે જેથી વગતું[2] થાય, તેણે વળી સૌ આથમેએ. ૮
હેલીરે અકળ અલખ અભેદ, વેદ નીરંતર સ્તુતી કરેએ. ૯

૧ રવી=સુરજ, સુર્ય ભાસ્કર, ભાનુ, દીનકર, પ્રભાકર. ૨ વગતું=જુદો.

હેલીરે ત્રપતો છે વણ અહાર, સુર સઘળા સેવા કરેએ. ૧૦
હેલીરે જનમ મરણ નહીં જેહ, તેણે એ સૌ સરજીયાએ. ૧૧
હેલીરે કીરત કીજે જેહ, બળ ગુણ સ્તવીએ હરિ તણાએ. ૧૨
હેલીરે સરવ તણો જે બાપ, માત પિતા નહીં જેહ તણેએ. ૧૩
હેલીરે સરવ તણો જે શામ, સ્વામી તેહ તણો કોઇ નથીએ. ૧૪
હેલીરે સર્વ ઉફરો જેહ, તેહ ઉફરો સરજ્યો નથીએ. ૧૫
હેલીરે જેહ જમલ નહીં કોઇ, તેહ તણી ઉપમા કેમ કહુએ. ૧૬
હેલીરે તેણે વાહો વીશ્વ, મોહ જુવાલ વીડંબીયોએ, ૧૭
હેલીરે રૂપ અરૂપ અનંત કેહેતાં કહેવું કેહેવાય નહીંએ. ૧૮
હેલીરે જેહ ના પ્રીછે વેદ, જોગેશ્વર મન દુલભ્યુંએ. ૧૯
હેલીરે એસો ભણી નીત સેવ, તુહ સદાય છે હું નથીએ. ૨૦
હેલીરે એની પેરે ફેડની આપ, બાપ સેવા સંભાળીએએ. ૨૧
હેલીરે અહરનીસ પ્રણ મન જેહ, અહરનીસ પરીબ્રહ્મ જપ કરોએ. ૨૨
હેલીરે અતી શોભે છે જીવ, કરમનો તાણ્યો જુગ ભમ્યોએ. ૨૩
હેલીરે ભમવે ભાગ્યો જીવ, કામ કરોધ મદ પરહર્યાએ. ૨૪
હેલીરે નીરભે તુહજ એક, કીજંતાં[1] કરમ લાગે નહીએ. ૨૫
હેલીરે સમરથ સરજનહાર, કરમ સૌ શીર સરજીયાંએ. ૨૬
હેલીરે ધરમ તણી સ્થીત હેત, એકે અંસે અવતર્યાએ. ૨૭
હેલીરે પરઉપગારે કાજ, ચરીત્ર અનોપમ તાહેરાંએ. ૨૮
હેલીરે તાહેરે નથી કસે કાજ, રાગ દ્રેસ મદ તુજ નહીએ. ૨૯
હેલીરે તુજ નહીં અપરાધ, રાજાજી ચીતવે તે કરેએ. ૩૦

## સાહેલી.

પદ-પ.

ગાઇએ તે પરમાતમા, સાહેલડીરે, ગરૂવો તે ગુણનો ભંડાર. ૧
નામે સુમરણ જેહ તણે, સાહેલડીરે, આતમા છુટે સંસાર. ૨
આપણ પુજેણી જુગત છે, સાહેલડીરે, તેમ તેણે રાખ્યા છે પ્રાણ. ૩
જેહ કારણ તેં માંડીયુ, સાહેલડીરે, સૌ જાણે તુહ સુજાણ. ૪

૧ કીજંતાં=કરતા.

હેલાવી હરજ્યા, સાહેલડીરે, સુરીનર કેહી અમાત્ર. ૫
સૌ આધાર છે જેહ તણો, સાહેલડીરે, તે કેમ મુકીએ બાપ. ૬
દુહવ્યો બોલે આતમા, સાહેલડીરે, સુણો પરમાતમા તાત. ૭
તુજ સમીપ છોડાવીયુ, સાહેલડીરે, માહેરો સો અપરાધ. ૮
ધર સુખ કયાં વીસારીયું, સાહેલડીરે, ભુલાવ્યો કાંઇ વન માંહ્ય. ૯
કેટલા કાળ વીડંબીયુ, સાહેલડીરે, શત્રુ કામાદીક હાથ. ૧૦
એણે વન લોભે વીદવ બલે, સાહેલડીરે, વીલસે એ પારધી કાળ. ૧૧
માયા મુકી હરણલી, સાહેલડીરે, માંડીયુ કરમનુ જાળ. ૧૨
જાળ પડયો હવો આકલો, સાહેલડીરે, મોહીયો જીવ અચેત. ૧૩
આગલી પાછલી સુધ નહીં, સાહેલડીરે, નહી એને આપણું ચેત. ૧૪
સુરીનર જાળે તરફડે,[1] સાહેલડીરે, દેહ ધરાવીયા જેહ. ૧૫
કલપના કરતી છેદીએ, સાહેલડીરે, ગરભ ખંડીત હોય દેહ. ૧૬
દેહ ધર્યો સુખ પ્રાપત તે, સાહેલડીરે, તાતીય તેલ કઢાય. ૧૭
આપણ દોષ ના દાખવે, સાહેલડીરે, વચ્ચે જે આપણ માંહ્ય. ૧૮
કાળ ખાય નીત તલી તલી, સાહેલડીરે, હજીએ ન ચેતેએ આપ. ૧૯
એવડે દુઃખે કાંઇ પાડીયું, સાહેલડીરે, સાહ્ય કરોને હાવે બાપ. ૨૦
નામે ભાંજની દેહડી, સાહેલડીરે, સમરણ ટાલ વીકાર. ૨૧
તું સરખો કરે તાહેરૂ, સાહેલડીરે, લેહ વેહેલાએ સમવાર. ૨૨

## ઘોડલી.

પદ ૬.

ઘોડલીરે પરીબ્રહ્મ લાગ્યું ધ્યાન, માન મચ્છર મદ પરહર્યા.
ઘોડલીરે પામીયું હરિ સરણ. ટેક
ઘોડલીરે સુન્ય કીધો સંસાર, ધ્યાન નીરંતર ઉપજ્યું. ૧
ઘોડલીરે ભેટીયો ત્રીગુણ અતીત, ગુણરે સંધા તે વીછોહીયા. ૨
ઘોડલીરે ઉગીયો જ્ઞાન આદીત, વીતીરે માયા રાતડી. ૩
ઘોડલીરે નીરમલ થયું મન ચંદ્ર, ઉતર્યું મોહનું આભલુ. ૪
ઘોડલીરે મોહ વીત્યોહે માવંત[2], વિષ્ણુ ભગત મધુ અવતર્યા. ૫

૧ તરફડે=દુઃખથી અને પીડાથી આણીમેર તેણીમેર ફોગાં ખાય. ૨ માવંત=હાથી.

ઘોડલીરે સરણુ મલ્યુરે સમીપ, મન રવી ઉતર ચાલીયુ. ૬
ઘોડલીરે મોરીયા ગુણ સાહાકાર, વાસીરે કોયલ વાસના. ૭
ઘોડલીરે ઉલટયો પરમઆનંદ, હોલીરે કામાદીક સમી. ૮
ઘોડલીરે ધરમ સંતોષ વિચાર, તતક્ષણ વરક્ષ શોભા લહે. ૯
ઘોડલીરે ભાગીયા અવર વિચાર, પરીબ્રહ્મ ચૈતને મન મળ્યું. ૧૦
ઘોડલીરે જેહ ન પ્રીછે રે કોઇ, અપ્રીછના ભણી ઓલંગ્યું. ૧૧
ઘોડલીરે કેમ હોય મુગત અનીત, મુગત નાયક સમર્યા વીના. ૧૨
ઘોડલીરે નરક ભાંગ્યો ગરભવાસ, આવા ગવન નીવારીયાં. ૧૩
ઘોડલીરે કાળે મુકી આશ, જમ છાંડી અલગા રહ્યા. ૧૪
ઘોડલીરે દેવતા દે અતીમાન, લેખાંરે વાર્યા જમતણાં. ૧૫
ઘોડલીરે બાપે કીધી સાર, વીગત ટાળી કને રાખીયો. ૧૬
ઘોડલીરે મુગત તણી પેર જાણ, નિશ્ચલ સુખ છે અતી ઘણુ. ૧૭
ઘોડલીરે કર વીના માંડેરે વીશ્વ, પગ વીના સચરાચર ફરે. ૧૮
ઘોડલીરે મુખ વીના બોલેરે સાર, લોચન વીના દેખે સહુ. ૧૯
ઘોડલીરે ઉદર પાખે[1] કરે અહાર, ઈંદ્રી વીના સુખ ભોગવે. ૨૦
ઘોડલીરે રૂપ પાખે કરે રાજ, સોહે સણગાર પેહેર્યા વીના. ૨૧
ઘોડલીરે ઇચ્છા વણ કરે ભાવ, નીત આનંદ એસો રમે. ૨૨
ઘોડલીરે મન વીના જાણે સર્વ, શ્રવણ[2] પાખે સૌ સાંભળે. ૨૩
ઘોડલીરે આતમા નવ ધરે દેહ, જોરે પામે પરમાતમા. ૨૪
ઘોડલીરે સમરણ દીપક રાખ, માયા લોભ કોરણ[3] ઘણો. ૨૫
ઘોડલીરે દીપ કીયો ઘર માંહ્ય, કાજ સીધ્યુ ત્યારે જીવનુ. ૨૬
ઘોડલીરે મેહેલ સંસારનાં કામ, સુખ હોય વણસે વલી વલી. ૨૭
ઘોડલીરે છાંડીએ અનીત સંસાર, સાર જાણયો પરમાતમા. ૨૮
ઘોડલીરે જનમ મરણ નહીં દુઃખ, હરખે પરીબ્રહ્મ સેવીએ. ૨૯
ઘોડલીરે સમરણ અંતર રાખ્ય, જીણે અવનેશ્વર પામીયે. ૩૦
ઘોડલીરે અણછતુ કીધુ આપ, બાપ તણે મને મન મલ્યું. ૩૧
ઘોડલીરે અંતલગી રહે ક્યાંન, પદ પામે પરીબ્રહ્મ તણું. ૩૨
ઘોડલીરે ભગતી માગે અહીંયા એહ,વીગત ફીટી સૌ એક હોય. ૩૩

૧ પાખે=વીના, વગર. ૨ શ્રવણ=કાન. ૩ કોરણ=આંધી.

ઘોડલીરે નિશ્ચે સાંભળે જેહ, દુર્લભ મુગતી પામે સુખ. ૩૪
ઘોડલીરે પામીયું હરિ સરણ. ૩૫

પદ—૭ અધ્યારૂજીની વાણી પાને ૧૨.

પદ—૮ અધ્યારૂજીની (ધનરાજ પંડ્યાની) બનાવેલી આરતી પાને ૪.

## બીડું.

### પદ ૯.

પરીબ્રહ્મ રાવ વખાણીએ, રૂદીઆ કમલ ગોપાલ.
ક્ષેણુ એક નામના મેલીએ, એમ વંચેરે એણીપેર કાલ.
સંત સંગત ગંગા સેવીએ. ટેક
સહસ્ર નામ ગોપીચંદન તુલસી, ત્રવેણી સંગમ નીત ઝીલીએ.
સંતસંગત. ૧

દુપદ.

હું મારૂ નહીં મુગતપુરી, સાચી એહજ કાશી;
એણે અધ્યાતમ જે રહ્યા, દુઃખ છુટયારે તે ગ્રભવાસ. સંતસંગત. ૨
રાત કલપના દોહેલી, માયા નીંદ્રાએ જીવ ધાર્યો;
હરખ શોક બેહુ સ્વપનડાં, એમ જાગ્યોરે ગ્યાન વિચાર. સંતસંગત. ૩
શ્રી પદમનાભે જે જગાવીઆ, તેની રેણી[1] વીહાણી;
નીંદ્રા સ્વપન બેહુ છાંડીયા, એમ ઉદીયોરે પરબ્રહ્મભાંણ. સંતસંગત. ૪
પરીબ્રહ્મ દીનકર[2] સદા તપે, તાંહાં રેણી નહીં એકવાર;
અહરનીસ સમરણ તાહેરે, એમ વીત્યોરે મોહ અંધકાર. સંતસંગત. ૫
બ્રહ્માદીક શીવ મુલગા[3] ઈંદ્રાદીક રવી ચંદ્ર,
મરણ ભયે તે સદા બીહે, એક નીરભેરે તાહેરા સંત. સંગસંગત. ૬
શ્રી પદમનાભ એમ ઓચર્યારે, એહજ ગ્યાન વિચાર;
સહસ્ર નામ ઉપદેસીયું, હરિના મંત્રરે સહુમાં સાર. સંતસંગત. ૭

---

૧ રેણી=રાત. ૨ દીનકર=સુર્ય. ૩ મુલગા=બધા.

# કડવાં.

## પદ ૧૦.

### કડવું ૧ લું.

આદ ૧.

હરિ હરિ પરીબ્રહ્મ ભગત સોહામણોએ, વંછે જતી મુની દેવ;
તેહ પ્રાપત વીના કેમ લહેએ. ૧
હરિ હરિ જીવ કોડે ભવ અવતર્યોએ, હરિ વીના નવ લહે પાર.
સંત સંગતે હરજીને પામીએએ. ૨
હરિ હરિ સમરથ પરીબ્રહ્મ અનુસર્યોએ, ભાગ્યો અતી સંદેહ;
ભય સઘલા હવે નીરદલ્યાએ. ૩
હરિ હરિ પરવસ જીવ વીડંબીયોએ, સેવ્યા હરિ પરાબ્રહ્મ,
બ્રહ્મ હરાદીક વસ હવાએ. ૪

આદ ૨.

હરિહર બ્રહ્મ અગોચરૂએ, ચરાચર ગુરૂઓએ;
ગુરૂઓ તે પ્રભુ નીરાકાર. ૧
હરિ તે સનક પ્રમુખ મુની વલભુએ અતી દુલભુએ;
કોટ બ્રહ્માંડ આધાર. ૨
હરિ તે નભ જલધર જેસો સામલોએ,અતી નીરમલોએ;
જદુકુળ નંદનો બાલ. ૩
હરિ તે રૂઅડલો કાંહાન સોહ્યામણોએ, રળીયામણોએ;
ખેલે જો રંગે ગોપાલ. ૪

આદ ૩.

ખેલે ખેલે જો રંગે ગોપાલ, નીરંજન, અંજન વાન શરીરો. ૧
હરિ તે જગત જીવન અકલ અસંભવ, ભવ રીપુ જાદવ વીરો. ૨
હરિ તે જાદવ વીર, ભવજલ નીધતારે, તે ચારે ગાય પીંડારો. ૩
હરિનું વેંણુ મધુરૂ,મધુરેસ્વરે ત્રીભોવન મોહીયો ન લહે બ્રહ્માદીકપાર. ૪

આદ ૪.

પરીબ્રહ્મા પરમાનંદ સ્વામી ગુણનીધી ગોપી ગોવીંદ.
જાદવ નંદનુંએ હરિ તે ત્રીભોવન વંદનુંએ. ૧

સમરથ અતી બલવંત, સ્વામી અવીગત એક અનંત;
ત્રદસી અગોચરૂએ, હરિ તે હરિહર અપરંમ પરૂએ. ૨
ગ્રહ્યાં ગ્રહ્યાં બ્રહ્માંડ અનેક, સ્વામી વ્યાપક તું હરિ એક;
રમે ને અલગ થયોએ, હરિ તે કોઇએ ન દીઠડોએ. ૩
આદ છે અવીગત રૂપ, સ્વામી, હરિહર બ્રહ્મ સ્વરૂપ;
આપણ પુ વીખરે એ, હરિ તે ત્રીભોવન વીસ્તરે એ. ૪

આદ ૫.

પરમ પુરૂષ પરમાતમા, આતમા કેરો તાત;
વાસુદેવ હરિ પરીબ્રહ્મા, બ્રહ્મા માહેશ્વર નાથ. ૧
આપણ પેછો અવીગત, વીગતા કીધા અવતાર;
બ્રહ્માદીક સુર માનવ, દાનવ નવ લહે પાર. ૨
સુક સુનકાદીક સેવેરે, દેવ અનોપમ એક;
રૂપ ઘણાં છે જેહ તણાં, તેહતણા નામ અનેક. ૩
સચરાચર જેણે ભોલવ્યું, ભોલવ્યું વીવીધ વિચાર;
પ્રકૃતી તણે ગુણે વાહીયો, મોહીયો ભમેરે સંસાર. ૪
સ્થાવર જંગમ વ્યાપીને, આપીયું કાલને હાથ;
ગરભ સાંકુસ્ટ દુઃખ દુક્રીત, સુક્રીત ક્રીધાં સાથ. ૫
જનમ મરણ વસ આતમા, આતમા ગ્યાન અજાણ;
સાર વચન જેણે આપીને, સ્થાપીયાં વેદપુરાણ. ૬
એક અધ્યાતમ વાહીયો, વણ સ્વામી નીજ પર ગ્યાન;
સીયલ અવનેશ્વર છાંડીને, માંડીયુ નીશ્ચલ ધ્યાન. ૭
સ્વામીજી તમો છો અવર નથી, નથી કો સીયલ સંસાર;
વીગત પરી કરો કારમી, વારોજી ગરભ અવતાર. ૮

આદ ૬.

સુર મુની અંત્રીક્ષ સ્તવેરે ગોકુલ, હરિ તે અતીરે અકલ;
રમેરે ગોવીંદ આનંદ ભર્યોએ. ૧
આપણ પે રમતો પીંડારાં રમાડે, હરિ તે જમે ને જમાડે;
હરિનો મગન બ્રહ્માદીક વિચાર કરેએ. ૨
અકલ રમત માંડી ગોકુલ માંહે, રમત બ્રહ્માદીક ચાહે;
હરિ તે આપણ પે અડે ન આભડે એ. ૩

બ્રહ્મા વછ હરંતાં મેહેલ્યાં વડેરો પીંડાર હરિ તે સરજણહાર;
હેલાંએ કોટ બ્રહ્માંડ ઘડે એ. ૪

આદ-૭.

રંગ લાગ્યોરે રંગ લાગ્યોરે, સ્વામી પરીબ્રહ્મ ક્યાંન;
કરમ મારગ જોઇ મુકીયો. ૧
તાંહાં નથીરે તાંહાં નથીરે, લૈયો કાંઇ સાર;
પાર ન દીસે ભવ તણો. ૨
મન રાત્યુરે મન રાત્યુરે, આગે અનેક વાર;
પુત્ર કલીત્ર[1] ધન જોબને. ૩
તે વણસંતુરે તે વણસંતુરે, સુખ સૌએ આલ;
એમ જોઇને રંગ ઉતર્યો. ૪

આદ-૮.

પરમાતમારે પરમાતમારે, સ્વામી તું પરીબ્રહ્મ;
બ્રહ્મા માહેશ્વર સરજીયા. ૧
તું તાહેરૂરે, તું તાહેરૂરે, સ્વામી છે સહુ એ વાર;
સાહ્ય કરોને હાવે આપણી. ૨
તે સઘલીરે તે સઘલીરે, પેરે વીખર્યું આપ;
આપ આપણે અવીગત હવો. ૩
તું ગુરૂવોરે તું ગુરૂવોરે, જેવા જુગદાધાર;
દુઃખ સહે તો લાજે નહીં. ૪

કડવું-૨.

આદ-. ૧

હરિ હરિ કોટ બ્રહ્માંડ પતિ કાંહાંનુઓએ[2], ગરૂવો જાદવરાય;
વેદ ઉપનીસદે ગાઇએ એ. ૧
હરિ હરિ રૂષિ ઉપહાર કરી જે જપે એ, કીધા જાણ અજાણ;
માગતાં પ્રતક્ષ ન ઓલખ્યા એ. ૨
હરિહરિ જગનપુરૂષ અબળાએ ઓલખ્યાએ, કીધી અજાણે જાણ;
તેહેને પરમપદ આપીયું એ. ૩

---

૧ કલીત્ર=કુટુંબ. ૨ કાંહાંનુઓ=કૃષ્ણ.

હરિહરિ ગોર સંદીપ વરાંસીઓએ, જે પ્રભુ અદભુત દાતાર;
તેહ પાસે મૃતક સુત માગીયાએ. ૪

આદ-૨.

હરિએ ગોવરધન ગીરી કર ધર્યોએ, જુગ ઓધયોએ;
સુમરણ દેવ અનંત. ૧
હરિ તે કામની જન મન શોભતોએ, અતી શોભતોએ;
ધ્રુવ સુક નારદ ચંત. ૨
હરિ તે દ્વાર વૈકુંઠને સુર રહ્યાએ, જોતાં નવ લહ્યાએ;
મુનીવર માંહે પ્રવેસ. ૩
હરિના સંત આનંદ ભર્યા સુખે રમેએ, અતી અનુગમેએ;
નીરભે રાજ આદેસ. ૪

આદ ૩.

હરિ હરિ સંત સંગત, સંગત અહરનીસ કીજે, પીજે પરમાનંદો. ૧
જાય જાય જનમ મરણ, પુનરાગમ ભે નહીં, નહી ગમ સુર મુની ઇંદ્રો. ૨
હરિની સરણાંગત વીજે પંજરૂ, દયાનીધી રીદ્ધી અક્ષેપદ દાતારો. ૩
હરિ હરિ ધ્રુવ ને પેહેલાદ, વીભીક્ષણ નીશ્ચલ અચલ ભગત ઉપગારો. ૪

આદ ૪.

જેમ છે પાવક એક, સ્વામી તે થકી દીપક અનેક;
પાવક અતી બળેએ, હરી તે દીપક નહીં બળે એ. ૧
પાવક તે પરીબ્રહ્મ, સ્વામી દીપક તે હરિહર બ્રહ્મ;
સુરીનર ભુજંગમુએ, સહુએ સ્થાવર જંગમુએ. ૨
ગુરૂવો જુગદાધાર, સ્વામી જેનો ન લાભે પાર;
હરિ તે સોલ સહસ્ત્ર વર્યાએ, હરિ તે બ્રહ્મ શંકર ગુરૂએ. ૩
આતમા રહે હરિ ધ્યાન, સ્વામી આપણુ પે પ્રકૃતી ને માન;
પરીબ્રહ્મ અવીગત એ, હરિને સેવે સર્વ વ્યગતુએ. ૪
આતમા છે તારે હાથ, સ્વામી નથીરે પ્રકૃતી ને સાથ;
કોટ જનમ ફર્યોએ, હાવે હરિ સરણે અનુસર્યોએ. ૫

આદ ૫.

અવતરી સુખ કેસે માગેરે, આગે તું વેરીને હાથ;
વીષ્યા ન મુકેરે અદ ક્ષેણુ, મરણુ પલે નીત સાથ. ૧

વણસંતા સુખ મધે અંધારે, બાંધ્યો પડયો છે વીલાણ;
મુંઢપણે નથી ચેતતો, દુઃખ સેહેસે નીરવાણ. ૨
શ્રષ્ટજ પેહેલોરે તુહજ, તું હરિ સરજણહાર;
ગુરૂવો સમરથ તુહજ, તું હરિ દયાનો ભંડાર. ૩
શેવક જનને દયાલ તું, કાલતુ ભગતી વહીન;
ક્રરમ ઇંદ્રિવસ દુહવ્યો, તુ હવે છોડવ દીન. ૪
કૃષ્ણ ગોવીંદ મોરાર તું, પારલે આતમાએ;
હરિ પુરસોતમ પરીબ્રહ્મ, વીષ્ણુ નારાયણ જેહ. ૫
જલધર શામ પીતાંબર, સુંદર મુરત અનંત;
કમલ નેન કમળા નેન, ધનપતિ કમળા કંથ. ૬
વેરભાવે જે અવતર્યાં, સારીયાં તેહ તણાં કામ;
ભક્તી ભાવે જે અનુસર્યાં, લે હવે નીશ્ચલ ઠામ. ૭
નીરમલ અકલ અનોપમ, ઉપમા કહી નવ જાય;
જગત પતિ પરમેશ્વર, ઇશ્વર અહરનીસ ધાય. ૮

આદ ૬.

ભગત પરાયણ ધરમ પાલક, હરિ તે નંદનું બાળક;
હરિ હરિ સંત તણા રીપુ નીરદલાએ. ૧
રાવણ પ્રમુખ હરાદીક થાપ્યા, હરિએ તેહને ઉથાપ્યા;
થાપીયા પધ વલી આપણેએ. ૨
વંદ્રાવનમાં ગોપી સરસુ, વીલસી જુગદાધાર;
હરિ તે ભગત સાધાર, આપણ પે સાચો બ્રહ્મચારીએ. ૩
જલ રેલંતુ ગોકુળ રાખ્યું, ત્રીભોવનના નાયક;
હરિ તે મુગત દાયક, લીલાએ જલધર નીરદલાએ. ૪

આદ ૭.

રંગ લાગ્યોરે રંગ લાગ્યોરે, સ્વામી ચોલ મજીઠ;
પતંગનો રંગ ઉતર્યો. ૧
વીખજાણ્યોરે, વીખજાણ્યોરે, લૈયો કામ વીલાસ;
ભોગ સરવે પાવક સમા. ૨
હવે છાંડુરે હવે છાંડુરે, લૈયો સુખ સંસાર;
વૈરાગ બંધવ ભેટીયો. ૩

તેણે ટાળ્યું રે તેણે ટાળ્યું રે, લૈયો તેહ સંગાત;
કામ ક્રોધ મદ પરહર્યાં. ૪

આદ ૮.

હરિ ગોવીંદારે, હરિ ગોવીંદારે, સ્વામી તું પરીબ્રહ્મ;
પસાવો માગી કરૂં વીનતી. ૧
એ રમતડીરે એ રમતડીરે, હવે પરીમેલ;
જેણે તેણે વસ દુઃખ સહ્યાં, ૨
આપણુપેરે આપણુપેરે, સ્વામી આતમ સ્વરૂપ;
જુજવાં કરી કાં રોલવે. ૩
તું વરાંસીયોરે તું વરાંસીયોરે, અતી ચતુર સુજાણ;
ખાંણ ચારે રચ્યો એકલો. ૪

કડવું-૩.

આદ-૧.

હરિ હરિ જદુકુળ તીલક પ્રસંસી એ, સોસીરે પુતના જેહ;
જમલા અરજુન મોડયા રીકંતાએ. ૧
હરિહરિ સકટ તૃણાવંત[1] સરવે હણ્યાએ, રમતલાગોકુળ માંહ્ય;
ધેનુક વછક મારીયોએ. ૨
હરિહરિ ગોકુળ ઑચ્છવ અતી ભલાએ, નાથ્યો કાલીનાગ;
નાગ ચઢીને પ્રભુ મારો નાચીઓએ. ૩
હરિહરિ અકરૂરે પરીબ્રહ્મ ઓળખ્યાએ, આણ્યાં મલ મોઝાર;
કૈંસ તણું કુળ સરવે હણ્યુંએ. ૪
હરિહરિ ઇંદ્ર પ્રમુખ મુની હરખીયાએ, પુર્યાં ભગત મનના કોડ;
સ્વામીને કાજ કસુ નથીએ. ૫

આદ-૨.

હરિહરિ શરદ પુનમ જેસી શશી કલાએ, તે શ્રી મુખ કલાએ;
લોચન કમલ સમાન. ૧
હરિ હરિ અધુર બીંબ ફળ અવગણેએ, કશું નવ ગણેએ;
દંત માણેક અણીરામ. ૨

---

૧ તૃણાવંત=રાક્ષસનું નામ છે.

હરિના રૂપ તણે રસ નીરખતીએ, અતી હરખતીએ;
નાર ના પામે પાર. ૩
હરિ મરકડલે હસંતો રીપુ હણ્યોએ, નહીં જેહ તણોએ;
કોપ મચ્છર અહંકાર. ૪

આદ-૩.

હરિ હરિ કાલજવન[1], અતી બળીયો દાણવ[2];
માનવ લોક વદીતો[3]. ૧
હરિ હરિ તેવીસ ક્ષોણી કેરો અધીપતિ;
અધીપતિ ગુણ જેણે જીત્યો. ૨
હરિ હરિ શ્રી કૃષ્ણે સમુદ્ર તણી ભોમ લીધી;
કીધી તાંહાં રાજધાની. ૩
હરિ હરિ એક રાતમાંહી, કોઇએ નવ જાંણી;
આણી મથુરાં તોલયે. ૪

આદ-૪.

આણી આણી મથુરાં તોય, હરિની વીગત ન જાણે કોય;
ગઢ મંદીર ગરૂએ, હરિ તે જે જમ તે તમએ. ૧
સુનલેપુર હરિ એક, તાંહાં આવ્યાં કટક[4] અનેક;
વિંટી નગરી એ, તાંહાં દીઠા એક હરિએ. ૨
દાનવ બોલ્યો પરાણે, તેહેને હરિ બલ તણુ અજાણ;
સંગ્રામ માગીયુ એ, હરિએ રીપુ વદીયો આગે એ. ૩
હરિ એ રીપુ દીઠોરે અબુઝ, હવે એ ઉપર કોણ ઝુઝેએ;
ચાલ્યા ત્રીભોવન ધણીએ, રીપુ પલ્યો મરણ ભણીએ. ૪
જાંહાં પોઢયા છે મુચકંદ[5], તેણે ગીરીવરે ગયારે ગોવીંદ;
જાગ્યો ભુપતિ એ, તતક્ષણ પડયો દાનવપતિએ. ૫

આદ-૫.

સકલ ભુવન પતી એકલો, રાય રમેરે શરીર;
તે હરિ પરીબ્રહ્મ ધાઇએ, અકલ અસંભવ વીર. ૧

---

૧ કાલજવન=દૈતનું નામ છે. ૨ દાણવ=રાક્ષસ. ૩ વદીતો=પ્રખ્યાત. ૪ કટક=સન્યા.
૫ મુચકંદ=માન ધાતાના પુત્રનું નામ છે.

પરીબ્રહ્મ તુ નીરદે નથી, વીનતડી અવીધાર;
ગરભ પડંતોરે આતમા, અતી દુઃખ સહેતો નીવાર. ૨
આતમા એકજ તાહેરો, કાંય કરે જુજવા કરમ;
એક કરાવો ચરાચર, વીષ્ણુ ભગતી નીજ ધરમ. ૩
વણ હરિ ભગતી અજાણવે, ન લહે કોયે તાહારો મરમ;
કૃત કરમ ભોગવે એકગમ, બીજીગમ સાંચે કરમ. ૪
એવડે સાંકુસ્ટે સાંકલ્યો, કાંય ઉવેખ્યો તાત;
કરમ તણે શીર સોંપીને, સાસ્ત્રે મુકી છે વાત. ૫
જુના ભોગવી નીગમે, નવાં તણુ કરે પરહાર[1];
એણીપેરે નીસકૃમ જો હોય તો, હવડાં હોય પાર. ૬
જાંહાં લગી એક કરમ હોય, તાંહાં લગી ન છુટે અવતાર;
ભોગવવાં દેહ ધરાવે, સહે જમના બહુ માર. ૭
દેહ ધરે નીસકૃમ પણું નથી, પણ ના મેહેલીસ હરિ નામ;
પામેસ નામ સરણ વડે, નીસકૃમપણું નીરવાણ. ૮

આદ ૬.

સુરનર પનંગ સરજે ને સંધારે, હરિ તે અધરમ નીવારે;
હરિ હરિ ધરમ આરોપે ત્રીભોવન ધણીએ. ૧
નાટક જેહ તણું કોય ન પ્રીછે, હરિ તે આપણુપે પ્રીછેએ;
અપ્રીછણ પેર છે જેહ તણીએ. ૨
અનેક નાટક રચે આદે અરૂપ, હરિ તે કાઢે બહુ રૂપ;
આપણુ પે જુએ જુએ એકલોએ. ૩
સુરઅસુરાં ભેળવી અલગોથયોને, માંહેહરિતે ત્રીભોવનને વાહે;
હરિનો દોરી સંચારો કોઇ નવ લહેએ. ૪

આદ ૭.

હરિનું સમરણુરે, હરિનું સમરણુરે, સ્વામી અક્ષેયે ભંડાર;
કને થકો હવો દાલીદ્રીયો. ૧
સીદાણોરે સીદાણોરે, લૈયો તુ ચહુ ખાણ;
ભંડાર તણેરે અજાણવે. ૨

---

[1] પરહાર=નાશ.

દેખાડયોરે દેખાડયોરે, શ્રીગુરૂએ ભંડાર;
પરીબ્રહ્મ સમરણ રૂપીયો. ૩
તેણે ભાગીરે, તેણે ભાગીરે, લૈયો ભવની અણાથ;
ગરભવાસ દુઃખ રૂપણી. ૪

આદ ૮.

પરમાતમારે, પરમાતમારે, સ્વામી દેવ અનંત;
અંગુષ્ટ[1] માત્ર જો તું હવો. ૧
અતીબલીયોરે, અતી બલીયોરે,સ્વામી સરજણહાર;
અબલા પ્રકૃતી કાંય અનુસરૂએ. ૨
એ આતમારે એ આતમારે, સ્વામી ઉપન્યો તુજ;
તુજને એ અંતર નહીં. ૩
એ આતમારે એ આતમારે, સ્વામી વીગતો કેડ;
તુજ આગળ બીજો નહીં. ૪

કડવું-૪.

આદ-૧.

હરિ હરિ કાંહાંન શામલ વરણ ગાઇએ એ, મ્રગમદ[1] તીલક વીસાલ;
બાલ સુંદર રળીઆમણોએ. ૧
હરિને કનકમય મુગટ સોહામણોએ, બેઠા માણેક કોડ;
ઝબક લે હીરા રવી જેસા એ. ૨
હરિને કાંને કુંડલ કોટે કાંટલો એ, ઉર મુગતાફળ હાર;
હાર કૈસ્તુભમણી ઝલહલે એ. ૩
હરિને મોતીડાં લેહેકે છે નાસીકાએ, મણીમય કંકણ હાથ;
રતન જડીત ભુજ બેરખા એ. ૪
હરિને પેરણ પીત પટોલડી, ઉર ચંદનના લેપ;
ટોડર[2] ખુંપ કુસમ ઘણાએ. ૫

આદ-૨.

હરિએ અમરીસ નરપત છેતર્યો એ, જુગ અવતર્યોએ;
સ્વામી દશ અવતાર. ૧

---

૧ અંગુષ્ટ=અંગુઠો. ૨ ટોડર=ડમરો; ડમરાની માંજર.

હરિ બલ તણે દ્વાર ઉભો રહ્યો એ, જોતાં નવ લહ્યોએ;
જેહ જોગેશ્વર પાર. ૨
હરિ તે સુદામાને રીધ પુરંતોએ, અતી ઝુરંતોએ;
ઓળખ્યો મુગતી ભંડાર. ૩
હરિ વણસંતી રીધ નવ આદરીએ, સો નીશ્ચલ કરીએ;
લીધી સપ્રીત સાખ. ૪

આદ ૩.

હરિ હરિ કૃષ્ણ કૃષ્ણ ભણે, અહરનીસ રૂક્ષમણી;
ગુણ રાતીરે ગોપાલ. ૧
હરિ હરિ તેહ તણા મનના મનોરથ પુર્યા;
ચુર્યા[1] રાય શીશુપાલ. ૨
હરિ હરિ સોલ સહસ્ત્ર કંન્યા કાલાગ્રહ;
ગ્રહી નરકાસુર પાણ.[2] ૩
હરજીએ દૈત હણ્યો કંન્યા કીધી મુગતી;
ભગતવચ્છલ ચક્રપાણ. ૪

આદ ૪.

કેવલ પરમ જ્ઞાન, સ્વામી ગુણ કલ્યાણ નીધાંન;
તીરથ પાવનુ એ, હરિનું પવીત્ર કીરતનએ. ૧
કોટ રવી પરકાસ, સ્વામી રાખો ખીતી આકાશ;
જયો જયો વીસંભરૂએ, હરિ તે દૈત ભયંકરૂએ. ૨
હરિ પરમાતમા રામ, સદા જેહેનુ નીરમલ નામ;
ત્રીભોવન તારણએ, હરિ તે નરક નીવારણ એ. ૩
કાલ તણોરે મહાકાલ સ્વામી, પાપ દહન ગોપાલ;
તુલસી વલ્લભએ હરિ તે સુરીનર દુલભએ. ૪

આદ ૫.

સ્વામીજી તાત તુ સમરથ, અનરથ એહ નીવાર;
જીવડો વગોવ્યોરે કલપના, પેહેલાં તુ એહજ વાર. ૧

૧. ચુર્યા=માર્યા. ૨. પાણ=હાથ.

કરમ તણે શીર દુસણ વાત છે, તાહેરે હાથ;
અહરનીસ સુમરણ તાહેરે, ભાંજે કરમ સંઘાત. ૨
કરમ પેરે ભમી ભાગ્યોરે, નીત નવા બહુ ગરભવાસ;
સુખીયુ દુ:ખીયુ, ઉતમ મધ્યમ ઠાકોરદાસ. ૩
નવાંરે સાંચે જુના ભોગવે, એમ નથી કરમ નીસ્તાર;
જો હવે તમો ક્રીરપા કરો, તો હવડાં હોય પાર. ૪
ઠાકોર તુહજ બાપ તું, બંધવ દયા નીધાંન;
તારી ભગ્તી રહીત અપરાધીયો, ક્ષમો સ્વામી ગોવીંદ કાંહાંન. ૫
આગેરે જે તમો ઓધાર્યા, તેહ તણા બહુ અપરાધ;
તે સર્વે પરમ આનંદ રમે, ત્રુંઠો તુ સમરથ રાય. ૬
પ્રકૃતી તણો હવે ભય નથી, ઓલગ્યો મુલગો સામ;
ધ્યાન ચૈતને મન લીનુ, કરમ દહયાં હરિનામ. ૭
આતમા મનના તમો ધણી, હું ધણી નહીં એકુવાર;
તાહારી વસ્તુ લે તુ કને, હું કને વણસે અપાર. ૮

આદ-૬.

બ્રહ્મા બોલ્યા જમરાય પ્રત્યે, મોટાં શું માંખોલુદે;
ગર્ભમાં બોલેલું છે, વૈષ્ણવ પુંજ છે હરિ તણાએ. ૧
જેને મુખે હરિનામ અપ્રીત, કંઠે તુળસી લેલાટે ગોપીચંદન[1];
તે સુરીનર વંદન દે તીરથનુ, તીરથ ભહ્યા વદેએ. ૨
શંકર પે મુખ્ય ઉપાસના કરતાએ, તતક્ષણ તાંહાંથી છાંડે;
તે સુરત આવીને માંડે, વૈષ્ણવ જન જાંહાં બ્રહ્મા વદેએ. ૩
ભગ્ત પરાયેણ પરઉપકારી, એવો સમરથ સેવ્યોદે;
તે એક નીરંજન દેવ દે, સેવે ગરભ સંકસ્ટ હણેએ. ૪

આદ-૭.

હરે સ્વામીયરે હરે સ્વામીયરે, બાપ કરને સંભાળ;
જનમ મરણ વસ આતમાએ. ૧
વીસારંતોરે વીસારંતોરે, હરિ પરીબ્રહ્મ નામ;
અચેત બુધે થયો આંધળો. ૨

૧ ગોપીચંદન=દ્વારકાની નજીક ગોપી તલાવ છે તેની અંદરની પીળાશ પડતી સફેત અને ચીકણી તીલક કરવાની માટી.

હરે સ્વામીયરે હરે સ્વામીયરે, તુ છે દીન દયાળ;
એમ ના વીસારેસ બાપડા. ૩
બહુ કીધાં છે રે બહુ કીધાં છે રે, સ્વારથ કરમ;
નરક ને જમ છે બીહામણા. ૪
અતી દોહેલાંરે અતી દોહેલાંરે, આગે માહા સાંકુસ્ટ;
પુરવ જનમાંતરે ભોગવ્યાં. ૫
તેણે બીહંતોરે તેણે બીહંતોરે, સ્વામી આતમા એહ;
તમો સરણાગત આવીયો. ૬
હાવે રાખોરે હાવે રાખોરે, સ્વામી આપણ માંહ્ય;
આપણો બોલ સંભાળજો. ૭

આદ-૮.

હરિ પરીબ્રહ્મરે હરિ પરીબ્રહ્મરે, સ્વામી તું પરીબ્રહ્મ;
ભાયેગ જોગે જપ પામીયો. ૧
હરિ એકજરે હરિ એકજરે, સ્વામી પુરોની કોડ;
ભગતી ચરાચર ઉપજે. ૨
આહાવું માંડોરે આહાવું માંડોરે, સ્વામી જુગ વૈકુઠ;
ઘર ઘર અવતારતા નહીં. ૩
અવતરીયા છે રે અવતરીયા છે રે, ગોકુળના કાંહાંન;
શ્રી પદ્મનાભ પુરસોતમ. ૪
જે ગાસેરે જે સાંભળસેરે, પરબ્રહ્મ પદબંધ;
બંધન છુટેરે ભવતણાં. ૫

## વડી કારજ.

### પદ-૧૧.

આદ-૧.

જહીંએ છે તું અછતું નહીં, નહીં નીરાકાર ને આકાર રે;
જહીંએ પવન અમર નહીં, નહીં જુગ તેજને અંધકાર રે. ૧
કાલે ખાધા એ માનવ દાનવ, સુર મુની માહા સીધ રે;
ખાધી ચોસઠ જોગણી, શકતી સીકોતરી માહા કોડ રે. ૨

ખાધાં ચોરાસી ચેટક, બલવંત બાવન વીર રે;
આદે ગુરૂવો સમરથ, અવીગત પરીબ્રહ્મ રાયરે. ૩
જેણે સરજીયા માહા કાળ, કાળ મરે તેહ ના મરે રે;
બ્રહ્મા હરાદીક સરજીયા, બ્રહ્માંડ તણો નહીં પાર રે. ૪
લીલા છતુ અછતુ કરે, સુરનર અનેકવાર રે;

વલણ.

સુરીનર અનેકવાર સરજે, બ્રહ્મ હરાદીક થાપે;
સમરથ લીલાએ જુગ નીપાયો, દાનવ દુરીજન કાંપે.
સ્વર્ગ મૃત પાતાળ ત્રીભોવન, ધરતી અમર માંડે;
અનેક રૂપ ધરી ધરમ પાળે, પ્રકૃતી તણા ગુણ છાંડે.
તે હરિ પરીબ્રહ્મ જે પરીબ્રહ્મ, સ્વામી પદ્મનાભજી તમો સરણ;

આદ-૨.

આદે નારાયણ સમરોરે ગુરૂવો મુગત દાતારરે;
ગરૂવો ગવન લક્ષ્મી પતિએ, ચત્રુભુજ ત્રીભોવન રાયરે. ૧
ખીર પયો નીધ પોઢીયા, છેદવા દાનવનું વંસરે;
સ્થાપેરે બ્રહ્માંડની કોડરે, મુનીજન માનવ હંસરે. ૨

વલણ.

મુનીજન માનવ હંસ સ્વામી, સુક સુનકાદીક તાંહાં રમે;
ગુરૂ સપતા મહાસુર ઈંદ્રાદીક, તે પાર કો નવ લહે.
બ્રહ્માંડ બ્રહ્માંડ બ્રહ્મ હરાદીક, અનેક જુજવા સ્થાપેરે;
એક બ્રહ્માંડ કેરો પાર ના લાભે, તેહ પાર કોણ કોણ આપેરે.
તે હરિ પરીબ્રહ્મ જે પરીબ્રહ્મ સ્વામી, પદ્મનાભજી તમો સરણ.

આદ ૩.

પ્રથમ સંખાસુર સંહારવા, અવતર્યા સમુદ્રમાં ઝાર રે;
મછરૂપ ધર્યું સ્વામીએ લીલા, જલ નીધમાં ઝારરે. ૧
પુછ ઉલારીયુ લીલાએ, જલ નીધ ગયું છે આકાશરે;
તેણે જલે બુડયો એ મેરૂરે, રવી શશી સાગર સુર લોકરે. ૨
સેન કપોતની[1] રીતેરે ઝડપી, હણ્યો સંખાસુર દૈતરે;
શંખ પચાયણ પુરીયો, ત્રીભોવન ઓચ્છવ હોય નીશાનરે. ૩

---

૧ કપોત=ડોકે રંગની છાંટ હોય તેવું કબુતર, પાળેલો હોલો.

વલણ.

ત્રીભોવન ઑચ્છવ હોય નીરંતર, ત્રાસ પડે દાનવ તણે;
બ્રહ્મા અરઘ લઇ તાંહાં આવ્યા, ચાર વેદ ચહુ મુખ ભણે.
દૈત તણું તાંહાં કુળ ઉથાપ્યું, સુરીનર નિશ્ચલ થાપ્યા;
દાનવ કુળથી વેદ વાલી, બ્રહ્માને કુલ કુલ આપ્યારે.
તે હરિ પરીબ્રહ્મ, જે પરીબ્રહ્મ સ્વામી પદ્મનાભજી તમ ચરણ;

આદ ૪.

રમતલા કુર્મહ રૂપેરે મંદીર ધરીયલુ પુસ્ટરે;
મંદીર ફેરવતાં સુખ હવુ, કુર્મહ ઉપની તાંહાં નીંદ્રાએ. ૧
ચૌદ રત્ન તાંહાં કાઢીયા, લક્ષ્મી સેવે હરિના પાયરે;
સુર અસુર સુરમુની સ્તવે, ગીરીવર અધીક સ્વરૂપરે. ૨

વલણ.

ગીરીવર ગરૂવા રૂપ સ્વામી, કુર્મહ બીજે અવતર્યા;
શેષ નાગ પત ધરણી ધરે, પુષ્ટ વીભાગે ઓધર્યા.
મંદીર ધરીયો સુર અવગાહ્યો, ચૌદ રત્ન તાંહાં લીધાં;
એણીપેર ભગતવચ્છલ નારાયણ દેવ કારજ સરવે સીધ્યાં.
તે હરિ પરીબ્રહ્મ જે પરીબ્રહ્મ,સ્વામી પદ્મનાભજી તમ સરણ;

---

## લોઢી કારજ ઉર્ફે પામ્ય સરણ.

પદ ૧૨.

પામ્ય સરણ હરિ પરબ્રહ્મા રાય;
ગરભ ટાળવા નથી અનેરો[1] ઉપાયરે. ટેક.
માયારે સીકોતર આતમા ધાર્યો;[2]
મલીન મંત્ર વીષ્યાદીક[3] ભાર્યોરે. પામ્યસરણ. ૧
પરીબ્રહ્મા નામે મંડલ પુરાવો;
સમરણ નરસીંહ વીર બોલાવોરે. પામ્યસરણ. ૨
પરીબ્રહ્મા નામે માહા મંત્ર સાધ્યો;
ઇંદ્રિ સહીત નીશ્ચલ મન બાંધ્યોરે. પામ્યસરણ. ૩

---

૧ અનેરો=બીજો ૨ ધાર્યો=દાબ્યો ૩ વીષ્યાદીક=પંચ વીષય વિગેરે.

ચરાચર પ્રગટ અભ્યંતર[1] જુગ થાપ્યું;
નરક વીડંબવા[2] જમ કર આપ્યુંરે. પામ્યસરણ. ૪
આતમા પે[3]તું કરમ કરાવે;
કરમ ભોગવવા દેહી ધરાવેરે. પામ્યસરણ. ૫
જનમ મરણ વસ આતમા વગોયો;[4]
ડસ ભરી તાહેરા નામ સુ ન રોયોરે. પામ્યસરણ. ૬
ક્ષીતી[5] જલ ગગન પવન નહીં તેજ;
તહીએ સ્વામીજી માહારા પરીબ્રહ્મ એકરે. પામ્યસરણ. ૭
જઇને સ્વામીજી તમો વડપત્ર સુતા;
તહીએ આતમા કહો કહાં હુતારે. પામ્યસરણ. ૮
અણછતો ભગત વીનંતી કરજોડ;
તું મલે હવે સંકુસ્ટ છોડરે. પામ્યસરણ. ૯

---

## હરખ ભોવન.

પદ ૧૩.

શ્રી પદ્મનાભ જુગ અવતર્યારે, અને પ્રગટયું પરીબ્રહ્મ નામ;
સાંકુસ્ટ છુટયાં આતમારે, લહે તે વૈકુંઠ ઠામ. ૧
એમ કરે પરીબ્રહ્મ રાયતુંરે, સમરથ તાહારી લીલાએ;
તું સરખો હોય ત્રીભોવનરે, જુગમાં જે જે કારએ. ૨
સુરનર મુનીજન ગ્રહે ગયારે, સમરથ વિષ્ણુ આધાર;
બ્રહ્મા વિષ્ણું માહેશ્વરરે, ના લહે તાહેરોરે પાર. ૩
મીત્ર સુદામા સમધર્યારે, અને મંદીર અનોપમ કીધ;
કોટ કોટ ઇંદ્રતણીરે, રીધ અકેકરે સ્થંભ. ૪
ગોકુળ ગોવીંદ અવતર્યારે, અને પીંડારામાં દેવ;
ભગત વચ્છલ ભણી ઓલંગ્યોરે, સંત કરે તાહારી સેવ. ૫
આદે અનાદે એક તુરે, અને તુજ વણ અવર ના કોય;
વીસંભર વ્યાપી રહ્યોરે, સરવ નીરંતર સોય. ૬

---

૧ અભ્યંતર=અંદર અને બહાર ૨ વીડંબવા=નાશકરવા ૩ પે=પાસે, તેની કને ૪ વગોયો=વગોવ્યો, નીંદા કરાવી. ૫ ક્ષીતી=પૃથ્વી.

પરબ્રહ્મ નર નારી ભણેરે, અને જે પરીબ્રહ્મ પસાય;[1]
શ્રી પદ્મનાભ જોગે અવતર્યારે, તું છે વૈકુંઠરાય. ૭
ગોવીંદ કૃષ્ણ મોરાર તું રે, અને નારાયણને રામ;
ભગત જાંહાં જેવું મન ધરેરે, તાંહાં છે તારો ઠામ. ૮
દશ અવતારે અવતર્યારે, અને મચ્છાદીક છે જેહ;
દૈત સરવે તેં ઓધાર્યારે, શ્રાપ તણા કર્યા છે છેહ.[2] ૯
કૃષ્ણ અવતારે અવતર્યારે, ગુણ કરમ ન લહે પાર;
સંત દ્રસ્ટે તને જાંણીએરે, તાહારાં રૂપ અપાર. ૧૦
પાંચ તત્વ તેં સ્થાપીયાંરે, મન બુધ ચીત અહંકાર;
માયા જોગે વ્યાપીયોરે, પ્રગટ પુરૂષનો એ ઠાર. ૧૧
પાંચે પાંચે પરવર્યારે, ખટ દે તુજ સ્વરૂપ;
અનંત બ્રહ્માંડ સેવા કરેરે, તું છે અવીગત રૂપ. ૧૨
રૂપ તમારાં સાંભળ્યારે, અને નીગમ સાસ્ત્ર પુરાણ;
તે કારણ તુજ વીનવુંરે, તું છે રાય સુજાણ. ૧૩
ભગ્ત વચ્છલ ભણી વીનવુંરે, અને ભગ્તજન વીશ્રામ;
એક મને સેવા કરેરે, પામે તાહારૂં ઠામ. ૧૪
રૂપ અરૂપે જાણીએરે, અને નામ વડે દે પાર;
નારાયણ નામ ઓચર્યુંરે, જોઈ લેજો સાર. ૧૫
શેષ સુખાસણ પોઢણેરે, અને લક્ષ્મી સેવે પાય;
આદ વિષ્ણુ તુને જાંણીએરે, અનંત બ્રહ્માંડનો રાય. ૧૬
નાભી કમલ બ્રહ્મા વસેરે, તેહ નવ જાંણે પાર;
ધ્યાને ભગતે જાણીએરે, ખીર પયો નીધ ઠાર. ૧૭
પંડ બ્રહ્માંડ ભરી રહ્યોરે, ને જેવો જલમાં કુંભ;
સેવા કરે સહુ તાહેરીરે, આદે દેઈને સંભ[3]. ૧૮
દરપણ મુખ અવલોકતાંરે[4], ને જેવો છે આભાસ;
જોતાં એણીપેરે જાંણીએરે, સરવ નીરંતર વાસ. ૧૯
અનંત મુરત તુંને જાંણીએરે, અને બ્રહ્માંડ તાહારૂ રૂપ;
નાગલોક ચરણે વસેરે, તું છે સમરથ ભુપ. ૨૦

૧ પસાય=કીરપા ૨ છેહ=નાશ. ૩ સંભ=શંભુ, માહાદેવ. ૪ અવીલોકતાં=જોતાં.

ફીરપા વડી પેર તાહેરીરે, અને જાણે વૈષ્ણવ લોક;
એક મને સેવા કરેરે, ટાળે તેહેના શોક. ૨૧
પદ્મનાભ પરબ્રહ્મ તુંરે, અને તું છે ગુરૂવો રાય;
ગુરૂવી પેર છે તાહેરીરે, સંત ઈંકોતેર ઉછાહ. ૨૨
જુગ સચરાચર મોહીયુંરે, અને વિષ્ણુ ભગત ઉછાહ;
ઘેર ઘેર વૈકુંઠ માંડીયુંરે, તું છે સમરથ રાય. ૨૩
લીલાએ લેલાઇ રહ્યુંરે, ભગતે હરિ પરીબ્રહ્મ;
જે પરીબ્રહ્મ એમ જપ કરેરે, પામે તાહારૂ સરણ. ૨૪
લક્ષ્મી સહીત સેવા કરેરે, અને હરિ નારાયણ દેવ;
ભગતી વીસ્તરે, તાહેરીરે. ટાળે ઉધારની ખેવ. ૨૫
સુખે ભગત સેવા કરેરે, અને ભગત પરાયણ દેવ;
નમો વિષ્ણુ એમ ઑચરેરે, એહજ તમારી સેવ. ૨૬
વલી સાકારે ધાઇએરે, અને ચત્રુભુજ શામળ વરણ;
ગોવીંદ કૃષ્ણ મોરાર તુંરે, ગુરૂવા તાહારા નામ. ૨૭
વલી વીસેકે ઢુંકડાંરે, અને જોતાં આતમ જ્ઞાન;
રૂદે કમલ વસી રહ્યારે, તે નહીં કહે સમાન. ૨૮
એક વીસેકે જાણીએરે, દીપવંત[1] આકાર;
રસ પાત્રવત પરહરીએરે, અંજન સેહેજ નીવાર. ૨૯
તીરથ વૃત અવગાહીયાંરે, અને જો જપે પરીબ્રહ્મ નામ;
ગોપીચંદન શીર વહેરે, પુંજા તુળસી સંત. ૩૦
ભગતી ભલી છે તાહેરીરે, જે કોઇ જાણે સુજાંણ;
વેદ મારગ અનુસરોરે, સબળી તાહારા આણ. ૩૧
ભગત વીના નવ પામીએરે, અને ભગતે ભોળો રાય;
વલી વલીમાં શોધશોરે, "અવર નથીરે ઉપાય. ૩૨
ભગત જન સહુ સાંભળોરે, અને અહરનીસ કરજો સેવ;
મન ધ્યાને વિલંબજોરે, જાંહાં જુવો તાંહાં દેવ. ૩૩
જોતાં જાણે જુજવુંરે, અને જુગ ચરાચર સોઇ;
રવી આપો પે માંડીનેરે, પાત્ર વીનાણે જોઈ. ૩૪

૧ દીપવંત=દીવા જેવું,

વળી વિચારી જોવંતાંરે, જાણે આપે આપ;
આપ તણી પેર એક થયુંરે, હું ટાળ તું આપ. ૩૫
તું આગળ શું માહેરૂરે, સઘળે તાહારૂ રૂપ;
ચંદ્ર સુરજ તેં થાપીયાંરે, જુગ સચરાચર ભુપ. ૩૬
સંત સંગત સુખ પામીએરે, અને જપીએ આદ મુકુંદ;
આપ વ્યાપ માંડી રહ્યોરે, અનંત બ્રહ્માંડ ગોવીંદ. ૩૭
જોતાં પાર પામે નહીંરે, અને સુર બ્રહ્માદીક લોક;
નીગમ નેતી એમ ઑચરેરે, જાણ કહાવે ફોક. ૩૮
પામર પેર પ્રીછે નહીંરે, અને બોલે અતી અહંકાર;
ડાહાપણે માને નહીંરે, દેહ તણો નહીં સાર. ૩૯
તે પેર પ્રીછે તાહેરીરે, જે તજે સ્વારથ કામ;
મન ચરણે આરોપીનેરે, સરણ તમારે રામ. ૪૦
મોટા વણ નવ છુટીએરે, અને સ્મરણ શ્રી ગોપાળ;
મુનીજન સહુ સેવા કરેરે, તું છે સંત પ્રતીપાલ. ૪૧
સુખ સજ્જા પ્રભુ સેવીએરે, અને રાજા શ્રી અવીનાસ;
ચારપદારથ પામીએરે, અંતે અનોપમ વાસ. ૪૨
તુજ સરણાગત આતમારે, અને વૈષ્ણવ ચરણ પસાય;
ભોલી ભગતે અનુસરૂરે, તું છે સમરથ રાય. ૪૩
અહરનીસ સંત સંગત કરોરે, અને પહોર ઘડી અનુસેસ;
ધ્યાન ધરીને જોઇએરે, દીસે તાહારા વેષ. ૪૪
નીત કરમ સઘળાં સારીયાંરે, અને કુલ અનુસારે આપ;
પુંજા વીવીધ પેર પુંજીએરે, એની પેર મલીએ બાપ. ૪૫
ઇચ્છાએ રમ્યો અજાણવેરે, અને ના કરી તાહારી સેવ;
તોપણ કીરપા કર પ્રાણીનેરે, તું છે દેવનો દેવ. ૪૬
તાહારી સંગત આતમારે, અને મન પ્રકૃતી ને તેજ;
રૂદે કમલ અવીલોકીનેરે, કરો પરમાતમા હેજ. ૪૭
સકલ ભુવન સ્વામી વસેરે, અને સોઇ રાજા અપવર્ગ;
અનંત બ્રહ્માંડ સેવા કરેરે, આદે દેઇને સ્વર્ગ. ૪૮
ધ્યાને અવનેશ્વર ધાઇએરે, અને રાય અમુરત જેહ;
અહરનીસ સંત સેવા કરોરે, લોલાયે વલી એહ. ૪૯

જુગ સચરાચર એમ હોયરે, અને જાંહાં જોઇએ તાંહાં દેવ;
ભગતી પ્રગટ કરો પરીરે, કરમ તણા કરો છેહ. ૫૦
ભગતી કરમનાં નીગમ્યારે, અને તે કેમ પામે પાર.
પ્રકૃતી તણે વસ આતમારે, તે હવે તાહારી સાર. ૫૧
ભગતી ચરાચર ઉપજેરે, અને સ્વામી કરોની પસાય;
અખીલ વીશ્વ મત એક હોયરે, ધાઇએ ગુરૂવો રાય. ૫૨
હરખ ભાવ હૈડે ધરોરે, અને જોજો આતમ વિચાર;
લેજો જપ જોઇ કરીરે, હરિમંત્ર સહુમાં સાર. ૫૩

## શોક ભોવન.

પદ-૧૪.

હરિ પરબ્રહ્મ તમો તો સીયલ[1] ધણીરે, સઘળે તુહજ એક;
તું અમર સુખ ભોગવેરે, પડે અવરા ઘેર શોક.
એમ કાં સ્વામી બાપ ગુરૂવારે, તેં જુગ સરજીને દુઃખ; } ટેક.
દુઃખ પાડી સહુ વાહીયુંરે, વાહ્યા વાહ્યા સુરમુની જોગ. }
સ્વરગ ભોવન તણા રાણા રાયારે, કરમ તણે વસ કાળ;
મરણ વગોવીયુંરે પ્રાણ (દ્રુપત) મરણ વગોવીયુંરે પ્રાણ. એમ કાં. ૧
હરિ હર બ્રહ્માદીક રડે રે, અવર તણી કોણ માત્ર;
દેહ ધરાવી દુહવ્યોરે, હજુએ નવ ચેતે તું તાત. એમ કાં. ૨

દ્રુપદ.

રવી શશી સાગર મેદનીરે, નવ ગ્રહ નક્ષેત્ર માલ;
સ્થાવર જંગમ તું સરવેરે, ગ્રાસંતો નીવાર તું કાલ. એમ કાં. ૩
આપે આપ વગોવીયુંરે, છાહ્યું આતમ જ્ઞાન;
આપે નિશ્ચલ સુખે રહ્યોરે, તાહારૂ શું અભીમાન. એમ કાં. ૪
દેહી ધંધે વાહીયોરે, નીંદ્રાએ ગઇ સરવ રાત;
એમજ કરતાં મરી ગયો રે, ચઢયો જમ દુતને હાથ. એમ કાં. ૫
જે મન હરિ સમરણ નહીંરે, જે મુખ નહીં હરિ નામ;
વિષ્ણુ ભગત અંતર નહીંરે, તેહનો નરકે છે ઠામ. એમ કાં. ૬

---

૧ સીયલ=બધે.

પુત્ર કલીત્ર ધને વાહીયોરે, વીસાર્યું હરિ નામ;
મરણ પછી અતી દુઃખ પડયુંરે, નરક વગોવીયુંરે પ્રાણ. એમ કાં. ૭
જે હરિનામ સદા જપેરે, સેવે તુળસી ને સંત;
ગોપીચંદન શીર વહેરે, તેની દ્રસ્ટે ન આવેરે કાળ. એમ કાં. ૮
કાંયે વગોવ્યો આતમારે, છોડાવ્યું હરિ નામ;
એણે સુખે સહુ છેતર્યુંરે, વાહ્યો મોહ્યોરે સંસાર. એમ કાં. ૯
દેહ ધરે એમ જહાં લગીરે, મરણ ન આવે ચંત;[1]
ઓચીંતો કાળે ગ્રાસીયોરે, આક્રંદ[2] કરેરે અત્યંત. એમ કાં ૧૦.
દેહ છંડાવ્યો આતમારે, દુઃખ સમો હવો તેણીવાર;
દેહ વીણ કસ્ટ ચલાવીયોરે, દોહેલે પંથ અપાર. એમ કાં. ૧૧
અસીપત્ર વન બીહામણુંરે, વરસે ખડગારે તીર;
અગન વરણ વેળુ બળેરે, જીવ ચલાવ્યોરે તે માંહ્ય. એમ કાં. ૧૨
ઉપર બારે રવી તપેરે, નાખે ભોમ વરાળ;
રડતો જીવ ચલાવીયોરે, દેખે તુહજ દયાળ. એમ કાં. ૧૩
ઉપર અતી ગડા પડેરે, મારગ ઘોર અંધાર;
ભોમ લોહ કાંટે જડીરે, આક્રંદ કરેરે અપાર. એમ કાં. ૧૪
આગળ વૈતરણી નદી વહેરે, સત જોજન વીસ્તાર;
અરધ શ્રોણીત[3] પરૂ વહેરે, જીવ ચલાવ્યો તે માંહ્ય. એમ કાં. ૧૫
ખધ્યા ત્રસાદીક આકલોરે, વંછે પુત્રની આશ;
અન ઉદીક દીધાં લહેરે, નહીં મેહેલે નીસવાસ[4]. એમ કાં. ૧૬
નીત નીત પંથ ચલાવીયોરે, જોજન બસો સુડતાલ;
વરસ દીવસ લગી આતમારે, પડીયો દુઃખનીરે જાળ. એમ કાં. ૧૭
પેહેલુ કરમ ન ચીતવ્યુંરે, ઇંદ્રીએ વાહ્યોરે જીવ;
પછી મહા સાંકુસ્ટ પડયોરે, આક્રંદ કરેરે અપાર. એમ કાં. ૧૮
રવ રવ અતી રવ ઘણારે, નરક તે કુંભીરે પાક[5];
નરક વેદના ભોગવેરે, કોઇ ન કરેરે સંભાળ. એમ કાં. ૧૯

---

૧ ચંત=ચીતમાં, નજરે ૨ આક્રંદ=રડારડ, કલ્પાંત. ૩ શ્રોણીત=લોહી. ૪ નીસવાસ=નિશ્વાસ, નીસાસો. ૫ કુંભીપાક=એ નામનું નર્ક છે.

નરક ભોગવે એકલોરે, તાંહાં પચારે[1] જમ દુત;
પાપ કરમ તેં આદર્યોરે, ટળવળે કાંયેરે અબુઝ. એમ કાં. ૨૦
કરમ તણે વસ આતમારે, એણીપેર રહ્યો જુગ ક્રોડ;
ચાર ખાણ ખડભડ સહેરે, નરક અઠાવીસ કુંડ. એમ કાં. ૨૧
કરમ જાળ તેં બાંધીયુંરે, એનો સો અપરાધ;
હું મારૂ નીત નીત કરેરે, જનમ મરણનેરે પાસ. એમ કાં. ૨૨
તેં સઘલે હું એમ કહ્યુંરે, બ્રહ્મા કીટ[2] પતંગ[3];
એણે બોલે સહુ છેતર્યુંરે, આપે રહ્યોરે નિશ્ચંત. એમ કાં. ૨૩
અજર અમર અકલંક તુંરે, કરમ નહીં તુજ નામ;
ઓધર એ હવે આતમારે, નઠોરપણુંરે હવે છાંડ. એમ કાં. ૨૪
તું જનુની ને તાત તુંરે, તુંજ વણ અવર ન કોય;
દુઃખ સહે એ આતમારે, એહ વિચારી મન જોય. એમ કાં. ૨૫
તાહારૂ છોરૂ[4] આતમારે, જો સુમરે તુંજ નામ;
વેગે ઓછંગે લીજીએરે, લેલાએ તુજ નામ. એમ કાં. ૨૬
ભગત વચ્છલ[5] ભણી વીનવુંરે, ભુધર ભગત આધીન;
સરણાગત વીજે પંજરૂરે, તાહારે સરણે છે દીન. એમ કાં. ૨૭
તું છોડવે તો છુટીએરે, અવર નથીરે ઉપાય;
નહીં તો કાળ કરમ નડેરે, જમનો મોટો છે ધાય. એમ કાં. ૨૮
તાહારે નામે જમ હણુંરે, કાળનું કાપુરે શીશ;
કરમ તણાં વન દાહવુંરે, ભાંગુ નરક કુંડ અઠાવીસ. એમ કાં. ૨૯

---

## વેદ પુરાણ.

પદ–૧૫.

હરિ હરિ વેદ[6] પુરાણ[7] સમ્રીત, ખટ દરશણ નીઘંટ વિચારી
સ્વામી જોઇયુંએ. ૧
હરિ હરિ એકજ સાર સનાતન લાધ્યુંએ, ચૈતન હરિ પરબ્રહ્મ તણુંએ. ૨
પાછલા જનમ તણુ દુઃખ કાં વીસર્યું, ગરભને ઘેરે લઇ કાં થયોએ. ૩

---

૧ પચારે=યાદદેવડાવે. ૨ કીટ=કીડો. ૩ પતગ=પતંગીયું. જીવડું. ૪ છોરૂ=છોકરૂં. ૫ વચ્છલ=વાછરડું. ૬ વેદ=આર્યપ્રજાનું ધર્મ પુસ્તક ૭ પુરાણ=ઇશ્વર લીલાનો અને રાજાઓના ઇતિહાસનો ગ્રંથ.

કરમ તજી હરિનું ધ્યાનમાં છાંડેસ,અહરનીસ અનુસરો ક્ષેણુ ઘડીએ. ૪
ધંધે વાહીયો કાલ ન નીગમ્યો, કાજ છે તે રે સીધ્યુ નથી એ. ૫
જનમ મરણ સુખે દુઃખે એ વાહીયો,કાજસીધ્યા વીના જુગ ભમ્યોએ. ૬
કાજ સીધ્યુ નથી કામ ઉપર નથી,કાજ સીધ્યા વીના ઘર નથી એ. ૭
દેહ ધરે તે આતમા બોલીએ, દેહ વીના પરમાતમાએ. ૮
મુરત વીના પરમાતમા ધાઇએ, અવર પરપંચ કીજે નહીએ. ૯
તે પરમાતમાથી સહુ ઉપજે, અંતે તેણે વળી સહુ આથમેએ. ૧૦
સાથી ભુલ્યો વન એકલો રૂવેએ, સાથી દીઠા વીના નવ વીસમેએ. ૧૧
જનુનીવછોડયુંજેમબાળકરૂવેએ,જનુનીપામ્યાવીનાનીરવતનહીંએ. ૧૨
જલ વીનામાંછલીટળવળેઅતી ઘણી,ઉદકપામ્યાવીના સુખનહીંએ. ૧૩
એ પરમાતમા સુ રહે આતમા, એટલે કાજ સીધ્યું સહીએ. ૧૪
બ્રહ્મજ બોલે બ્રહ્મજ સાંભળે, બ્રહ્મ દેખે પરબ્રહ્મ જપે એ. ૧૫
વાસુદેવ પરમાતમા પરબ્રહ્મ, વિષ્ણુ નારાયણ એક તું એ. ૧૬
જીવ અજાણ કાં ધંધે વાહીયો, પોતે અધીક ઓછુ નહી હોય એ. ૧૭
પરબ્રહ્મ આઇસે જે જેમ રાખ્યાએ, તે તેમ રહોને પરબ્રહ્મ જપોએ. ૧૮
સમરથ સબળ સનાતન સાર એ, પાર નહીં જશ ગુણ તણોએ. ૧૯
પરબ્રહ્મ નામની ઉપરાજન[1] સાચીએ, તે વીના પ્રાણ છેદાય ઘણુંએ. ૨૦
આપ કબુધે નવુએ ન કીજીએ, પરબ્રહ્મ બોલ ના લોપીએએ. ૨૧
બોલ લોપે હોય ધણી વહુણો[2]એ, તેહ તણી ગત હાવે કોણ હસેએ. ૨૨
ધણી મુકે તેહેનું આયુસ લોપેએ, અવર મારગ ગત તેહેને નથીએ. ૨૩
ધણી સાચો તેનું આયુસ સાચુએ, અવર કુડુ સહુ વણસતુએ. ૨૪
અણછતાં ઉપજે છતાં વણસેએ,તેહ તણો બોલ સ્વામી નરક છે એ. ૨૫
જેહ સદાય છે સરજે ને ફેડે એ, તેહ મુકીને કોણે સેવીસ એ. ૨૬
ધંધે વાહીયો બાપ વીસારીયો, તો તુને નરકેથી કોણ કાઢસે એ. ૨૭
દરશણ સેવીસ ધરમ સંભાળેસ, અચલ સેવ્યા વીના વણસસે એ. ૨૮
અનેક પ્રકાર તુ પ્રાણ આગે હવો, હજુ કસુ કોડ તુને વલીએ. ૨૯
અપ્રીત પામ્યો પરમાદ કાં ઢોલેએ,અવર રસ નથી કાંઈ હરિ સમોએ. ૩૦
કાચ કારણ મણી હાથથી કાં નીગમ્યો, થોડલે સુખે બહુ
સુખ કાં તજેએ. ૩૧

૧ ઉપરાજન=ભક્તિ ૨ વહુણો=વગરનો.

ગર્વ માં કરેશ તું પૃથ્વીપતિ રાજીયા, રાંકમાં ખપેસતું દાલીદરીયાએ. ૩૨
હરસદ[1] કેરા પરબના પાણીની પેર, રૂધીર સાટે અહીં ઉદીક છે એ. ૩૩
જાગ દાનાદીકે રાજ પ્રાપત હોય, ધરમ ખુટે ને વળી દુઃખ સહેએ. ૩૪
પૃથ્વીપતિ તણું સુખ, ધનપતિ તણું સુખ, સુક્ષ્મ જીવ તણું સુખ
સમતુલ છે એ. ૩૫
આપ આપણે મન જે સુખ માનેએ, નરક સંપુરણ તેને તાંહાં છે એ. ૩૬
પરબ્રહ્મ પદ સુખે જે જઇ બેઠાએ, ઈંદ્ર પદ લગી તે નવ આભડેએ. ૩૭
મનના મનોરથ છાંડીને હરિ ભજો, વીગત ફીટે ને સહુ એક હોય એ. ૩૮
ભાષા[2] ના જાણું ને છંદ[3] ના જાણું, એક જાણું રે સ્વામી માંડણહારએ. ૩૯
તમ વડે જાણું ને તમ વડે જીવુએ, તમ વડે છુટે સ્વામી ચારે ખાણએ. ૪૦
આશ્રમે દરશણે વરણે જે ભોળવ્યા, તુ વીના સહુએ રડવડયા એ. ૪૧
તાહારે આઇસે સબળ કરમ છે, લાગતાં અંધ બીહે નહીં એ. ૪૨
કરમ ભોગવી પછી દુઃખ સહે આતમા, તું હજ લાજરે તાહારાભણીએ. ૪૩
અણછતોભગત વીનંતી કરેસ્વામીજી, આતમાફેડીનેઅલગોશું કરેએ. ૪૪

---

## સોરંગીનું પદ.

પદ—૧૬.

જીરે સરસ્વતા સ્વામીને[4] વીનવું, અને માગુ એક પસાયો દે;
જીરે બોલી ભગતે ગાઇસુ, તું કોટ બ્રહ્માંડનો રાય દે. સોરંગીયા. ૧
જીરે સોરંગે શ્રીહરિ ધાઇએ, અને આહારાઇએ ગોકુળ કાંહાંન દે;
જીરે હરિ પરબ્રહ્મ જે પરબ્રહ્મ, ગરૂવા તાહારા નામ દે. સો૦ ૨
જીરે સંસાર સાગર અતી દોહેલો, અને અતી ઉંડોને અપાર દે;
જીરે રામ નામ કર બોલડી, ઉતરીએ પેલે પાર દે. સો૦ ૩
જીરે કોટ બ્રહ્માંડ ભાંજે ઘડે, અને તે કંડીએ કેમ માય દે;
જીરે કોને ચઢાવું ફુલપાત્રી, જેહેનાં ચૌદ ભોવન મુખ માંહે દે. સો૦ ૪
જીરે આતમ વીંટયો જાણીને, અને ગુણ તારૂણીમાં રાચ્યો દે;
જીરે કોટ બ્રહ્માંડ વ્યાપી રહ્યો, તે કેવલ બ્રહ્મ અવાચ[5] દે. સો૦ ૫

---

૧ હરસદ=પરબ. ૨ ભાષા=બોલી, વાણી. ૩ છંદ=અક્ષર અથવા માત્રાના નિયમથી થયેલી જે કવિતા તે. ૪ સરસ્વતા સ્વામી=પરમાત્મા, સરસ્વતીના ધણી ૫ અવાચ=વાચા વગરનો.

જીરે ભગતવચ્છલ ભણીઓલંગ્યો,અને વલી એમકરશો કાંહાંનદે;
જીરે સેવ્યો ગરભ સંકુસ્ટ દુઃખ ટાળે, એ નિશ્ચે મન આણો દે. સો૦ ૬
જીરે અમરીસ રાજા છલ પાડયો, અને સમર્યા દેવ મોરારી દે;
જીરે મુની રાજા બેહુ બોલ પાળવા, અવતરીયા દશવાર દે. સો૦ ૭
જીરે સફરી રૂપ ધર્યું શામળવરણ, અને ઉદધી ગાહ્યો લીલાં દે;
જીરે તતક્ષણ પંચાયન કર ગ્રહીયો, વેદ વાળ્યાં હેલાં[1] દે. સો૦ ૮
જીરે કૌરમ રૂપ ધર્યું નારાયણ, અને મંદીર પુષ્ટે ધરીયો દે;
જીરે સુર અસુર બેહુ સંગ કરીને, નાગ નેતરૂં કરીયું દે. સો૦ ૯
જીરે મોહીનીરૂપધર્યુંજનારજન[2],અનેઅમ્રીતકળસ કરધરીયોદે;
જીરે અસુર વંચી દેવને પાયુ, સુર કારજ સરવ સરીયાં દે. સો૦ ૧૦
જીરે વરાહ રૂપે દાઢા ગ્રહે સાહી, અને વસુધા કીધાં ઠામ દે;
જીરે દેવ તણો હરિએ ઉપદ્રવ ટાળ્યો, દૈતનાં ભાગ્યાં હાડ દે. સો૦ ૧૧
જીરે નરસૈં રૂપે નેહ વીડાર્યો, અને માર્યા દાનવ રાય દે;
જીરે સ્થંભ ફોડી હરિ આવીયા, તે ભગત કેરે પસાવો દે. સો૦ ૧૨
જીરે વામન બલ પાતાળ નીવાસો,અને ટાળ્યો ઈંદ્રનો રાગ[3] દે;
જીરે વીશ્વ રૂપ તાંહાં કીધુ સ્વામીજી, પુષ્ટે ધરીયું પાય દે. સો૦ ૧૩
જીરે ફરશુરામે ક્ષત્રીપત મોડયુ, અને જોડયા વાડવ લોક દે;
જીરે રૂષિ વરનો અપરાધ વછોડયો, ટાળ્યો પિતાનો સોક દે. સો૦ ૧૪
જીરે દશરથ મુનીવર શ્રાપ નીવાર્યો,અનેસરીયાંસઘળાં કામ દે;
જીરે જગન કરીરાયે પુત્ર માગીયો,તાંહાં અવતરીયા શ્રી રામ દે. સો૦ ૧૫
જીરે રામચંદ્ર અવતારજ લીધાં, અને કીધાં વસુધા કાજ દે;
જીરે સીતા કારણ રાવણ માર્યો, આપ્યું વીભીક્ષણ રાજ દે. સો૦ ૧૬
જીરે લક્ષમણ સીતા સહીત સનાતન,અને અયોધ્યા કેરૂ રાજ દે;
જીરે પુષ્પ વૈમાન બેસી પરમેશ્વર, સરીયાં સઘળાં કાજ દે. સો૦ ૧૭
જીરે રામ રૂપે વ્યાપી રહ્યો, અને જે જુવો તે જાણ દે;
જીરે જોયે ગરભ સાંકુસ્ટ દુઃખ ટાળે, સબળી જેની આણ દે. સો૦ ૧૮
જીરે વેદ વડે તુંને જાંણીએ, અને વેદ ન લહે તારો પાર દે;
જીરે સર્વજ્ઞ રૂપે વ્યાપી રહ્યો, તે ભગત જન સાધાર દે. સો૦ ૧૯

૧ હેલાં=થોડીવાર ૨ જનારજન=ભગવાન (જણનો જણ) ૩ રાગ=દ્વેષ, વેરભાવ.

જીરે નંદ ગોપ ઘેર અવતરીયા, અને ગોકુળ કીધો ઠામ દે;
જીરે બાર વન ગીરી ગૌચારવા, અવતરીયા ગોવીંદ રામ દે. સો૦ ૨૦
જીરે કાંને કુંડળ જળહળે, અને ઉર ગુંજાફળ હાર દે;
જીરે મોર પીંછ મુગટ શીર ધરીયો, કાંહાંનડ રૂપ અપાર દે. સો૦ ૨૧
જીરે કાંહાંનુડો ગોવાળીઓ, અને વન ગૌ ચારવા જાય દે;
જીરે જમે ને જમાડે જમતો, બ્રહ્માદીકને વાહે દે. સો૦ ૨૨
જીરે જાુમનાં જલ ઝંપલાવીયો, અને ચઢયા કદમને ડાળ દે;
જીરે ફેણ ઉપર હરિ નાચીયા, નાગ નાથ્યો કાલી દે. સો૦ ૨૩
જીરે પેહેરણ પીત પટોલડી, અને ઓઢણ નવરંગ ચીર દે;
જીરે નાગ પલાણી હરિ આવીયા, તે ગુરૂવો જાદવ વીર દે. સો૦ ૨૪
જીરે ગોકુળ સીંગુ વાહીયુ, અને વંદ્રાવન વાહ્યો વંસ[1] દે;
જીરે માત પિતાના બંધન છોડયા, કાંહાંને માર્યો કંસ દે. સો૦ ૨૫
જીરે અનંત ચાલ્યો અગીયાર વરીસો,અને કરી રામની બેલ દે;
જીરે વીદ્યાપાઠ કરાવી પંડે, અને તે અવડાવી ગેલ[2] દે. સો૦ ૨૬
જીરે વીહીવા કારણસીસુપાળ નીવાર્યો,અને પરણ્યા રાણીઆઠદે;
જીરે અનેક વીવીધ પેરે સ્ત્રી વરીયા, તે બેટા સાઠી લાખ દે. સો૦ ૨૭
જીરે શ્રોણીતપુર હરિ આવીયા, અને જુદ્ધે જીત્યો હર સ્વામી દે;
જીરે બાણાસુરના બાહુ છેદીયા, ઓખા અણીરૂદ્ર પામી દે. સો૦ ૨૮
જીરે નરનારાયણ રથ ચઢી આવ્યા, અને વિશ્વરૂપ તેણીવાર દે;
જીરે પાંડવ તણો હરિએ ઉપદ્રવ ટાળ્યો, મારી ક્ષોયણી અઢાર દે. સો૦ ૨૯
જીરે બુધ રૂપે હરિ ધ્યાન વિચારે, અને જોગા મારગ લીધો દે;
જીરે કલંકી રૂપે દુષ્ટ નીવાર્યા, અક્ષે આયુદ્ધ કર ધરીયાં દે. સો૦ ૩૦.
જીરે દશ અવતારે ધાઇએ, અને ભાગવંત ચોવીસ દે;
જીરે સેવ્યો ગરભ સંકટ દુઃખ ટાળે, પરમ પુરૂષ જાુગદીસ દે. સો૦ ૩૧
જીરે એસો અવનેશ્વર ધાઇએ, અને અકલ અસંભવ જેહ દે;
જીરે જોગેશ્વર મન દુલભ, બ્રહ્માદીક છે જેહ દે. સો૦ ૩૨
જીરે ગોવીંદના ગુણ ગાઇએ, અને કાંઇ વીવીધ પેરે ધ્યાન દે;
જીરે કીરપાનાથ કીરપા કરે તો, જાગે આતમ ગ્યાન દે. સો૦ ૩૩

૧ વંસ=વાંસળી ૨ ગેલ=ગુંજ, સમજ.

જીરે ચત્રુભુજ પેહેરણ પીતાંબર, અને મુસ્તક મુગટ સોહે દે;
જીરે લક્ષ્મી સહીત ક્રીરડા કરે, તાંહાં વૈષ્ણવના મન મોહીએ દે. સો૦ ૩૪
જીરે અમુરત રાજા ધાઇએ, અને રૂપ અરૂપે જાણો દે;
જીરે વેદ મારગ અનુસરો, ભગ્ત ભાવ મન આણો દે. સો૦ ૩૫
જીરે તુળસી કેરે પાંદડે, અને પુતનાનો રીપુ પુંજો દે;
જીરે મોહ મછર મદ પરહરો, આતમ ગ્યાને બુઝો દે. સો૦ ૩૬
જીરે લક્ષ્મી સહીત હરિ સેવીએ, અને સેવ્યો લીલ વીલાસ દે;
જીરે મનવંછીત ફળ પામીએ, તે રાજા શ્રી અવીનાસ દે. સો૦ ૩૭

## પૃથ્વી ધોળ ઉર્ફે વીઘન હરણ.

પદ–૧૭.

આદ–૧.

વીઘન હરણ ગુણ નાયક, દાયક[1] નીજ મતી સાર એ. ૧
પૃથ્વી વેહેવારે વખાણીએ, ખાણ ચારે તણો પાર એ. ૨
સરસ્વતા સ્વામીને વીનવું, કવું નીરંજન વાંણી એ. ૩
ધરતીએ કન્યા પરણીએ, વર પરીબ્રહ્મચક્ર પાણ એ[2]. ૪
બાલ કુંવારી બેટીરે હવી, વરદલ જોગે નહી કોઇ. ૫
જેહ ઉપન્યોરે અહંકારએ, તેહેને ના દે ચીરકારએ. ૬
ક્રત જુગ વેણુ ભુપત હવા, તેહ તણા અતીરે અહંકારએ. ૭
રૂષિ તણે કોપેથી પાડીયા, ઉપન્યો પ્રથુઓ રાય એ. ૮
પ્રથુ તણે નામે એ પૃથ્વી, પ્રથુઓ તે પુન્ય નીધાન એ. ૯
લાડીય છેરે વડે ગુણે, વરદલ જમલ ન કોઇ એ. ૧૦
મુની એક વાયક માનધાતા, સગરદલીકા કૌસ્તુભમુનીએ. ૧૧
તેહ સહુ વર થઇ આવીયા, વણ પરણે વરી જાય એ. ૧૨
નારદ રૂષિ બ્રહ્મલોક ગયા, વીનવા આદર તાત એ. ૧૩
બાલ કુંવારી બેટી હવી, બ્રહ્મા મન કાંઇ ન ચંત એ. ૧૪
કરોને વેહેવારે વછેદસુ, બ્રહ્માંડ માંડોને જંગ એ. ૧૫

૧ દાયક=આપનાર, સુખદાયક. ૨ પાણ=ધાર.

આદ-૨.

સલુણીએ બ્રહ્મા બોલ્યા, સુણો વીપ્રરાય; સોભાગ્ય સલુણીએ. ૧
કન્યાએ પૃથ્વી પ્રોઢી હવી, સલુણીએ;
વરદલ જમલ નહી કોય. સોભાગ્ય સલુણીએ. ૨
ગુરૂવો તે સુરીનર મુની મોહે, સલુણીએ;
ત્રીભોવનમાં હરિ શ્રેષ્ટ. સોભાગ્ય સલુણીએ. ૩
પૃથ્વીથી વડો વર કો સરજ્યો નથી, સલુણીએ;
લોઢેરા અવર સહુ કોય. સોભાગ્ય સલુણીએ. ૪
બેટીથી વડો વર કો છે નહીં, સલુણીએ;
કેવળ દીજીએ ધેય. સોભાગ્ય સલુણીએ. ૫
દોષ લાગેરે કુંવારી સુતા, સલુણીએ;
તે સમે બોલ્યા મુનીરાય. સોભાગ્ય સલુણીએ. ૬
બ્રહ્મા અવીધારોને વીનતી, સલુણીએ,
પુછોને બેટીય જોગ. સોભાગ્ય સલુણીએ. ૭
ત્રીભોવન તુજ વર કોણ ગમેએ, સલુણીએ;
કોણ વર ગમેરે સંસાર. સોભાગ્ય સલુણીએ. ૮
કહોને વછેદ[1] વીચાર કરી, સલુણીએ;
બેટી બોલી સુણો તાત. સોભાગ્ય સલુણીએ. ૯
મુજ વર એક ત્રીભોવન ધણી, સલુણીએ;
જાંહાં નહીં રવી ચંદ્ર. સોભાગ્ય સલુણીએ. ૧૦
દાનવ નર નરેંદ્ર[2] નહીં, સલુણીએ;
મુનીવર જોગ નહીં કોય. સોભાગ્ય સલુણીએ. ૧૧
જાંહાં નહીંરે જુગ પવન તેજ, સલુણીએ;
ગગન મંડલ ગયા નીર[3]. સોભાગ્ય સલુણીએ. ૧૨
અંધકાર ભયંકાર હવો, સલુણીએ;
ચઢી હું પ્રલે તણે હાથ. સોભાગ્ય સલુણીએ. ૧૩
બુડી અહુતહી જલ તેસે, સલુણીએ;
માહેરો શત્રુ કલપાંત[4]. સોભાગ્ય સલુણીએ. ૧૪

૧ વછેદ=પ્રેમ. ૨ નરેંદ્ર=ઇંદ્ર, રાજા, નૃપતિ. ૩ નીર=જલ. ૪ કલપાંત=જુગ, અતીશય રડવુ-કકલવું-શોક કરવો તે.

બુડી હું જમધણી વહુણી, સલુણીએ;
તે સમે સમરીયા શામ. સોભાગ્ય સલુણીએ. ૧૫
ગરૂવો એ પ્રભુ પરબ્રહ્મ સ્વરૂપ, સલુણીએ;
અખીલ ભોવન તણો ઇસ. સોભાગ્ય સલુણીએ. ૧૬

આદ ૩.

પરસાદ વખતે બોલવાની આદ.

હરિ પરબ્રહ્મ તમો સીયલ[1] ધણીએ, કરો દીન ઉપર દયા અતી ઘણીએ. ૧
તમો સમરથ નાથ વૈકુંઠરાયરે, તમો ફેડીયો દાનવ તણોરે ઠાડોરે. ૨
તમો દહીત સંહારીને દેવસ્થાપ્યારે, તમો ભગતપ્રેહેલાદના બંધ કાપ્યા. ૩
હણ્યો નરક દાનવ હરિએ ચક્રધારે, છુટી રાજ કુંવારી સહુ તમો પસાઅ. ૪

વલણ.

હરિ તમો પસાએ[2] સહુ દેવ નારીરે, સુખ ભોગવે રાજ દાનવની વારીરે. ૫
મહા ગ્રહેના કુસ્ટ માતંગ છોડયા, ધ્રુજી અપરમાતાના[3] પરી ભાવ મોડયા. ૬
માહા કુસ્ટ જલ બુડતાં હરિ ઓધાર્યો, મુજ ઓધરી પરબ્રહ્મ તમો સીધાર્યો. ૭
હુંતો ભક્તિ ભાવે સ્તવું એક સ્વામી, જગનનાથના ચરણનું સરણ પામી. ૮

આદ-૪.

દેવ દયાલ પ્રગટ હવા પરબ્રહ્મ, આદે વરાહનુ રૂપ ધર્યું. ૧
જેહ શ્રવણ માંહે લચીયુ[4] આકાશએ, તેજ લચ્યુરે જેસે નયણમે ૨
પવન લચ્યોરે જેસે શ્વાસમોઝારએ, આહાર તું જલ જેસે ખરીયાંમે[5]. ૩
નભ શશી સંભવ્યા દાહાડા અંકુરએ, તહીંએ હું સ્વામીજીએ ઓધરી. ૪

વલણ.

ઓધરી દેવ દયાલ નાયક[6], ભગત વચ્છલ સુ કરી.
બ્રહ્મા શંકર નહીં જઇએ, શ્રેષ્ઠ સુ સચરાચરી. ૫
વીશ્વ કરતા વીશ્વ હરતા, નાથ પરમાનંદ.
વાસુદેવ મોકંદ ગુરૂવા, કૃષ્ણ હરિ ગોવીંદ. ૬

૧ સીયલ=બધે. ૨ પસા=દયા. ૩ અપરમાતા=ઓરમાન મા. ૪ લચીયુ=નીચુ નમ્યું. ૫ ખરીયાં=પૃથ્વી. ૬ નાયક=આગેવાન.

આદ-૫.

માહેરે વર નથી અવર એહજ વીના, ઓધરી જેણે હું તે વરૂ. ૧
દૈત સાંકુસ્ટથી છોડવી જેણેએ, સોલ સહસ્ત્ર વર્યા તેહ વરૂ. ૨
અમો મન વસીયો છે એહ વર ગોવીંદ, દો મુજ ગોવીંદ એહ વીચાર. ૩
બ્રહ્મા નારદ રૂષિ હરખે ઉલટીયાએ, બ્રહ્માએ સમર્યા સપત રૂષિ. ૪

વલણ.

સપત[1] સમર્યા મુની વર્યા, મન હવો હરખ અપાર.
આવીયા મુનીવર લગન લીધુ, જોયો મેલ વીચાર. ૫
હરખે તે હોયરે હથોલડાં, મલીયા તે સયલ બ્રહ્માંડ.
ઇંદ્ર ચંદ્ર નરેંદ્ર મલીઆ, મલી સકલ ત્યાં મુન્ય[2]. ૬

[આ કીર્તનની ( આદ છઠ્ઠી ) આગળ પાને ૨૬૩ મે લખેલી છે.]

## સંત સોહાગો.

વરકન્યા પરણાવવાનો.

પદ-૧૮.

આદ-૧.

જીરે ગોવીંદના ગુણ અતીરે અનોપમ,
જીરે સંત સોહાગો અમો ગાઇસું એ. ૧
જીરે જેહ ગુણ ગાતાં એ માહા સુખ પામીએ,
જીરે નામ એ સ્વામી નીરંજન એ. ૨
જીરે પ્રથમ એ પ્રથવી કન્યા કુંવારીકાએ,
જીરે કહોને દેવી વર કોણ ગમે એ. ૩
જીરે રાય નીરંજન અહંકારે બોલ્યો એ,
જીરે ધરતી તોલેરે નર નવ તપે એ. ૪
જીરે જેહ કારણ હવી કન્યા કુંવારીકાએ,
જીરે દવારકાં રાય અવીલોક વાએ. ૫
જીરે સહસ્ત્ર નામે સુધ કરી વર એ ઘર તણીએ,
જીરે જુગ ધણી કાંએ કુંવારા તમોએ. ૬

---

૧ સપત=સુપત ભગત [ સાત રૂષિ-૧ વસીષ્ટ ૨ અત્રી, ૩ કશ્યપ, ૪ વીશ્વામીત્ર, ૫ ભરદ્વાજ, ૬ જમદગ્નિ અને ૭ ગૌતમ. ] ૨ મુન્ય=મુની.




દ્વારકાંદાસ કલ્યાણદાસ પટેલ, માસ્તર.

હાલના સમયમા ભક્તિરસના પ્રવીણ ભગત બાપુભાઈ વૃન્દાવનદાસ.

બ્હેન હરી દ્વારકાદાસ કલ્યાણદાસની દીકરી.

ગામ પત્રા (ઉર્ફે રામપુરા) તા. સંખેડા, પ્રાંત વડોદરા.

જન્મ સં. [illegible]ના વૈશાખ સુદ ૩ ને મંગળવાર (અખાત્રીજ) તા. [illegible]-[illegible].

જીરે તેડાને બ્રહ્મા ભણે ચારે વેદએ,
જીરે ભેદ કહેરે વર ઘર તણુ એ. ૭
જીરે નહી જસ માત પિતા બંધવ સુરીજન એ,
જીરે દુરીજનસુરે દયા નવ કરે એ. ૮
જીરે એસો સમરથ વર નીરંજન જોઇએ એ,
જીરે સોઇ પુરૂષ કેમ જાંણીએ એ. ૯
જીરે લગન લીજેરે કેમ જાંહાં નથી કેહેને ગમેએ,
જીરે જેહને ઘર જમવતા કરે એ. ૧૦
જીરે વરકન્યા બેહુ હવાંરે મેલાપક એ,
જીરે સરવ સુખદાયક દયાલ દેવ એ. ૧૧
જીરે વર સમાણો કરી વિશ્વ સઘલુ ઓઘરીએ,
જીરે હવી વૈકુંઠપુરી મૃત લોક માંએ. ૧૨
જીરે વર અવસર હવો પુરણ પુરૂષ લૈયોએ,
જીરે અનંત બ્રહ્માંડપતિ પરબ્રહ્મ હવો એ. ૧૩
જીરે વરે તોરણ વરી જરા મૃત ગયાં ટળીએ,
જીરે એહેવી વાત સરી સચરાચરીએ.[1] ૧૪
જીરે હાથો હાથ મેલવી કન્યાનું કામ સરીયુંએ,
જીરે આપણુ પે સંતોસ હરિહરખ ભરીએ. ૧૫

આઢ ૨.

જીરે ચોરી અવીધારોની ચંત તણીએ,
જીરે દેવ દયા કરો અતી ઘણીએ. ૧
જીરે તેડાને ગોર વિચાર કરીએ,
જીરે વૈકુંઠ નાથ રૂદે ધરીએ. ૨
જીરે વરકન્યા બેહુ આવીયાંએ,
જીરે ગોરે અનંત બ્રહ્માંડ છોડાવીયાં એ. ૩
જીરે બેહુજન બેઠાં હરખ ભરીએ,
જીરે સંસાર સાગર પોહોચ્યાં તરી એ. ૪

૧ સચરાચરી=સર્વત્ર પથરાઇ રહી, જાહેર થઇ.

જીરે વાસુદેવ યોગે આવ્યા હરિ એ,
જીરે હરિ નામે પ્રાશ્ચીત ગયાં ટળીએ. ૫
જીરે ધવળ[1] મંગળ દીજે ધરણ જાણીએ,
જીરે આગે સવરામંડપમાં સીતા આણીએ. ૬
જીરે એહેવા મંગળ વરતીએ મન જાંણીએ,
જીરે તાંહાં મુકિત દાન લહે જંતુ પ્રાણીએ. ૭
જીરે ચોકીવટ માંડો ચત્રભુજ જાણીએ,
જીરે તમો ગોવીંદ રામસુ ઍાચરો વાણીએ. ૮
જીરે કરી કંઇ સારને કરમ છાંડો એ,
જીરે તમો સહસ્ત્ર નામે ફરી થાળ માંડો એ. ૯
જીરે ચલુએ[2] લીજે ચરણ ચીત આણીએ,
જીરે તમો ગોવીંદ રામસુ ઍાચરો વાણીએ. ૧૦
જીરે પાણ[3] પુંજે મન પ્રતીત સાચે એ,
જીરે હરિએ ઓધાર્યા તે હર હવાચે એ. ૧૧
જીરે સુર તેત્રીસ જોવા મલી છે ટોળીએ,
જીરે પર બ્રહ્મજીને ચઢી છે સોહેલીએ. ૧૨
જીરે સુનકાદીક જુવે હરખી નીરખીએ,
જીરે હવે એહ કન્યા હવી વર સરખીએ. ૧૩
જીરે ઇંદ્ર ઇશ્વર બ્રહ્મા વેદ વાંચે એ,
જીરે નીરગુણ નારાયણ કેમે ન રાચે એ. ૧૪
જીરે પ્રજા પાલકે પાણીગ્રહણ[4] કીધુએ,
જીરે પુન્ય પાપ તે સહુ વૈકુંઠ લીધુએ. ૧૫
જીરે કલીકાલે કૃષ્ણ અનંત રૂપે એ,
જીરે પૃથ્વી પરણ્યા પરબ્રહ્મ સ્વરૂપે એ. ૧૬
જીરે તુળસીએ વાણી તે મન આણીએ,
જીરે તમો ભગ્તી કરો પરબ્રહ્મ તણીએ. ૧૭
જીરે અનંત બ્રહ્માંડ જયો જયો ભણેએ,
જીરે પરબ્રહ્મ નામે સહુ આનંદ કરે એ. ૧૮

૧ ધવળ=ધોળ. ૨ ચલુએ=હાથ ધોવા. ૩ પાણ=હાથ. ૪ પાણીગ્રહણ=પરણવું તે, લગ્ન કરવું તે.

પૃથ્વીધોળ ઉર્ફે વીધનહરણની પાંચ આદો પાછળ પાને ૨૫૭ થી ૨૬૦ સુધીમાં છે અને બાકી રહેલી આદો અહીંથી શરૂ થાય છે.

### પદ–૧૭.

આદ–૬.*

જીરે એકાદશી મદ સુદનીએ,
તેણે દીવસ વેહેવા હોય મેદનીએ.[1] ૧
તાંહાં સંત સહુને હોય નોતરાંએ,
એવા વેહેવાનાં નીપજે સાંચરાંએ. ૨
ચઢયો પુલકે હોય બહુ વારણાંએ,
બ્રહ્માંડ બાંધોની તલીયા તોરણાએ. ૩
તાંહાં ઘેર ઘેર ઘોડીયો ઉછળેએ,
તાંહાં સુરીનર ધવલ દે અતી ભલાં એ. ૪
તાંહાં પંચ શબ્દ ઘન[2] વાજીયાએ,
મલ્યા સુરીનર ત્રીભુવન રાજીયાએ. ૫
હરિની જાંન આવી રળીઆમણીએ,
અતી હરખે તે માગે વધામણી એ. ૬
તાંહાં ફુલ તંબોલ સોહામણાં હોએ,
તાંહાં અપ્સરા નાચે ઑછવ હોય એ. ૭
જીરે વર પોહોચ્યોરે જાંનૈયા વાસે એ,
તાંહાં ગોર વરજીનું ગોત્ર પ્રકાશે એ. ૮
તાંહાં ઘડીયું લગન રૂષિએ સાધીયું એ,
વરે ખુંપ ભર્યો સર્વ સંત પ્રસાદે એ.[3] ૯
હવે લાડીને મોકલો સુખડીએ,
જેમ લગન ઘડી હોય ઢુંકડીએ. ૧૦
વર અવસર હોઇને સંચર્યો એ,
લક્ષકોટ બ્રહ્માંડસુ પરવર્યો એ. ૧૧

* નંબર છની આદ વરકન્યા પરણાવતી વખતે ગોર બોલે છે તેજ આદ રામ ફેરથી પુલ્લુ (વર તરફથી કન્યાને અપાતી જણસો) અને કલવો લેઈ જતી વખતે બૈરાં બોલે છે.

૧ મેદની=ભીડ. ૨ ઘન=આકાશ. ૩ પ્રસાદ=વચનરૂપી પરસાદ.

જીરે તોરણે હોય છે પોહોકણાંએ,
વર પર બ્રહ્મ કીજે ઓવારણાંએ. ૧૨
જીરે સમે વરતે સમે વરતે સાવધાન એ,
મધુપર્ક હોય બહુ અરઘ દાન એ. ૧૩
તાંહાં લાડીય અંતરપટ રહીએ,
વર લગન સમે કન્યા કર ગ્રહીએ. ૧૪

આદ-૭.

જીરે ચોરી કેરો ચોરી કેરો ગુરૂઓ વીચારીએ,
જીરે કતમ[1] ચોરી કતમ ચોરી નાંહીને આવારએ. ૧
જીરે સુત્રધારા સુત્રધારા સુધ બુધ કરો દોરીએ,
જીરે ખાણુ ચારે અંગ તણી કરો ચૉરીએ. ૨
જીરે રતન સંધાસણુ નીઘંટ વીસવાસએ,
જીરે વરકન્યા બેઠાં મન અતીરે હુલાસએ. ૩
જીરે બ્રહ્મા વીસે વાનર કર્મ હોમાએ,
જીરે સત લક્ષ બ્રહ્માંડ નીસક્રમ થાય એ. ૪
જીરે કાળ પોહોચ્યો ને કંઈ સાર નહીં પાયો;

## કંસાંર મંગાવતી વખતે બોલ્લવાનું ધોળ.

લાવો કંસાર કન્યાની માડી, સાથે લાવો ભરી ઘીની વાઢી. ૧
ગ્રોરજી કહે છે બુમો પાડી પાડી, રેલાવો કંસાર કન્યાની માડી. ૨
સાથે લાવો પીરસવાને પાત્ર, જળ ભરીને લાવો જળપાત્ર[2]. ૩
વાર કરશો નહીં તલ માત્ર, લાવો કંસાંર કન્યાની માડી. ૪
જો જો ભુલ ખાશો માં લગાર, પાલવ પકડતાં કરશે નહીં વાર. ૫
દાન વીના નથી જવા દેનાર, લાવો કંસાર કન્યાની માડી. ૬
પાડા આખલાનું દાન નહી દેવાસે,એવું કહેશો તો જમાઇરીસાશે. ૭
સભામાંહી હાંશી તમારી થાશે, લાવો કંસાર કન્યાની માડી. ૮
આપશો ગાય ભેંસ ઘર ઘોડી, નહીંતો આપશો બળદ કેરી જોડી. ૯
ત્યારે પાલવડો દેશે છોડી, લાવો કંસાર કન્યાની માડી. ૧૦

૧ કતમ=બનાવટ. ૨ જળપાત્ર=પાણીનું વાસણ.

દાન દેઇને આશીશ દેજો, વર કન્યા જોડી અમર[1] રહેજો. ૧૧
એવાં સ્નેહના વાયક[2] મુખે કહેજો, લાવો કંસાર કન્યાની માડી. ૧૨

જીરે સંતો પીરસે સંતો પીરસે આરોગો વરરાયએ. ૫
જીરે સમરણ ઘ્રત જપ ઉપર નાખ્યુએ,
જીરે કન્યા સહીત વર તરપત પામ્યો એ. ૬
જીરે સરજીયા જેણે ગ્રહે સુરલોક પાલએ,
જીરે તેહ તણી સેવા કરે દશે દીગપાલએ. ૭
જીરે દ્રુજ જેણે સ્થાપીયા તેહસુ નીહાળોએ,
જીરે સંજમની[3] તણો વહેપાર ટાળોએ. ૮
જીરે દમ્પતિ[4] વરતીયા મંગળ ચારએ,
જીરે સત લક્ષ બ્રહ્માંડ લીધેલા પારએ. ૯
જીરે વીણવે આતમા શબ્દ બ્રહ્મએ,
જીરે વર અવીધારો હરિ પરબ્રહ્મએ. ૧૦
જીરે સ્થાવર જંગમ વ્યાપીક રાયએ,
જીરે તમો પરણી અમને કરોની પસાયએ. ૧૧
જીરે હું કરૂ મેં હોય એમ વગુતોએ,
જીરે ખાંણ ચાર ગર્ભ કંપમાંહે ખુંપ્યોએ. ૧૨
જીરે તું સદાય છે તેહજ હોયએ,
જીરે હું નથી નીશ્ચે એક તું હજ હોય એ. ૧૩
જીરે કરજોડી સ્વામીજી એટલુ માગુએ,
જીરે તમો પરણ્યા સહુ નીરમુખ[5] ભાગ્યુએ. ૧૪
જીરે અણુઅર શબ્દ બ્રહ્મસુ માગેએ,
જીરે હું નથી નીશ્ચે એક તુહજ આગેએ. ૧૫
જીરે ગોરને જોઇએ વાણીયે ગાયએ,
જીરે આપી દીધુ સહુ રળીઆત[6] થાયએ. ૧૬
જીરે ચોરાસી લક્ષ ભુરદાનની[7] જુગતએ,
જીરે તેહને આપી દક્ષણા મુગતએ. ૧૭

૧ અમર=મરે નહીં તેવું, ચીરંજીવી. ૨ વાયક=વાક્ય, બોલ, વચન. ૩ સંજમ=જમરા, યમ. ૪ દમ્પતિ=સ્ત્રી પુરૂષનું જોડું, વરવહુ, ધણીધણીઆણી. ૫ નીરમુખ=ઉદાસીનપણું. ૬ રળીઆત=ખુશી, આનંદ. ૭ ભુરદાન=ભુસીદક્ષણા.

જીરે હરિહર બ્રહ્મા તેત્રીસ ક્રોડએ,
જીરે પુંજે સહુ બ્રહ્માંડની કોડએ. ૧૮
જીરે કરે ઑવારણાં સુરીનર લોકએ,
જીરે આજ ભાગ્યો મને મોટો શોકએ. ૧૯
જીરે ઓચ્છવ મંગળ હરખ અપારએ,
જીરે બ્રહ્માંડ વરત્યો જય જય કારએ. ૨૦

ધોળ.

હાંજી તમો સાત સોહાગણ આવોરે,
હાંજી તમો ખાંધે ધોતલીયાં સોહાવોરે. ૧
હાંજી તમો વરકન્યાને વધાવોરે,
હાંજી તમો સાત સોપારીઓ લ્યોનેરે. ૨
હાંજી તમો અખંડ આશીશ દયોનેરે,
હાંજી તમો સદા સોભાગ્યવંતી કહોનેરે. ૩
હાંજી તમો દધીગ્રત ગોરસ લુટયાંરે,
હાંજી તમો વરકન્યા પરણીને ઉઠયાંરે. ૪

આદ ૮.

જીરે વરકન્યા પરણીને સાંચર્યારે, પરબ્રહ્મ ધરતી ઓછંગરે. ૧
લઇને સતરે ઘોડે ચઢયો, દીવ્ય બ્રહ્મ પ્રકાશરે. ૨
મેલાવો તે અતીરે સોહામણો, ભગ્ત પ્રતીત નીવ્રતરે. ૩
ક્ષમા દયા વાસના જાંદરણીએ, કીરત સપ્રીત સતરે. ૪
વીદયા ચઉદ સેવા કરે, મુનીવર જોગીને દુલભરે. ૫
ચંદ્ર સુરજરે સેવા કરે, ધરમ વીચારે પરમારથરે. ૬
પંચ શબ્દરે રળીયામણા, વાજે વાજે વીવીધ મ્રદંગરે. ૭
રધુ જદુ શામરે ગાયણ કરે, ચાલીયા વર પરબ્રહ્મરે. ૮
ગ્યાન વર ઉપર છત્ર ધરે, આતમા કરેરે કલ્યાણરે. ૯
સંતોસ વૈરાગ ચમર ઢલે, હાવે વર ચાલીયો ઠામરે. ૧૦
પરમપદ મંદીર આપણે, બોલ્યાં બોલ્યાં બ્રહ્માંડની કોડરે. ૧૧
વર ચાલ્યો વૈકુંઠ ઉફરો,[1] જે પદ સીયલ અંગ ભરે. ૧૨
પોહોતીયો વર પદ આપણે, તાંહાં રાજાજી હરિ પરબ્રહ્મરે. ૧૩

૧ ઉફરો=ઉપર.

આદ ૯.

નીરંજન પદ તે પામીયો, વર આવીયો લાડી લેઇ. ૧
અનોપમરે મંદીર તેહ, અગોચરરે ધ્યાન ને ધેય.[1] ૨
જોગેશ્વર સનકાદીક જેહ, વરે સહુ તેણે પદ આણીયું. ૩

આદ ૧૦.

નીરંજન પદ રળીયામણું, જાંહાં નથી અરે રૂપ ને નામ. ૧
જાંહાં નથી અરે ક્રોધ ને કામ, જાંહાં નથી અરે જનમ ને મરણ. ૨
જાંહાં નથી અરે મોહ સત્ય, જાંહાં નથી અરે દીવસ ને રાત. ૩
જાંહાં નથી અરે શોકની જાત, સદોદીત[2] કેવલ તેજ છે. ૪

આદ ૧૧.

નીરંજન પદ સોહામણું, વવરજીતરે[3] ત્રણે તાપ;
વવરજીત ખટ ઉરમીનાં પાપ. ૧
નીરંતરરે સુખતણો વાસ, આહારાઇએરે શ્રી લક્ષ્મી નીવાસ;
વરે સહુ તેણે પદ આણીયું. ૨

આદ ૧૨.

વર પરણી ઘેર આવીયો, ભલે આવ્યોરે જે પરબ્રહ્મ;
સહીત છે રે હરિહર બ્રહ્મ, સહીત છેરે સુર મુની ઈંદ્ર. ૧
સહીત છે રે નાગ નરેંદ્ર, સહીત છે રે કોટ બ્રહ્માંડ;
સપત દીપ નવ ખંડમે, સુખે સહુ આવી રહ્યું. ૨

આદ ૧૩.

અતી દુઃખ છુટયાંરે સહુ સુખી, સુખ લાધ્યુંરે ગઇ કલ્પના. ૧
સંકુસ્ટ ભાગ્યુંરે ગઈ કલ્પના, ઉલટીયોરે અતી પરમાનંદ. ૨
દેવ દીઠારે સ્વામી અચ્યુતાનંદ, સંત સર્વે તાંહાં હરખીયા. ૩

આદ ૧૪.

જીરે બ્રહ્મ સનાતન સીયલુ, જાંહાં કેવલરે હરખ અપાર. ૧
ઈંકોતેર હુએ સંત ઉછાહ, નીરંતરરે ધાઇએ ધામ. ૨
ચરાચર જુગ એહજ કામ, ધણી સહુ એક કરી રહ્યો. ૩

---

૧ ધેય=પ્રભુપદ. ૨ સદોદીત=હમેશાં, કાયમ. ૩ વવરજીત=ન્યારો.

આદ ૧૫.

કવીમાં આવીને બોલીયા, અનોપમરે આતમારામ;
ધણી ધણીરે હાવે કરશે કામ.
જે ગાસેરે પૃથ્વીનો વીવાહ, જે સાંભળશે પૃથ્વીનો વીવાહ;
તે ઝીલસેરે પરબ્રહ્મ પરવાહ, ઝીલ્યો ઝીલ્યોરે પરબ્રહ્મ પરવાહ;
શ્રી પદ્મનાભ પસાવલે.

## વડુ ધોળ.

પદ–૧૯.

આદ ૧.

દેવ અનોપમ એક પરમાતમા, આતમા કેરો સ્વામી તુંહ ધણીએ. ૧
વિષ્ણું ગોવીંદ નારાયણ રામ કૃષ્ણ, નામ સરવે પરીબ્રહ્મ તણાંએ. ૨
પ્રાણ તું આપ વિચારીને ભાંજને, ગાજને પરબ્રહ્મ જપ કરીએ. ૩
એહ પરમારથ એહજ ગ્યાન એ, ધ્યાન જે પરબ્રહ્મ નામનું એ. ૪

વલણ.

પરબ્રહ્મ ગુરૂઓ નામ, સત કરમનું નીજ ઠામ. ૫
મુની સીધ ધાઇએ ધ્યાન, જોગેંદ્ર જુવે ગ્યાન. ૬
વીધી શંભુ ઉતપન કાર, નવ લહે તે જશ પાર. ૭

ઢાલ.

નવ લહે તે જશ પાર સ્વામી, પેર ન લાભે તેહ તણી;
પરમ પુરૂષ અચંત અવીગત, એક તું નિશ્ચે ધણી. ૮

આદ ૨.

ચાર ખાણે ભમ્યો અનેક વારએ;
સાર ન લાધ્યો સ્વામી મુગત નાથએ. ૧
જેહ પરમાણુએ તેજ રહ્યું વ્યાપીએ;
હરિ હર બ્રહ્માદીક લગીએ. ૨
તેહ સમર્યા વીના કબહુ નવ છુટીએ;
આતમા બાંધ્યો સ્વામી નીવડ બંધએ. ૩
રૂપ નહીજ સુ જાતને ભાત એ;
રાત દીવસ નહીં જેહને એ. ૪

વલણ.

નહીં જેહેને દીન રાત, તું તેજ મંત્ર આરાધ[1]. ૫
નહીં જેહેને જુગ કલપ, તેહ તણુ એવડુ સલપ[2]. ૬
જેહ સ્થકી હવો તું પ્રાણ, તેં કર્યું વચન વલાંણ. ૭

ઢાલ.

તેં કર્યું વચન વલાણ, સમરથ સબળ હરિ સેવ્યા નહીં;
તાત ભગત જેહ ન હોય, પુત્ર વંઠયો તે સહી. ૮

આદ–૩.

ચંદ્ર સુરજ તપે જેહને, આદેસએ, વેષ[3] કેસારે કહુ તેહ તણાએ. ૧
ધરતી આકાશ છે જેહન આધારએ, પાર હોયરે કેમ તેહ તણોએ. ૨

વલણ.

તેહ તણોરે કેમ હોય પાર, હરિ તેહજ દશે અવતાર. ૩
રવી ચંદ્ર રહ્યા દેશ, કેમ કહુ તેહેના વેષ. ૪
સરવ વીષય તજ મુરખ, કાં વીસર્યો ભવ દુઃખ. ૫

ઢાલ.

કાં વીસર્યો ભવ દુઃખ સંકુસ્ટ, સમર એક ગોવીંદ;
બ્રહ્મ શંકર જેહ સ્થાપે, રાજ દે તે ઇંદ્ર. ૬

આદ ૪.

બ્રહ્માંડ કોડ રહ્યા જેહને બોલએ, તોલ હોયરે કેમ તેહ તણાએ. ૧
સ્થાવર જંગમ વ્યાપીયુ તેજએ, હેજ[4] કરેરે કેવલ સંતસુએ. ૨

વલણ.

સંત સુમરે અતી હેજ, સરવ રૂપ વ્યાપક તેજ. ૩
બ્રહ્માંડ રાખ્યાં બોલ, બીજે નથી કોઇ તોલ. ૪
તેહ તણા ધાયોની ચરણ, રહ્યો વરણ ધરમ આચરણ. ૫

ઢાલ.

રહ્યો વરણ ધરમ આચરણ આદર, એક વચન વિષ્ણું ભણી;
પાપ પુન્યમાં છબેસ[5] એણીપેર, છુટીશ વેદના ભવ તણી. ૬

---

૧ આરાધ=પુંજા કર, સેવા કર, ભક્તિ કર. ૨ સલપ=સપાટો, દમ, ફુંક.
૩ વેષ=સુંદર પોશાક, શોભીતો દેખાવ. ૪ હેજ=હેત. ૫ છબેસ=માનીશ.

આદ ૫.

શબ્દ બ્રહ્મ પરબ્રહ્મ સુ રાતોએ, માતો[1] એ તાહેરા નામસુએ. ૧
અવીગત દેવ અનંત નીરંજન, ભવ ભય ભંજન શ્રી વાસુદેવ. ૨

વલણ.

ભવ નરક ટાળે ભગત, પરબ્રહ્મ તે અવીગત. ૩
જુગ ઘડે ભાંજે જેહ, નવ લહે કોણ પેર તેહ. ૪
જેહેને નથી કોણ ભેદ, જશ વચન ચારે વેદ. ૫

ઢાલ.

જશ વચન ચારે વેદ, મારગ મુગલો માં છાંડ. ૬
કરતમ દરશણ ઉવટ ભુલ્યો, નરક કાં પડે મદ અજાંણ. ૭

આદ-૬.

અવીગત ચઇતન રસ જેણે પીધોએ,
દીધોએ કાળને શીશ પગએ. ૧
જાગ દાન તપ તીરથ વ્રત મંત્રએ;
પરબ્રહ્મ નામ સેવા કરે એ. ૨

વલણ.

સેવા કરે સહુ નામ, તેહ તણું ફળ પામ. ૩
ફળ સોંપ તે પરબ્રહ્મ, એમ આપ કરની ક્રમ. ૪
મન ધાએ મન અતીત, એમ ફીટે[2] ભવ ભયભીત. ૫
એમ ફીટે ભવ ભયભીત, સેવે પ્રતીત હોયજો મન તણી. ૬
લોભ મોહ અનંગ[3] મચ્છર, કોપ મદ વેરી હણી. ૭

આદ-૭.

અવીગત ચઇતન જેહ નવ લાધ્યુંએ, બાંધ્યુંએ તાહેરા રૂપ ચંતએ. ૧
ધ્રુવ સુક નારદ એહ સહુ સ્થાપીયા, આપીયુ તેહને અચલ ઠામ. ૨

વલણ.

આપીયુ અવીચલ ઠામ, જેણે જપ્યુ કેવલ નામ. ૩
હરિ કૃષ્ણ કેશવરામ, એમ જેહેનાં તે છે બહુ નામ. ૪
જેહેનુ નિશ્ચલ રાજ, તેણે નથી કુણ કાજ. ૫

૧ માતો=ફુલાતો. ૨ ફીટે=નાશ પામે. ૩ અનંગ=કામદેવ.

ઢાલ.

તેહેને નથી કુણુ કાજ, પુરે ભગત મનનો રાવ;
ગુણુ કથા રસ દાન કારણુ, અવતરે તે ભાવ. ૬

આદ-૮.

કરમ તણો ભય તાંહાં લગી હુંતોએ, જાંહાં લગી તુજ થકી વેગળોએ. ૧
પ્રગટ નરકે જીવ સંચારીયો, ભારીયો કરમની કોડાણુ ક્રોડ[1]. ૨

વલણ.

કોટ કરમ ભાર્યો જંત, નવ ઓળખ્યા બળવંત. ૩
જેહેના ખરા છે ન્યાય, શ્રુતિ શાસ્ત્રે[2] કીધા ઠામ. ૪
તેણે ન્યાયે ન રહ્યા જેહ, જમ હાથ સોંપ્યા તેહ. ૫

ઢાલ.

જમ હાથ સોંપ્યા તેહ, કરમે નરક છે બહુ કાલ;
વીવીધી વીવીધી દુઃખ સહે નીરંતર, જીવ ખેલે તે આલ. ૬

આદ ૯.

એણે અગ્યાન લોચન[3] તેજ છાહીયુ;
ઘર ભુલ્યો વન કુવે અંધ પડયોએ. ૧
વશિયર[4] કાળે તેહજ તાંહાં ડસીયોએ;
ઉલટયો વળી અંધો મુખ પડયોએ. ૨

વલણ.

મુખ પડયો પુનરપ[5] મંદ, વણસંતુ ન દેખે અંધ. ૩
મન મેહેલ અવર વિચાર, લે જેણે હોય ભવપાર. ૪
સુખ થોડલુ મન છાંડ, પરબ્રહ્મસુ રત[6] માંડ. ૫

ઢાલ.

પરબ્રહ્મસુ રત માંડ અહરનીસ, ભગત ધ્યાન માં ચુક;
અચલ સુખ વીશ્રામ પામીસ પ્રકૃતી સંગત મુક[7]. ૬

---

૧ કોડાણુ ક્રોડ=કરોડો કરોડ. ૨ શ્રુતિશાસ્ત્રે=શ્રુતિ=વેદ+શાસ્ત્રે=કોઇપણ વિદ્યાવિષયના ધોરણસર કરેલા નીબંધ તે. ૩ લોચન=ચક્ષુ, આંખ, નેત્ર. ૪ વશિયર=સાપ. ૫ પુનરપ=ફરી ફરી. ૬ રત=પ્રિતિ. ૭ સંગત મુક=( સંગત=પ્રીતિ+મુક=છોડ ) પ્રીતિ છોડ.

આદ ૧૦.

મદ વીશે ધાર્યોએ[1] ચૈતન હાર્યોએ, તેહને ઘર કેમ સાંભળેએ. ૧
સતગોર ગારૂડી વસી હરખી બોલ્યોએ, આતમા અંધ જગાવીયોએ. ૨

વલણ.

અંધ જમાડ્યો તેણે તાલ, જે હતો મોહ જુવાલ. ૩
ધન મેલવવા કાંઇ લોભ, જેણે હવા આગે ક્ષોભ. ૪
સુત કલીત્ર બંધવ મોહ, હવો અનેકવાર વીછોહ. ૫

ઢાલ.

હવો અનેકવાર વીછોહ, આગે મનમાં ધરે સંસાર;
વલી વલી જે હોય ને ફીટે તેમા સો છે સાર. ૧

આદ ૧૧.

બાપનો મોકલ્યો ગારૂડી[2] આવીયો, જ્ઞાન ઔષદ વીષ નીગમ્યુએ. ૧
સંત સંગત તણી અંજન શલાકાએ,[3] નીરમલી દ્રષ્ટ તતક્ષણ હવીએ. ૨

વલણ.

નીરમલી તતક્ષણ દ્રષ્ટ, સંત વચન અમ્રીત વૃસ્ટ. ૩
વર ઔષદ પરબ્રહ્મ જોગ, જેણે નીગમ્યા[4] ભવ રોગ. ૪
ઉપદેશ પરીબ્રહ્મ ધ્યાન, પરભાત ઉગ્યો ભાંણ. ૫

ઢાલ.

પરભાત ઉગ્યો ભાંણુ અનોપમ, ગઇ મોહમે રાત;
આશ છાંડી સરણુ પામી, મુકતુ એ વાત. ૬

આદ ૧૨.

તમો તો સદાય છો હુંય નથી એકવાર, એહપણુ મોહ પામીયું એ. ૧
પરગડુ[5] કરીને કુપથી કાઢીયો, વાટ દેખાડી ઘેર મોકલ્યો એ. ૨

વલણ.

ઘેર મોકલ્યો સોય જાણ, નીરમલો કરીને પ્રાણ. ૩
પરમાતમા છે ઠામ, તાંહાં આતમા વીશ્રામ. ૪
એમ એક લાગ્યો રંગ, નીપન્યો તે અંતર ભંગ. ૫

વલણ.

નીપન્યો તે અંતર ભંગ એણીપેરે, હવો તું પરબ્રહ્મ;
હણ્યો હું જેમ કીટ ભમરી, ધ્યાન રીતે તેમ. ૬

---

૧ ધાર્યોં=દબાવ્યો. ૨ ગારૂડી=વાદી. ૩ શલાકા=આંખ આંજવાની સળી, ગોળ સળેખડી. ૪ નીગમ્યા=કાઢી નાખ્યા. ૫ પરગડુ=કુવામાં પડેલા માણસને કાઢવાને દોરડુ નાખવું.

આદ-૧૩.

સમરણ ધ્યાન ચૈતન રસ લીધુએ, આવે એ ગઉઆ જેમ વાછરૂએ. ૧
નામનો બાંધ્યો હરિ આપણપે આવેએ,ભગત નમેહેલે સ્વામી વણસંતુએ.૨

વલણ.

વણસંતુ છે ભવ સાથ, તાંહાં ભગતી જમલા નાથ. ૩
તું ભક્તવત્સલ[1] રામ, સતારથ તાહારૂ નામ. ૪
પ્રગટ સુ મન દ્રેસ, એમ નીત નવા તુજ વેષ. ૫

ઢાલ.

એમ નીત નવા તુજ વેષ, નામે સેવ દેવ મોરાર;
ભગત જાંણી પ્રગટ જેને ઉવેખે, તે એકલો સંસાર. ૬

આદ-૧૪.

માણેક મોતી સોવરણ મંડીત[2], ચંદન કુસુમ રીઝે નહીએ. ૧
ગીતે નાદે સ્તુતે જેહ નવ રાચેએ, નાચે પણ ભોલવાય નહીએ. ૨
ડાહ્યા પણે ભોળાપણે જેહ નવ રીઝેએ, તે કેમ કીજે વસ આપણેએ. ૩

વલણ.

તે કેમ કીજે વસ આપ, જે બ્રહ્મા શંકરનો બાપ. ૪
તેહ તણી સુરત છે એમ, જાંહાં હુંજ તાંહાં મુજ નામ. ૫
જાંહાં જાંહાં જન લે નામ, તાંહાં તાંહાંજ મારો ઠાંમ. ૬

ઢાલ.

તાંહાં તાંહાંજ મારો ઠામ, કોઇ ન કરે વીઘન ને ત્રાસ;
અંત લગી હરિનામ સેવે, દેઉ અનોપમ વાસ. ૭

ટીકા.

રાત દીવસ એસો જાંણીને અનુસરો;
છાંડો સંસાર એ વણસંતુ[3] એ. ૧
અણ[4] વણસંતુ છે એક નારાયણ;
જનમ મરણ જેહેને સરજ્યા એ. ૨
માનવ જનમથી જેહ નવ છુટયાએ;
જનમ અનેરે[5] કેમ છુટશેએ. ૩

---

૧ ભક્તવત્સલ=ભક્ત છે વહાલો જેને એવો; કલ્યાણકારી. ૨ મંડીત=મંડીલ, મુગટ ૩ વણસંતુ=નાશ થતું. ૪ અણ=નહીં. ૫ અનેરે=બીજે.

વીષીયા વલુંધ્યો[1]એ ઘર ધંધે વાહીયો;
આલ ઉતમ ભવ નીગમ્યુંએ. ૪
વીષીયા તજીને હેત ના ચીતવ્યો;
ભગત એ પરીબ્રહ્મ અનુસર્યોએ. ૫
ચતુર ખાણુ તણા ભાગને રૂપએ;
આદ અરૂપ એક તેજ હોયએ. ૬
સુર મુની માનવ સ્થાવર જંગમ;
ભાંગતાં કરમ તુજને નથીએ. ૭
પાપ ધરમ જેણે મેહેલ્યાં સંસારએ;
કરમ ધરમ તેહેને નવ છબેએ. ૮
જેણે વીશ્વાનર ઉનોએ[2] સરજીયો;
તેહ ઉનમ[3] કુણુ કહી શકેએ. ૯
હેમ હેમાલ જેણે નીપાઇયાં;
સીતલ ગુણુ કેવા ઉપજયાએ. ૧૦
આદ પવન જેણે મેહેલ્યો સંસારએ;
તેહ તણું બલ છે અતી ઘણુંએ. ૧૧
ગ્યાન દીધુરે જેણે દેવ માહેશ્વર;
ગ્યાન સેવા કરે તેહ તણીએ. ૧૨
ધરમ આચાર સરવે સત ઉપર;
અધીક બોલ્યુંરે પરીબ્રહ્મ નામએ. ૧૩
વેદ પુરાણુ એમ બોલે છે વલી વલી;
નામ તોલેરે નથી અવર ફળએ. ૧૪
નામ મહીમા ફળ અનંત ન લાભેએ;
પ્રતીત માને ફળ પામીએ એ. ૧૫
જેણે એ બોલેએ નિશ્ચેએ બાંધેએ;
તે કાંઇ સાધ એ તપ કરીઆએ. ૧૬
તુળસી એ નામ તીલક ગોપીચંદન;
સંત સંગત સમુ નથી અવર ફળ એ. ૧૭

૧ વલુંધ્યો=મંડ્યો, વળગ્યો, વિંટળાયો, પેંધ્યો, પલક્યો. ૨ ઉનો=ઉત્પન્ન કર્યો.
૩ ઉનમ=કળા.

શાસ્ત્ર બોલે એ નિશ્ચે આણે એ;
ઓછુ છોડીને અધીક લ્યો એ. ૧૮
નામ નીધંટ જાંહાં ચંત ન આવે એ;
તો કેમ પામીએ પરમપદએ. ૧૯
મંત્ર અધ્યાતમ મુકીને આપણું;
નામ આપ્યુ નીજ ભક્તને એ. ૨૦
અવર સરવે ઝધડે વલગાડીયાં;
નામ પ્રતીત નથી જેણે એ. ૨૧
જેહને કરમ સંચ્યુ હોય અતી ઘણું;
તેહને પ્રતીત ન ઉપજે એ. ૨૨
કર્મ ખુટયા વીના પ્રતીત ન ઉપજે;
પ્રતીત પાખેરે[૧] વલી અવતરે એ. ૨૩
જનમની કોડે વૃત મંત્ર અધ્યાતમ;
છેલ્લે જનમ પ્રતીત છે એ. ૨૪
મન વલગાડયુ પરીબ્રહ્મ ધ્યાન એ;
અહીત કરમ પરીબ્રહ્મ હાથ એ. ૨૫
હુંય માહેરૂ નથી તાહેરૂ છે;
કત કરમ સહુએ સ્વામી તુજ હાથ એ. ૨૬
એમ કસે અડવું ન આપ ન લેખવુ;
સૈયલ[૨] નારાયણ પેખીયો એ. ૨૭
સાચુ એ નિશ્ચલ તુહજ સ્વામી;
વણસંતુ જુઠુ સહુએ ભાંગ તું એ. ૨૮
એહ ધવળ[૩] જે કોઇ પઢીને વિચારે એ;
તેહ ફીટે ને પરબ્રહ્મ હોય એ. ૨૯
અણછતો ભગત વીનંતી કરે સ્વામી એ;
પામીએ સરણ શ્રી ગુરૂ તણુ એ. ૩૦

---

૧ પાખે=વીના, વગર. ૨ સૈયલ=સઘળે. ૩ ધવળ=ધોળ.

# પદમ ધોળ.[1]

## પદ–૨૦.

આદ–૧.

શ્રીય ગોર સ્વામીજી તમો પાયે લાગુએ, માગુએ સંતો મતી નીરમલી. ૧
નીરમલી નગરીય દવારકાં પાટણ, વૈકુંઠ નાથ જાંહાં અવતર્યા એ. ૨

વલણ.

વૈકુંઠનાથ જાંહાં અવતર્યારે, દેવતા ને સુધ;[2]
શ્રસ્ટા[3] તે શંકર સહુ મલ્યા, ધરમ પુછવા હરિ બુધ. ૩
અંગ ઉલટ ઉપજ્યોરે, દેવ શું છે કાજ;
આકાશવાણી ઑચરી, તમો વળો પાછા આજ. ૪
આદ પુરૂષ જાંહાં અવતર્યારે, પાટણ પરજાપત;[4]
આપ આપણે સ્થાનક જાઓ, હીંડવા જુગત. ૫
બ્રહ્મા તે શંકર ઇંદ્ર સુર, તેત્રીસ નર ને નાર;
હરિ મૃત લોકે અવતર્યા, થઇ માનવી સંસાર. ૬
શારદાની તીરે જાઓ, વેગે ન લાવો વાર;
પાટણ મધે પદ્મ કહીએ, જાણીએ કુંભકાર.[5] ૭
કરણ[6] કારણ પિતા જેહના, લક્ષ્મી જેહની માય;
પાતાળદે[7] પટરાગણી, જઇ લાગો હરિને પાય. ૮
કરજોડી કરૂ વીનતીરે, વેગે તે નામુ શીશ;
કાજ કહો જઇ આપણા, જાંહાં અવતર્યા જુગદીસ. ૯
જનક જોગે[8] અવતર્યારે, સુખદેવ નારદરૂપ;
એક થઇ દાસ રહ્યા, એક થયા બડ[9] ભુપ. ૧૦

વલણ.

એક થયા ભડ ભુપરે સ્વામી, સ્વરૂપ કળ્યુ નવ જાય;
આપ આપણે સ્થાનક મલ્યા, શ્રી પદ્મનાભ તણે પસાય. ૧૧

---

૧ પદમધોળ=શ્રી પદ્મનાભજી મહારાજના જન્મ ચરીત્રનું કીર્તન. ૨ સુધ=સારૂ, માટે, વાસ્તે. ૩ શ્રસ્ટા=સૃષ્ટિના ઉતપન કર્તા. ૪ પરજાપત=કુંભાર. ૫ કુંભકાર=કુંભાર. ૬ કરણ=પદ્મનાભજીના પિતાનું નામ છે. ૭ પાતાળદે=પદ્મનાભજીની સ્રીનું નામ છે. ૮ જોગે=માફક, પેઠે. ૯ બડ=મોટા.

આદ ૨.

સ્વામી શેવક મલી ગુંજ[1] પ્રકાશીયે,
અમો મન આનંદ અતી ઘણોએ. ૧
દેવ કારણ કહો ચરણ પસાયો કરી,
વપરીત અવતર્યા કોણ કાજ. ૨

વલણ.

વપરીત ગત હું અવતર્યોરે, આગે તે અનેક વાર;
મેં શંખ તાર્યો વેદ વાર્યો, મચ્છને અવતાર. ૩
કઉરમ રૂપે મેણ[2] મથીયો, રતન ચઉદ લીધ;
મેં મંદીર પુસ્ટે સમુદ્ર ગાહ્યો, કાજ સુરીનર સીધ. ૪
મેં મહી[3] વે ડાઢા અગ્ર રાખી, ધર્યું વરાહ રૂપ;
મેં વીશ્વ ઉપર હેત આણી, ભુર[4] રાખ્યા ભુપ. ૫
નરસૈં રૂપે અવતરીને, હણ્યો મેં હરણાંકૈંસ;
પ્રેહેલાદ થાપી પદ આપી, અમર[5] સઘલાં સાક્ષ.[6] ૬
વામન રૂપે થયો વાડવ,[7] જાચીયો[8] બળરાય;[9]
પાતાળ ચાંપ્યો નાગ કાંપ્યો, માગ્યો વર પસાય. ૭
ફરશુરામે અવતરીને, મોડયા ક્ષત્રી ક્રોડ;
વીપ્રને આપી મેદની,[10] તાંહાં રહ્યો હું કર જોડ. ૮
રામ રૂપે હણ્યો રાવણ, સીતા વાલી ભીછ;[11]
સાતમે અવતાર આગે, તાંહાં વાનર રીંછ. ૯
અસ્ટમે હું અવતર્યોરે, વળી જાદવ વંશ;
કૃષ્ણ હું ગોવાળ તાંહાં, વેગે ઝીંકયો[12] કૈંસ. ૧૦

ઢાલ.

વેગે ઝીંકયો કૈંસરે સ્વામી, આપણ ગયા દ્વારામતી;[13]
બાર જોજન નગ્ર વાસ્યુ,[14] ત્રઠ નીરમલ ગોમતી. ૧૧

૧ ગુંજ=છાનીવાત, ગુંચવણ. ૨ મેણ=મેરાંમણ સમુદ્ર. ૩ મહી=પૃથ્વી. ૪ ભુર=ભુરલોક (ચૌદ લોકમાંનો એક લોક). ૫ અમર=દેવલોક. ૬ સાક્ષ=સંઘાથે, સાથે. ૭ વાડવ=બ્રાહ્મણ. ૮ જાચીયો=ભીક્ષા માગી. ૯ બળરાય=બળીરાજા. ૧૦ મેદની=પૃથ્વી. ૧૧ ભીછ=ભીડ, સંકટ. ૧૨ ઝીંકયો=વીંઝીને-મારીને પથરા ઉપર પછાડયો, મારીને નીચે પાડી નાખ્યો. ૧૩ દ્વારામતી=દ્વારકા. ૧૪ વાસ્યુ=વસાવ્યું.

આદ ૩.

નવમે હું અવતર્યો બોલજ પાળવા, ટાળવા કારણ કરમનું એ. ૧
મરમ ન જાંણેરે મુનીજન માહેરો, વેદપુરાણ કરે વીનતીએ. ૨

વલણ.

વેદપુરાણ કરે વીનતીરે, કોઇ ન જાણે મર્મ;
હરિ બુધ રૂપે અવતર્યા, જુગ પાળવા[1] એ ધરમ. ૩
કરમ વીશ્વનું ટાળવા, અને ગાલવા[2] ગુણ બીજ;
સંસાર પાર ઉતારવા, જાચકને જુગદીશ. ૪
ભગ્ત દોહોદસ[3] પ્રગટ થાશે, ગાજસે બ્રહ્માંડ;
વૈષ્ણવ રૂપે વિષ્ણું અવતર્યા, છોડવા સર્વ ખાંણ. ૫
મુઢ ફેડી ગુણવંત કીધા, દુસ્ટ કીધા સાધ;[4]
અમો દીન ઉપર દયા આણી, ક્ષમા[5] બહુ અપરાધ. ૬
અનેક તેં અવતાર તાર્યા, અસુર[6] રૂધી[7] વાટ;
શ્રી પદ્મનાભ પધારીયા, મુગતા તે કીધા ઘાટ. ૭
કાસ્ટ કલેવર[8] આવી મલ્યા, નીરમલા કીધાં નીર;
અધમ એણીપેર ઓધર્યા, પછે સંત શરીર. ૮
ખટદરશણને ક્ષમા આપી, સમ[9] દમ[10] ને સંતોષ;[11]
સંત સંગત સહુ મલ્યુ, ગયો જન્મ જીરણ[12] રોગ. ૯
સંસાર સાગર સહુ પડયુંરે, બુડતાં નહીં પાર;
જનકની પેરે જુગ સઘલો, ઓધર્યો આવાર. ૧૦

ઢાળ.

ઓધર્યો આવાર રે સ્વામી, વિશ્વ ઉપર હેત કરી;
શ્રી પદ્મનાભ અવતાર લીધો, ખાંણ ચારે ઓધરી. ૧૧

આદ-૪.

દ્વારકાં કાશીએ ક્રોડ શીરોમણ, ખ્યાલ વાડીરે તણી કેમ કહુ એ. ૧
નીરંજન પદ થકી અવતર્યા પરબ્રહ્મ, પાટણ પરજાપત શ્રી પદ્મનાભ. ૨

---

૧ પાળવા=પાલણ કરવા. ૨ ગાલવા=ખોસવા. ૩ દોહોદસ=ચોતરફ. ૪ સાધ=જ્ઞાની. ૫ ક્ષમા=માફ. ૬ અસુર=દૈત. ૭ રૂધી=રોકી. ૮ કલેવર=ચૈતન્ય વિનાનું શરીર, દેહ, હાડપિંજર, ખોળીઉં. ૯ સમ=સમતા. ૧૦ દમ=ઇંદ્રિઓને રોકવી. ૧૧ સંતોષ=સાંતી. ૧૨ જીરણ=જુનો.

વલણ.

શ્રી પદ્મનાભ જોગે અવતર્યારે, સાર્યા અવની[1] કાજ;
અમો રંકને કર રતન લાધ્યું, અંગ ઉલટ આજ. ૩
નીરધન ને જેમ ધન લાધ્યું, અને મોડયો શત્રુકાર;
લક્ષ ચોરાસી મુગત આપી, કીધા પરઉપકાર. ૪
વાડી તે વૈકુંઠ પેરે પ્રગટી, જાંહાં તેજ બ્રહ્મ પ્રકાશ;
પરબ્રહ્મ પદ નર નાર ગાય, નીરંજન પદ વાસ. ૫
સંત સહુ સમીપ[2] તેડયા, સાર્યા[3] પૃથ્વી કામ;
તીલક તુળસી સંત સંગત, મુખ લો હરિ નામ. ૬
વસુધા[4] તે ઉપર અવતરીને, પુંજ્યા તે પાવન સાર;
મેગલની[5] પેરે મલપતાં, થઇ છોડ્યો સંસાર. ૭
સંત સહુ આનંદે બેઠા, હોય છે દેવ જ્ઞાન;
વૈકુંઠ રાજા મધ્યે બેઠા, આપે ઉત્તમ દાન. ૮
સંસાર સઘલે શોક ભાગ્યો, હવો હરખ અપાર;
દેવ દુંદભી વાજીયાં, બ્રહ્માંડ જય જય કાર. ૯
વૈકુંઠ ભણી વૈમાન ચાલ્યાં, જમ ભાગી વાટ;
નગર નગર તોરણ સોહે, હોય દેવને ગ્રેહે[6] ગાટ.[7] ૧૦

ઢાલ.

દેવને ગ્રેહે ગાટ હોયરે સ્વામી, શ્રી પદ્મનાભ પસાયો કરી;
ભણે વૈષ્ણવ પદ્મનાભ, જમનાં જોખમ ગયાં ટળી. ૧૧

## વાડીનો રાસ.

### પદ-૨૧.

આદ-૧.

પ્રથમ એ દ્વારકાં પાટણ માંહેએ, વીપરીત ગત હરિ અવતર્યાએ. ૧
આગે એ મછ કુરંમ વરાહ તું, નરસૈં વામન ફરશુરામ. ૨
રામ તું કૃષ્ણ કીપાલ નીરંજન, અનંત મુરત સોહામણોએ. ૩
નવમે બુધ રૂપે હરિ અવતર્યા, ધ્યાન ધરીને જપ માંડીયું એ. ૪

૧ અવની=દુનીયાં પૃથ્વી. ૨ સમીપ=સાહામા. ૩ સાર્યા=પુર્ણ કર્યાં. ૪ વસુધા=પૃથ્વી.
૫ મેગલ=હાથી, ગજ, માતંગ. ૬ ગ્રેહે=ઘેર. ૭ ગાટ=રસ્તો, વાટ.

વલણ.

ધ્યાન ધરી જપ માંડીયુરે, જગમાં જે જેકાર;
શ્રી પદ્મનાભ પધારીયા, તાંહાં વીશ્વ કરવા સાર. ૫
સંત માંહે પરવર્યારે, જેસો પુનમ ચંદ્ર;
આકાશ રવી જેમ બીંબ સોહીએ, અભીનવો[1]એ ઈંદ્ર[2]. ૬
શામ વરણ સોહામણોરે, ગૌપતી ગોપાળ;
હરિ ધરમ સ્થાપે કરમ કાપે, દીસંતોરે દયાળ. ૭
જેસો જલધર[3] ઉનવ્યોરે, ભગ્ત વરસે મેહ;
જાગરણ તાંહાં નીરગોખ[5] વાજે, ગ્રહે ગયા મુનીદેવ. ૮
તીલક તુળસી નામ આયુધ, ઓધર્યા શ્રી નાથ;
સમરથ બોલે સાંભળો, આપીયાં વૈષ્ણવ હાથ. ૯
બલ[6] વીભીક્ષણ[7] અમરીસ, નારદ ધ્રુવ ને પ્રેહેલાદ;
સુખ સુદામાને સરણ આપ્યાં, દીધો અજામેલ સાદ. ૧૦
રૂપ તેં પ્રગટ કીધું, અકળ કળ્યો[8] નવ જાય;
વૈકુંઠ છોડી આવીયા, પાટણ વાડી માંહ્ય. ૧૧
વાડી તે વન રળીયામણુરે, દીસંતું કૈલાસ;[9]
બ્રહ્મસદન[10]નીરંજનપદ,તાંહાં ભગ્ત જનની પોહોચીઆશ. ૧૨

આદ-૨.

અનેક ભગત કરે તાહેરી સેવાએ, દેવ તેત્રીસ કોડ ઇંદ્ર સહીત એ. ૧
શ્રષ્ટા[11] એ શંકર સુર મુની માગેએ,ચરણ લાગેરે સ્વામી તાહેરેએ. ૨
ત્રીલોક કેરો એ નાથ નીરંજન, દાનવ ગંજન[12] શ્રી દયાલ દેવ. ૩
અતી રસ કોમલ અકલ અભેદએ, વેદ અતીત વ્યાપી રહ્યો એ. ૪

વલણ.

રહયો વ્યાપી વીશ્વ થાપી, ગોપવ્યું[13] તેં નામ;
શંભ[14] બંભ[15] બોલાવીયા, બેહુને સોંપ્યાં કામ. ૫

---

૧ અભીનવો=ન્યારો નહીં. ૨ ઇંદ્ર=સુરજ. ૩ જલધર=સમુદ્ર. ૪ ઉનવ્યો=ઉમટયો, ઉપજ્યો. ૫ નીરગોખ=વાજાં, નગારાં. ૬ બલ=બળીરાજા. ૭ વીભીક્ષણ=રાવણનો ભાઈ. [ ભગત ] ૮ કળવું=જાણી જવું, સમજી જવું, અટકળ કરવી. ૯ કૈલાસ=હીમાલયનું એક શીખર છે, એ નામનો પહાડ છે. ૧૦ સદન=સ્વરૂપ, વસ્તુ. ૧૧ શ્રષ્ટા=બ્રહ્મા, સૃષ્ટીના ઉત્પન્ન કરનાર. ૧૨ ગંજન=મોટા. ૧૩ ગોપવ્યું=ગુપ્ત રાખ્યું. ૧૪ શંભ=શંભુ, મહાદેવ. ૧૫ બંભ=બ્રહ્મા.

ભક્તવત્સલ બરદ[1] તાહેરૂ, તુહજ ગુરૂવો રાય;
લીલા તે સઘળી તાહેરી, તે વરણવ કેઇ પેર થાય. ૬
પૃથ્વી આકાશ પરવત, સપ્ત[2] સાહેર તોય[3];
ક્ષેણું એકમાં મરજાદ લોપે, રહ્યાં તાહેરે બોલ. ૭
ગાળ દેતાં ગુણ કરેરે, એસો સમરથ રાય;
વેર ભાવે ઓધર્યા, દાનવ ફેડયો ઠાય. ૮
અવર ઉપર હેત આણી, દ્રષ્ટ પડીયા જેહ;
ગરભવાસ નીવારીયા, નર તારીયા તાંહાં તેહ. ૯
સકલ પૃથ્વી ચૌદ લોકે, તું કરે તે હોય;
તારી જમલ જોતાં નહી બીજો, અવર ન દીસે કોય. ૧૦
માન મરદન[4] તુહજ સ્વામી, વીશ્વ કેરો પાલ;
હું કરૂં મેં નીપજેરે, એહજ સહુએ આલ[5]. ૧૧
તું કરે તે નીપજે, એ સત્ય વાણી વેદ;
અવર સહુએ વણસતું, મન કાં આણો ભેદ. ૧૨

આદ-૩.

ભેદ નહી જસ જેહેને સુમરણે, તેહ સદાય નીત સેવીએ એ. ૧
પરમ જીવન હરિ ગુણનો નીધ્યાન એ, તીરથ કોટ સેવા કરે એ. ૨
એક નીઘંટ નીશ્વાસ તું આણીને, પ્રાણીયા પરીબ્રહ્મ જપ કરો એ. ૩
નીપજે બોલે જેહ નથી તેહને એ, દરશણે સહુ ચત્રુભુજ હોય એ. ૪

વલણ.

દરશણ તોરે હોયરે સ્વામી, સહુ ચત્રુભુજ દેવ;
ખાંણ ચારે ઓધરી, તોહે ન લાગે સેવ[6]. ૫
કામ કરોધે લોભે વાહ્યો, સુધ નહીં એહ વાત;
માયા તે સાંકલ સાંકલ્યો, કેમ સાંભળે તુંને તાત[7]. ૬
આશા તે પરવત અતી ઘણાએ, માંહે વસમા માર;
તેહ તું ઓલાંગી એ, જો તું કરે હરિ સાર. ૭
કરમ બંધન ઉપજ્યું, અવતર્યું તેહી હાથ;
અહંકાર માંહે પરવર્યું, પ્રકૃતી કેરે સાથ. ૮

૧ બરદ=લાજ. ૨ સપ્ત=સાત. ૩ તોય=જલ, પાણી. ૪ મરદન કરવું=નાશ કરવો.
૫ આલ=જુઠું. ૬ સેવ=સેવા. ૭ તાત=પિતા, પરમાત્મા.

સંસાર સાગર દોહેલાંરે, નીત નહીં ઉતાર;
મારગ માંહે મોહ દીસે, તમો વીના નહીં પાર. ૯
એક તીરથ ભરમ લાગ્યો, એક સાધે જોગ;
એક રામા[1] રંગ રાતા, એક વંછે ભોગ. ૧૦
તત્વ તાહેરૂ નામ લાધ્યું, આવીયો વીશ્વાસ;
અંગ ઉલટ ઉપજ્યો, સ્વામી રૂદે તાહારો વાસ. ૧૧
અનેક આગે ઓધર્યા, માહા કરમ મારગી ક્રોડ;
પરબ્રહ્મ નામે જે મલ્યા, ભવના તે બંધન છોડ. ૧૨

આદ ૪.

જેહને સમરણ સંકુસ્ટ છુટીએ, નરક છુટીએ ગરભવાસ એ. ૧
પામીએ નીશ્ચલ ઠામ નીરંજન, અચલ વીસરામ તે અનુભવ્યો એ. ૨
સદાય આનંદછે જાંહાં પરમાનંદછે, હરખ આનંદ તાંહાંઅતી ઘણોએ. ૩
નહીં અંધકાર તાંહાં કેવલ તેજ છે, સંત સદાએ હરિસુ રમે એ. ૪

વલણ.

સદા હરિસુ સંત રમતા, નામ એકજ વાત;
તું કરે તે નીપજે, ત્રીલોક કેરો તાત. ૫
મચ્છ રૂપે અવતરીને, વેગે વાલ્યા વેદ;
શંખને તેં સરણ આપ્યું, ટાળીયો ભવ ભેદ. ૬
કઉરમ રૂપે અવતરીને, રતન ચૌદ લીધ;
અનેક દાનવ નીરદલ્યા[2],તાંહાં કાજ સુરીનર સીધ. ૭
વરાહ રૂપે વીશ્વ કારણ, ધરી પૃથ્વી દાઢ;
વેગે વાલી બુડતી, ધન ધન સુકર[3] દાઢ. ૮
નરસૈં રૂપે હરણાકૈંસ, ક્રોડ કટકા કીધ;
પ્રેહેલાદ સ્થાપી બંધ કાપી, રાજઅવીચલ દીધ. ૯
વામન રૂપે થયો વાડવ, જાચીયો બલ દાન;
ત્રણ કદમ[4] તુ આપ પૃથ્વી, મુજ રહેવા ઠામ. ૧૦
ફરશુરામે ધરી ફરસી, કીધાં ક્ષત્રી કામ;
વીપ્રને આવી મેદની[5], તાંહાં અવતર્યા શ્રી રામ. ૧૧

---

૧ રામા=સ્ત્રી. ૨ નીરદલ્યા=મારી નાખ્યા. ૩ સુકર=ભુંડ. ૪ કદમ=બે પગલાની વચમાંનું જે છેટું તે-અંતર તે. ૫ મેદની=પૃથ્વી.

રામ તુહજ કૃષ્ણ તુહજ, નહીં પ્રાક્રમ[૧] પાર;
કંસ[૨] રાવણ ઓધર્યા, તાંહાં ક્ષેણુ ન લાગી વાર. ૧૨
બુધ રૂપે ધ્યાન ધરીયું, પ્રથમ પરમાનંદ;
પરબ્રહ્મના ગુણ ગાવતાં, મન ઉપજે આનંદ. ૧૩
કલંક કલીનું[૩] ટાળવા, નીકળ્યા છે ભરથાર;
ભણે વૈષ્ણુવ વાર દશમી, અવતરસે આ વાર. ૧૪

## લઘુરાસ.[૪]

### પદ–૨૨

શ્રી પદ્મનાભ પરબ્રહ્મ એમ મલીયા, છુટયારે સત લક્ષ ક્રોડ;
છુટયારે જંત પ્રાણી અવતરણા. હો નરહર. ૧
ચાર ખાણ હવી નીરમલી, તમો બાપજી પસાવોરે;
સહુ કોઇ જાયરે મુગતુ થઇરે. હો નરહર. ૨
જીરૂ ઇંદ્રાદીક આનંદીયા, મુની ક્રોડ તેત્રીસરે;
કંઇ સ્વર્ગ ને એકવીસ દુદંભી વાજીયાં. હો નરહર. ૩
બ્રહ્માદીક શીવ હરખીયા, અમો પરબ્રહ્મ પામ્યારે;
કાંઇ પામ્યારે ધાતાં અનંત, બ્રહ્માંડ ધણીએ. હો નરહર. ૪
અસ્ટ કુલ પરવત ચત્રુભુજ હવા, હવા નવકુલ નાગરે;
છુટયા સેહેસ્ત્ર ઇઠયાસી તપ કરણા. હો નરહર. ૫
હરિ સુરજ ઉદે હવો, ત્યારે વીતી મોહ રાતરે;
કીરણુ[૫] પ્રગટયા પરબ્રહ્મ સહસ્ત્ર નામ. હો નરહર. ૬
વૈષ્ણુવ જન સહુ સાંભળો, રાજા પરબ્રહ્મનું બોલ્યુંરે;
નોહારે બોલ્યુ ઉપમા તણું. હો નરહર. ૭

---

૧ પ્રાક્રમ=ચરીત્ર. ૨ કંસ=શ્રી કૃષ્ણનો મામો અને મથુરાંનો રાજા. ૩ કલી=કળજુગ, ચાર યુગમાંનો છેલ્લો યુગ, ( ૧ સત, ૨ ત્રેતા, ૩ દ્વાપર અને ૪ કલીયુગ. ) અધર્મનો જમાનો. અસતનો જમાનો. ૪ લઘુરાસ=( લઘુ=નાનું, ટુંકું, સુક્ષ્મ+રાસ=વીરરસ કાવ્ય. ) ટુંકું, સુક્ષ્મ વીરરસ કાવ્ય. ૫ કીરણુ=સીધી લીટીમાં પડતો તેજસ્વી પદાર્થનો પ્રકાશ તે. તેજ.

## ચતુરવદનનો રાસ.

( ગરૂવા ગણપતના રાસનો રાગ. )

પદ—૨૩.

સાખી.

મદન છેદન[1] નામ પ્રભુનું, કોઇનો મદ[2] ન રાખે;
કાંકરાની પેઠે, ફડાક[3] કાઢી નાખે. ૧

ચતુર વદન સમર્યો જુગ આદે, ત્રીપુર હણ્યો શીવે જેહ પ્રસાદે;
નાદે[4] સ્તવું[5] ગુણ ઇસ, હરિ હરિ. ૧
સકલ ભુવન વ્યાપી રહી વાંણી, મન સમરો સદગત ચીત આંણી;
જાંણે દઇવત સારો, હરિ હરિ. ૨
અહરનીસ સમરો એક નીરંજન, જરા મરણ દુઃખ ભવ ભે ભંજન;
રંજન મુનીજન ચંતો, હરિ હરિ. ૩
બ્રહ્માદીક ગુણ પાર ન પામે, એકવાર જપ ગોવીંદ નામે;
સ્વામી સમરથ રાચો, હરિ હરિ. ૪
પુત્ર અજામેલ પોકાર્યો, નારાયણ નામે ભવ તાર્યો;
રહયો પરમ પદ સોય, હરિ હરિ. ૫
અપરમાતાએ ઉછંગ ઉતાર્યું, ધ્રુવ નારાયણ નામ સધાર્યું;
રહયો અચલ પદ લેયો, હરિ હરિ. ૬
જાગ દાન તપ તીરથ કેરૂ, તે પે હરિ ફળ અતી ઘણેરૂ;
તે રજની દીન ધ્યાનો,[6] હરિ હરિ. ૭
અનેક પુન્ય તણાં ફળ ગાજે, તે સરવ હરિ જપ આગળ લાજે;
ભાગે તેણે અવતારો, હરિ હરિ. ૮
હરિ નામે પાતક કુલ[7] નાસે, સંજમની[8] પત અનુચર ત્રાસે;
આશ ન કરે કદાપો,[9] હરિ હરિ. ૯
જેમ તીમીર ફેડે રવીકીરણ આગળ, કરમ નથી તાંહાં હરિ જપ આગળ;
કળજુગ પ્રતક્ષ પ્રમાણો, હરિ હરિ. ૧૦

---

૧ મદનછેદન=(મદન=ચઢી ગએલો જુસ્સો+છેદન=કાપનાર, નાશ કરનાર, ઉતારનાર) ચઢી ગએલો જુસ્સો ઉતારનાર. ૨ મદ=અભીમાન, ગર્વ, બહેકાટ, તોર. ૩ ફડાક=તાબડ-તોબ, ભડોભડ, તડાતડ. ૪ નાદે=રાગે. ૫ સ્તવું=સ્તુતિ કરૂં. ૬ ધ્યાનો=ધ્યાન ધરવાનું. ૭ કુલ=તમામ. ૮ સંજમની=જમપુરી, ૯ કદાપો=કોઈ પણ વખત, કદી પણ.

શત્રુ સમાન ઇંદ્રી ઉવેખો,[1] સચરાચર નારાયણ પેખો;
લેખો આપ સમાનો, હરિ હરિ. ૧૧
નામ તણો મહીમા જેણે લીધો, નીશ્ચલ વાસ પરમપદ કીધો;
પીધો પરમાનંદો, હરિ હરિ. ૧૨
અમરીસ નરપે હરિ આરાધ્યો, પ્રતીત સહીત જેણે હરિદીન સાધ્યો;
લાધ્યો તેણે પસાયો, હરિ હરિ. ૧૩
અમરીસ ગરભવાસ નીવાર્યો, અંગી કરવા શ્રાપ સીધાર્યો;
હાર્યો મુનીછલ ભેદો, હરિ હરિ. ૧૪
વૃખલી[2] જનમ પરહરી, પરસીધ્યો, નામ પરભાવે નારદ સીધ્યો;
સદા મુગત ફળ લેયો, હરિ હરિ. ૧૫
કાલે[3] સહુ વણસંતુ વિચારો, કામ કરોધ મદ મરડી મારો;
સાર જપો હરિ નામે, હરિ હરિ. ૧૬
વીષ્ણું ભગત રસ શંકર જાણે, રામનામ ધ્યાને મન આંણે;
ક્ષેણુ ન મેહેલે ચતો, હરિ હરિ. ૧૭
વરણ ધરમસુ વિચાર સુકીત કર, સેવો ભાવે નારાયણ અનુસર;
હરિપદ પામેસ અંતે, હરિ હરિ. ૧૮
કરમ અનુસારે બુધ ઉપાએ, બુધ અનુસારે કરમ કરાય;
જાયે જીવ ન પારો, હરિ હરિ. ૧૯
કરમ જાળ હરિ નામે તુટે, અહરનીસ સમરણુ બંધન છુટે;
છુટે એમ ગર્ભવાસો, હરિ હરિ. ૨૦
જન કવી પરસીદ્ધ કેવલ ભગ્તે, નરકે જીવ નીહાર્યા જુગતે;
મુગત પમાડયા સંતે, હરિ હરિ. ૨૧
રાજા દેશ હોયે એમ જુગતુ, રાજા દેશ વલી અણ વગતુ;
જુગતુ કરો તુજ નામે, હરિ હરિ. ૨૨
પ્રેહેલાદે મન અંતર રાખ્યો, નરહર પ્રગટ પિતાને દાખ્યો;[4]
સાખ હવી કલપાંતો, હરિ હરિ. ૨૩
જીવ અચેત કરમ વસ આપી, રાજા દેશ રહયો જુગ વ્યાપી;
સ્થાપી ગુણ ક્ષેણુ ભંગો, હરિ હરિ. ૨૪

૧ ઉવેખો=જુઓ, દેખો. ૨ વૃખલી=દાસી. ૩ કાલે=વખતે. ૪ દાખ્યો=બતાવ્યો.

સુક સુનકાદીક નીજ મત સારે, જપ નેમાદીક રૂદે વિચારે;
પાર ન પામે તેહો, હરિ હરિ. ૨૫
કુમત વિચારે કુમારગ માંડે, રાજા દેશ વેદ ગત છાંડે;
ડાઢ કરે જમલોકે, હરિ હરિ. ૨૬
ક્ષમા દયા સંતોસ નીરોપે, રાજા દેશ વેદ ગત લોપે;
રોપે દુરમત ચંતો, હરિ હરિ. ૨૭
કતમ સાહસ્ત્ર તણે વિચારે, પડે નરક માનવ ભવ હારે;
પાર ન પામે તેહો, હરિ હરિ. ૨૮
અવીગત પરબ્રહ્મની વાંણી, વેદ અનુસારે નિશ્ચલ જાંણી;
આણ[1] સબળ[2] છે જેહો, હરિ હરિ. ૨૯
કતમ દરશણ આપ વખાણે, કળજુગ વિષ્ણુ સ્વરૂપ ન જાણે;
ખાંણ ચહુ[3] ભવ પામે, હરિ હરિ. ૩૦
એક મુગત પતી હરિ નારાયણ, તે વણ ન લહે જોગ પરાયણ;
અનુદીન કરે અભ્યાસો, હરિ હરિ. ૩૧
જનમ મરણ ભાગી જે બેઠા, વીષે તજી પરમારથ પેઠા;
દીઠા અંતે મોરારો, હરિ હરિ. ૩૨
પરમ પુરૂષ અવીગત મદસુદન,[4] અનેક ભવ ભે પાપ નીકંદન;
દુષ્ટ નીકંદન રામો, હરિ હરિ. ૩૩
જેહ સત બોલે તેહ મન રાખો, અવર કારમુ સહુએ નાખો;
રાખો એક વિચારો, હરિ હરિ. ૩૪
હરિ મન રાખી નિશ્ચે બાંધો, પરબ્રહ્મ જોગ મુગત પદ સાધો;
આરાધો નીજ ધરમો, હરિ હરિ. ૩૫
નિશ્ચલ રાજા નિશ્ચલ વાંણી, રહયો નીઘંટ પ્રતીત મન આંણી;
નામ જપે હોય ઠામો, હરિ હરિ. ૩૬
રાસ વીનોદે[5] જે લેહે લાગ્યા, ગરભવાસના ભે તેહેના ભાગ્યા;
હરિ પરબ્રહ્મ પસાયો, હરિ હરિ. ૩૭

---

૧ આણ=દુહાઈ. ૨ સબળ=બળવાન. ૩ ચહુ=ચાર. ૪ મદસુદન=ભગવાનનું નામ છે.
૫ વીનોદે=આનંદથી.

